



# ભરૂચ શહેરની પારસી પંચાતના

## ફંડના ટ્રસ્ટડીડની પંચાતીનું

## પુસ્તક.



પ્રકાશક

દેસાઈ ચુનીલાલ ગંગારામ.

# ભરૂચ શેહેરની પારસી પંચાતનાં

# ફંડના ટ્રસ્ટડીડની

## પંચાતીનું પુસ્તક.



છપાવનાર

દેસાઇ ચુનીલાલ ગંગારામ.

રહેવાસી કસબે અંકલેસર

જીલ્લે ભરૂચ.



પ્રત ૫૦૦. સને ૧૯૨૩. આવૃતિ ૧ લી.



શ્રી 'જ્ઞાનમન્દિર' પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.
રાયપુર, વાઘેશ્વરની પોળ-અમદાવાદ.

# દીબાચો.



ભરૂચ શેહેરની પારસી પંચાયતનાં ફંડનું ટ્રસ્ટડીડ મંજુર થયાને ઘણા દીવસો નહિ થયા એટલામાં તો વિચીત્ર ગપાટાઓ ઉડવા લાગ્યા. જે ગ્રહસ્થોની તારીફ લાયક મેહેનત તથા ખંત તથા ઇંતેજારીને લીધે એ ટ્રસ્ટડીડ હસ્તીમાં આવવા પામ્યું હતું–તે લોકોને તરેહવાર રીતે-વગોવવામાં કશી કચાસ રાખેલી જોવામાં આવતી નોહતી, અને તેથી ઉલટું જયાં ન ઘટે તેનાં–હસવા સરખાં ગીતડાં ગવાવા લાગ્યાં. આવી બાબતમાં એક–વિદવાન સખસે જે અકલનાં શબ્દો કહેલા છે તે અત્રે યાદદાસ્તમાં તાજા થાય છે કે—

*Vice is seldom punished*

*&*

*Virtue is seldom rewarded.*

દુરગુણને ભાગ્યે જ તેની કરણી મુજબ સજા થાય છે.

અને

સદગુણને ભાગ્યે જ ઇનામ મળે છે.

ગમે તેટલી ધૂળ ઉડાડવામાં આવે તો પણ દુનીયામાં સત્યનો જય થાય છે–સત્ય તો સુરજની માફક પ્રકાશી રહેછે. ભરૂચ શેહેરનાં લોકો તો સારી પેઠે જાણે છે કે એ બાબતમાં સાચી વાત શી છે. પરંતુ ભય માત્ર એટલો જ છે કે પરગામવાસીઓ આવા ખોટા ગાલ બાનોથી દોરવાઇને કદાચ છેતરાઈ જઈ શકે, તે છેતરવાનો ભય આ આ નાનકડી પુસ્તકથી દુર થઇ જશે અને ખાતરી છે કે દરેક વાંચ-નાર સખસ પોતાનો અપક્ષપાત મત બાંધી શકશે અને સાચી વાત શું છે તે પકડી શકશે.

ભરૂચ, તા. ૧૫ ડીસેમ્બર ૧૯૨૨.

દેશાઇ ચુનીલાલ ગંગારામ સહી. દા. પોતે.

# ભરૂચ શેહેરની પારસી પંચાતનાં

# ટ્રસ્ટડીડની કહાણી.

## ટ્રસ્ટડીડ કેવા સંજોગે હસ્તીમાં આવ્યું તેની હકીકત.

પાક પરવરદેગારની ખરી રહેમદીલીને લીધેજ ભરૂચની પારસી પંચાયતનાં ફંડનું ત્રસ્ટડીડ મહામુશીબતે સને ૧૯૨૨ના એપ્રીલ માસમાં રજીસ્ટર થવા પામ્યું છે. એ ટ્રસ્ટડીડની કહાણી ઘણી વિચીત્ર છે, અને તેની સાથે રમુજ તથા બોધ આપનારી છે, તે કારણને લીધે ઘણે ઠેકાણેથી એવી ખાયસ બતાવવામાં આવેલી કે ભવિષ્યની ઓલાદની જાણને માટે એ સંબંધી ચાલેલો પત્રવ્હેવાર તથા ન્યુસપેપરોમાં છપાયલા કાગળો, તેમજ બહાર પડેલી મદેહનજરો વિગેરે જરૂરી લખાણનો એક સંગ્રહ કરી તેનું એક પુસ્તક છપાવવું, કે જેથી કરીને તમામ હકીકત એકજ ઠેકાણેથી નીકળી આવે, અને જોઇએ તેવારે હાથપરજ રહે. આ નેક વિચારને માન આપીને આ પુસ્તક બહાર પાડવામાં આવેલું છે.

સીરૂઆતમાં લખવાની જરૂર દીસે છે કે જ્યારે ત્રસ્ટડીડ તૈયાર કરવાની બાબતમાં અંજુમનમાં ગરમાગરમી ચાલી રહી હતી, તે વારે કેટલેક ઠેકાણેથી એવો બડબડાટ કરવામાં આવેલો હતો કે એ લખાણો અને છાપાછાપીથી ટ્રસ્ટીઓની દેશ પરદેશમાં, તેમજ જાત પરજાતમાં

નાહકની એક જાતની ફેસવાઇ કરવા જેવું થાય છે. પરંતુ એ ખોટો બડબડાટ કરનારાઓ પોતે જાણી જોઇને ભુલી ગયા હતા કે એ કૃત્ય કોણને આભારી હતું. વળી જે વખતે તેઓના સમજ્યા મુજબ આ કહેવાતી નાલેસીની તકરાર ચાલુ હતી તે વખતે પણ પોતાની ભુલો સુધારી લેવાનો તક સામી બાજુ તરફથી આપ્યા છતાં, તે જવા દેવામાં આવ્યો હતો. કબીજો ટુંકમાંજ વાત પતાવવાનો નેક વિચાર રાખ્યો હોત તો અંજુમન ખુશ થાત, અને દરેક વાતે રીતસર અને આબરૂ સાથે કામનો નિવેડો ઝટ આવી જતે, પણ દલગીરીભરેલું એ હતું કે આ નેક વિચાર મગજમાં ઉતાર્યો નોહતો, અને અંજુમનની મરજીને માન આપીને કામ લેવાયું નોહતું.

મરૂચ શેહેરમાં ટ્રસ્ટડીડ બનાવવાનો સવાલ કાંઇ દશ પંદર વરસનો ઉભો થયલો નોહતો. તે તો આસરે પાંત્રીસ વરસથી ચાલ્યા કરતો હતો. અંજુમને ઇંતેજારી ઘણી રાખેલી અને આજેજી કરવામાં કાંઇ મનાહ રાખી નોહતી, તે છતાં પણ કરતા કારવતા સાહેબોએ તેની જરા પણ દરકાર કીધીજ નોહતી, અને તરેહ તરેહવાર સબબો બતાવીને તેમાં વિલંબ નાંખવામાં કાંઈ બાકી રાખ્યું નોહતું. છેવટે અંજુમન થાકી ગઈ અને સમજી કે ટ્રસ્ટડીડ તૈયાર થયેથી ટ્રસ્ટીઓનાં અધિકાર ઉપંર એક જાતનો આંકોશ આવે અને તેમને સ્વમરજી મુજબ ચાલવાની વાત જતી રહે, તેથી તે તૈયાર કરવામાં તેઓ રાજી હોય એવું ધારવું ભુલભરેલું છે, અને જો એવી ને એવી રીતે સો વરસ નીકળી જશે તોપણ કશું ઠેકાણું પડવાનું નથી. તેથી લોકોએ વિચાર કીધો કે આ કામની આગેવાની આપણાં શેહેરના થોડાક જાણીતા ગ્રહસ્થોને સોંપવી અને તેઓ એવા મક્કમ વિચારના તથા ઉમરે પુગેલા તથા દુનીઆદારીવાળા તથા નેક વિચાર અને લાંબી નજરના જોઇએ કે અંજુમનનાં લાભ ઉપર નજર રાખી કામ લઈ શકે, અને ટ્રસ્ટીઓથી જરાપણુ અંજાય નહી, અગર તેમની રાખ

રખાવત રાખવા જતાં પોતે ભોળવાઈ જાય નહીં. એ વાત કેટલીક મુદ્દત સુધી વિચારપર રહી અને છેવટ તેઓએ (૧) ખાન બહાદુર સોરાબસા હોરમસજી સોલભાઇ શેઠ ઉર્ફે સેક્રેટરી (૨) ખાનબહાદુર નસરવાનજી શેરીઆદજી જીનવાલા ઉર્ફે સોલભાઇ શેઠ તથા (૩) શેઠ બમનસા જામાસજી જંબુસરવાળાને વિનંતી કરી કે જો તમો સાહેબો આપણી કોમનું આ અગત્યનું કામ હાથમાં લઇને પાર પાડી આપશો તો અંજુમન તમુને જાવેદાન સુધી યાદ કરતી રહેશે. એ ત્રણ ગૃહ-સ્થોની અત્રે ઓળખાણ કરાવવાની જરૂર લાગે છે.

પેહેલા ગ્રહસ્થ ખાનબહાદુર સોરાબસા હોરમસજી સોલભાઈ શેઠ ઉર્ફે સેક્રેટરીએ પોતાની જીંદગી સરકારી નોકરીમાં કહાડેલી છે. તેઓ ૬૮ વરસની ઉમ્મરના છે અને ખાનબહાદુર નસરવાનજી સેરીઆદજીના નજીકના પીતરાઈ છે. તેઓ એક રાઇટરની જગ્યા ઉપરથી વધીને ૧૨ વરસ સુધી મામલતદારના હોદ્દે રહ્યા હતા, અને પંદર વરસ ડીપોટી કલેકટરનો હોદ્દો ભોગવેલો હતો, તથા ત્રણ વરસ સુધી નામદાર સરકારના હુકમથી એક મોટા દેશી રાજના એડમીનીસ્ટ્રેટર થયા હતા. આસરે ત્રીસ વરસ સુધી ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટની હકુમત ચલાવી હતી, અને સાડત્રીસ વરસ સુધી સરકારની નોકરી કરી ત્યાંથી ફારેગ થઇને, ભરૂચમાંજ પોતાના વતનમાં મ્યુનીસીપાલીટીના પ્રેસીડન્ટ ત્રણ વરસ સુધી રહ્યા હતા. એમની કારકીર્દીમાં ઘણા ઉપયોગી કામો થયલાં છે, તે એવાં છે કે લોકો દરરોજ તેમને યાદ કરે છે, અને સરકારી અમલદારો પણ તેની તારીફ કરે છે. કોટનાં પારસીવાડનો લત્તો તથા કોટની વોહરવાડ કે જે તંદરોસ્તીની બાબતમાં ઘણા હલકા ગણાતા હતા, અને જ્યાંથી ભારે રોગોની ઉત્પત્તિ થતી હતી તે ગીચ ભાગો તોડી પડાવી હવા ઉજાસના બનાવી નાંખ્યા, અને સુખશાંતીની બાબતમાં તે જેવા હલકા હતા તેવાજ તે આજે ચઢતા ગણાય છે. એવાં એવાં ઘણાં કામો એવણે ત્રણ વરસની ટુંક મુદતની કારકીર્દીમાં

આરોપી નાંખેલાં હતાં. એમની જાહેર નોકરીની ખુંજ જાણીને નામ-દાર સરકારે એમનાં ઉપર સને ૧૯૧૩ ની સાલમાં ખાન બહાદુરના માનવંતા એલકાબની નવાજેસ કરી છે.

બીજા, તે ખાનબહાદુર નસરવાનજી સેરીઆદજી જીનવાળા આસરે ૭૨ વરસની પાકી ઉમ્મરના ઠરેલ ગ્રહસ્થ છે. આસરે અરધી સદી સુધી તેઓ રાજ્યદ્વારી તથા સંસારી બાબતો ઉપર હિંદુસ્તાનમાં અંગ્રેજી તથા ગુજરાતી ન્યુસપેપરોમાં તથા છેક ઈગ્લાંડના પ્રસિદ્ધ પેપરોમાં લખાણો કરીને તેમજ છુટક ચોપાનીઆં પોતાની ગીરેથી છપાવીને, તેમજ વળી આસરે ત્રીસ વરસ સુધી ભરૂચ મ્યુનીસીપા-લીટીના કાઉન્સીલર તરીકે શેહેરની સેવા બજાવીને નામના મેળવેલીછે. એટલુંજ નહિ, પણ આસરે પાંત્રીસ વરસ ઉપર મેહેરબાન ઉત્તર વિભાગના કમીશનર સેપર્ડ સાહેબે સરકારી રાહે લખાણ કરી એ ખાનબહાદુરને પુછાવેલું હતું કે ભરૂચ મ્યુનીસીપાલીટીના પ્રેસીડન્ટની જગ્યા તમને સરકાર આપે તો તમો કામ કરવાને ખુશી છો ? પણ તેમણે તે માગણી ઉપકાર સાથે ના પાડી હતી. ભરૂચ, ડભોઇ તથા નળાગામમાં કપાસ પીલવાનાં કારખાનાં પોતાના ઉભા કરી તેમાં ધંધો ચલાવી, વેપારી રીતભાતથી તેઓ માહેતગાર છે. એમની ઉપર પણ નામદાર સરકારે સને ૧૮૯૪ માં ખાનબહાદુરનો કેતાબ બક્ષેલો છે, ને તે વખતે એમની ઉમ્મર ફક્ત ૩૯ વરસનીજ હતી.

ત્રીજા, શેઠ બમનશા જામાસપજી જંબુસરવાળા પણ એ બેઉ ખાનબહાદુરોના સગપણમાં છે. બેહેસ્તનશીન સોલભાઇ શેઠના પુરૂષ વંશમાં એ ખાનબહાદુરો છે, અને સ્ત્રી વંશમાં શેઠ બમનશા આવે છે. તે એવી રીતે કે સોલભાઈ શેઠ એ બન્ને ખાનબહાદુરોના બાપના બપાવા થાય છે, અને શેઠ બમનસાના બપઈના મમાવા થાય છે. શેઠ બમનસા ૫૬ વરસની ઉમરના પાકા વેપારી છે. બચપણથી રૂના વેપારમાં ઉછરેલા છે. અંકલેશ્વર, સુરત તથા હાંસોટમાં કપાસ પીલવાનાં

એમનાં કારખાનાં તથા રૂની પાકી ગાંસડી બાંધવાનાં પ્રેસ છે, ને પોતાનો રૂ તથા કપાસ તથા કપાસીયાનો વેપાર ધમધોકાર ચલાવેછે. તે ઉપરાંત લાંબી મુદ્દત થઈ એવણ અંકલેશ્વરમાં ઓનરરી મેજીસ્ટ્રેટના ઓધા ઉપર બીરાજે છે, તથા ભરૂચની પારસી પંચાત તરફથી ચુંટઇને ગુજરાત મધે જે સુરતમાં પારસી મેટ્રીમોનીઅલ કોર્ટ છે તેમાં એવણ ડેલીગેટ થયલા છે.

એ ત્રણુ શેઠોએ વિચાર કરીને અંજુમનનું કામ પાર પાડવાનું માથે લીધું, પરંતુ તેની શરૂઆત કરતાં અવલ જાણવા માગ્યું કે અંજુમન પૈકી જે જે ગ્રહસ્થો ત્રસ્ટડીડ બનાવવાની ઇંતેજારી રાખતા હશે તે પૈકી થોડાકની સહીઓ લઇને અમારી આગળ લાવવી જોઇએ કે પછી અમો તુરત પગલાં ભરીશું. તે ઉપરથી આશરે પોણીબસો ગ્રહસ્થોની સહીની કબુલાતનું કાગળ તેમને આપવામાં આવ્યું હતુ. નામદાર સરકારની છેલ્લી એટલે ૧૯૨૧ની સાલની વસ્તીપત્રક મુજબ ભરૂચ શહેરમાં મરદ, ઓરત ને બચ્ચાં છોકરાં મળીને કુલ્લે પારસીઓની વસ્તી ૧૫૫૦ માણસોની છે. તે પૈકી જાણીતા અને મોભાવાળા પોણીબસો ગ્રહસ્થોની સહી જોઇને એ ત્રણે જણાઓ સમજ્યા કે હવે તો એક જાતની ફરજ એમના માથા ઉપર આવી છે તે પાર પાડયા વગર છુટકો રહોજ નહી.

ત્રસ્ટડીડ માટે અંજુમને ધીરજ ખોઈ દીધી હતી, તેનાં ઘણાં મજબુત કારણો હતાં. આસરે અરધી સદી ઉપરાંત ટ્રસ્ટીઓનો મોટો ભાગ દલાલ કુટુંબમાંથીજ નીમાતા હતા, અને તેથી કરીને પંચાતનું કામકાજ એજ લોકોની મરજી મુજબ ચાલે તેમાં નવાઇ જેવું નોહતું. લોકોનો બડબડાટ દર વર્ષે અને ટ્રસ્ટીઓની દર નવી નીમણોકે વધતો જતો હતો. પ્રથમ એ ખાનદાનના માનવંતા તથા લોકપ્રીય મુરબ્બી ખાનબહાદુર રૂસ્તમજી સોરાબજી દલાલ તથા તેમના ભાઇ મંચેરજી સોરાબજી દલાલ ટ્રસ્ટી નીમાયા હતા, અને પાછળથી ધીમે ધીમે એ દરેક ભાઇઓનાં દરેક સાહેબજાદાઓ ટ્રસ્ટીમાં દાખલ થયા હતા. એ

ખાનદાનના બહોળા કુટુંબ પરિવાર તથા વેપાર રોજગારના લાગવગ અને એમની સમજાવવાની શીરીન જુબાનને લીધે ભરૂચની રાંક અંજુમન શરમાઇને જોયા કરતી હતી, ને કોઇપણ બાબતમાં સામો અવાજ કહાડતી નોહતી. આગળ ચાલતાં એવું થઈ લાગ્યું કે ટ્રસ્ટી-ઓનું મંડળ એક વિચિત્ર મંડળી થઈ પડયું. અને તે "મામા માસીનાં મંડળ" તરીકે ઓળખાવા લાગ્યું.

કુદરતી રીતે કોઈ સખસ એવો સવાલ ઉઠાવી શકે કે અંજુમને શા માટે પોતાની જાતને આવી કફોડી હાલતમાં લાવી મુકી અને આવું "મામા માસીનું મંડળ" બનાવા દીધું, ને એક હાથે બધી સત્તા જવા દીધી? તેનો અત્રે સેજ ખુલાસો કરવાની જરૂર દીસે છે. ઉપર કહેવામાં આવેલુંછે તેમ પ્રથમ તો અંજુમન ઘણી રાંક તથા શરમાળ, અને બીજું કે જ્યારે ટ્રસ્ટીની જગ્યા ખાલી પડતી હતી ત્યારે તે કયે ઠેકાણે પૂરવામાં આવનારછે તેની ખબર કોઇને પણ આપવામાં આવતી નોહતી. કોઇક ઉઠીયાણામાં એકદમ કોઇક ટ્રસ્ટી એ નીમનોકની બાબત મૂકી દેતા, ને નીમનોક કરાવતા હતા. સાધારણ રીતે તો ઉઠીયાણામાં તો મરનાર સખસના મીત્ર સગાવાળા તથા ભાઇબંધ દોસ્તદારો હાજરી આપે છે અને બીજા ધંધાદારીઓ ત્યાં જોવામાં આવતા નથી. તેવે પ્રસંગે પ્રથમથી ગોઠવેલી નીમનોક સેહેલાઇથી થઇ શકે છે. એક ટ્રસ્ટી તેની દરખાસ્ત કરે અને બીજા ભાઇબંધ તેને ટેકો આપે ને બીજાઓ પાંચ સાત જણા હાજીહા ના પોકાર કરે એટલે તે વાત મંજુર થઈ ગઇ સમજવાની હતી.ઘણી વખતે એવું પણ બનેલું છે કે ઉઠીઆણામાં હાજર રહેલા ગ્રહસ્થો પૈકી મોટે ભાગે તો એ નીમનોક થઇ જાય ત્યાંસુધી તે વાતની તેમને ખબર પણ પડતી નોહતી, તેનું કારણ કે કેટલીક અગીઆરીમાં બેસવાની જગ્યાની તંગાસને લીધે લોકો છુટી છુટી જગ્યાએ બેઠક લેય છે, ને જ્યાં ભણતર ચાલતું હોય તે નાના ઓરડામાં થોડાક સખસો જે મરનારના ખેસીઓ વગેરે હોય છે તે ત્યાં બેસે છે, અને તેમની રૂબરૂ એ નેમનોકનો ફારસ

બજવી કહાડવામાં આવતો હતો. કોઇપણ સખસ તસ્દી લઇને બહાર બેઠેલા ગૃહસ્થોને તેની ખબર પણ આપતા નોહતા, અને તેમના મત લેવા અને ગણવાની તો વાતજ હોય શાની? કેળવણીના ફેલાવાની સાથે ઉધરતી ઓલાદની આંખો ઉઘડતી ચાલી, અને લોકોમાં કચવાટ વધતો ચાલ્યો કે આવી રીતે અને આવા સગા તથા ભાઇબંધોની નીમણોકો થયા કરે, તે શું કહેવાય, આ ઢોંગસોંગ હજુ કયાં સુધી નભશે? ઘણી વખતે ખુલ્લા પોકારો થતા હતા કે પ્રથમની રીતસરની નોટીસ આપીને નીમણૂંક કરવા સારૂ અંજુમનની સભા બોલાવવી જોઇએ, ઉઠીઆણાની મીજલસ તે કાંઈ અંજુમનની સભા નથી, ને તે કદી કહેવાય પણ નહિ. પરંતુ એ ફરીઆદો એક કાને પેસીને બીજે કાને નીકળી જતી હતી. લોકો હવે થાકયા અને સમજ્યા કે જ્યાં સુધી રીતસરનું ટ્રસ્ટડીડ થાય નહિ, અને તેમાં ટ્રસ્ટીઓની ચુંટણી કરવાના નિયમો દાખલ થાય નહિ, ત્યાં સુધી આ અસલી જમાનાના ફેસ્તાનો ફેજ આવવાનો નહિ, અને "મામા માસીવાળું" મંડળ તુટવાનું નહિ અને સ્વતંત્ર વિચારના ગ્રહસ્થને ટ્રસ્ટીના બોર્ડમાં દાખલ થવાના દરવાજા ઉઘાડવાના નહિ. ટ્રસ્ટીઓની નીમનોક કરવાની આ વિચિત્ર રીતીથીજ માત્ર અંજુમન થાકી ગઈ હતી એટલુંજ નહિ, પણ તે ઉપરાંત બીજી બાબતો ઘણી હતી અને તેના થોડાક દાખલા અત્રે આપવા ઠીક પડશે.

૧ પેહેલું કે ગંભારના દિવસોમાં અંજુમનનાં જમણ બાબતનો એક દાખલો જાણુવાજોગ છે. આ જમણનો રિવાજ તો કદીમ ઇરાનથી ઉતરી આવેલો છે. એક સફરે બેસીને ખાવાપીવાની બલીહારી જુદીજ છે. તે તંદોરસ્તી આપનારૂં એક સાધન છે. દરેક શહેરમાં એવાં ખાણાંઓ થાય છે, અને તેની સંખ્યામાં વરસો વરસ વધારો થતો ચાલુ છે. સમજદાર અક્કલવાલા અને કાબેલ માણસો પણ તેમાં ખુશીથી નાણાં આપતા જાયછે. હવે તો એક કદમ આગળ જઇને બાનુઓને માટે પણ ખાસ ગંભારનાં

ખાણાં થાય છે. ખુદ મુંબઈ શહેરમાં પણ તેવાં ખાણાં બાનુઓ-
નેજ માટે થવા લાગ્યાં છે, પરંતુ ભરૂચમાં મેનેજીંગ ત્રસ્ટી સરદાર
આદરજી શેઠના વિચારમાં એમ આવ્યું કે એ જમણોથી નાણાંની
બરબાદી થાય છે, માટે તે બંધ કરવાં જોઇએ. યતેફાક અત્રે
એવો બન્યો કે એક પ્રસંગ એમના વિચારને અનુકુળ પડતો આવી
ગયો, તેને પકડી તેનો લાભ લઇને ત્રસ્ટીઓએ ઠરાવ પસાર
કરીને કેટલાંક ગંભારનાં જમણો બંધ કીધાં. આથી લોકો ચીર-
ડાઈ ગયા ને બાગે બુલંદ કહેવા લાગ્યા કે લોકો જે સરતથી
પૂન્ય કરે છે ને નાણાં આપે છે તેજ સરત મુજબ તેનાં નાણાં
વપરાવાં જોઇએ, તેનો બીજો ઉપયોગ કરવાનો ત્રસ્ટીઓ, અગર
કોઇને પણ હક નથી. વળી વધારામાં બબડવા લાગ્યા કે જ્યારે
મેનેજીંગ તથા બીજા ટ્રસ્ટીઓને ગંભારનાં ખાણાં પસંદ નથી તો
તેઓ શા માટે એ જમણોમાં હાજરી આપે છે? અને વળી તે
ઉપરાંત કબી જો તે જમણનાં મેનેજરો ભાણા એમને ઘેરે પહોં-
ચાડે તો શા માટે તેઓ રાખે છે? અને ખાલી કરી આપે છે?
જો કોઈ સખસ એક અમુક વિચાર ઉપર આવે ને મક્કમ ઠરાવ
કરે તો તેમને લાજેમ છે કે પોતે એવા ખાણામાં સામેલ થવું
જોઇએજ નહિ, તેમજ વળી તેનાં ભાણાં કબુલ કરવાં જોઇએજ
નહિ. આતો બોલવું કંઇ ને ચાલવું કંઈ એવી વાત દેખાય છે.
કબી જો એક પ્રીન્સીપલ કરવો ઘટે તો તે એકજ રીતે રાખવો
તથા પાલવો જોઇએ. એ અરસામાં આપણા મેનેજીંગ ટ્રસ્ટીએ
'ટાઈમ્સ ઓફ ઇન્ડીઆ'માં તા. ૪ ડીસેમ્બર ૧૯૧૫ નાંમાં
એક પત્ર અંગ્રેજીમાં મોકલી આપ્યો તેમાં ભલામણ કરી કે
હાલમાં લડાઇનો હીંગામ છે માટે કોઇ શખસે શીઆદી
રામસણી વગેરેમાં જમણો કરવાં નહિ, ને તેનાં નાણાં બચાવીને
નામદાર અંગ્રેજ સરકારને મદદ કરવા સારૂ સરકારી લોનો
ખરીદવી જોઇએ. એ કાગળ છપાયાને દોઢ માસ નહિ થયો હોય

એટલામાં એમના નાના દીકરાની શેહાદી થઇ તેમાં પોતે એકને બદલે બબે જમણો કરીને અંજુમનને ખુશ કીધી, પણ સમજદાર ગ્રહસ્થો તો તે ઉપર હસવા લાગ્યા અને કેટલાકો તો મોંઢે ચહડીને કહેવા લાગ્યા કે આનું નામ–ઢંગ કે ઢોંગ કે શું કહેવાય, કે જાહેરમાં લખો છો શું, અને આમ ચાલો છો શું? અને આપે શા માટે આ શાહદીનાં જમણો કરી દીધા હતા? ગંભારનાં ખાણાનાં નાણાં ભરનાર ગ્રહસ્થની મરજીને જ્યારે બાજુપર હડસેલી મુકાતી જોવામાં આવી ત્યારે અંજુમનને લાગ્યું કે આવી ચાલથી તો આગલ જતાં ઘણાં માઠા પરીણામો આવશે, ને લોકો સખાવત કરતાં અટકી જશે. તે માટે તો હવે ટ્રસ્ટીઓને રીતસરમાં અંકુશમાં લાવવા જોઇએ. એ વિચારથી કેટલાક ગ્રહસ્થોએ સને ૧૯૧૫ ની સાલમાં ખાનબહાદુર સોરાબસા હોરમસજીને તે વાત સોંપી હતી અને તેમણે આગેવાની લઇને ટ્રસ્ટીઓને નોટીસ તથા મુંબઇનાં પેપરોમાં લખાણો કરીને એ હકીકત જાહેરમાં મુકી, કે નાણાં ભરનાર ગ્રહસ્થોનાં નેક વિચારથી ઉલટા ચાલી, તેમજ વળી અંજુમનની પ્રથમ મંજુરી વગર કાંઇ પણ ફેરફાર ટ્રસ્ટીઓ કરી શકેજ નહિ. અંજુમન પોતે સર્વોપરી શેઠ છે અને ટ્રસ્ટીઓ તો માત્ર એમનાં એજંટ છે. એવી એવી ઘણી દલીલો રજુ થઈ તેવારે ટ્રસ્ટીઓએ ભુલ કબુલ કીધી, અને એ વાત ઠેકાણે પડી હતી.

૨ બીજી મહત્વની બાબત એ હતી કે પોતાની નજરમાં આવે તે ખર્ચ ટ્રસ્ટીઓ કર્યા જાય અને અંજુમનને તેની ખબર પણ છેવટ સુધી નહિ આપે, અને જો કોઈ વખત તેવોજ ખરચ કરવા સારૂ અંજુમન ખાયસ બતાવે તો તે મુજબ ટ્રસ્ટીઓ, તજવીજ ભાગ્યેજ કરે. જોવાનું એ છે કે પૈસો ફંડોમાં ભરનાર તથા આપનાર તો અંજુમન છે, ને તેનો ખરચ કરવાનો હક તો બધો ટ્રસ્ટીઓ પોતે રાખે, અને અંજુમન

કથા હિસાબમાં નહિ, એ કેઈ જાતની નીતી, અને રીતી કહેવાય ?—એ સંબંધી એક બે દ્રષ્ટાંત નીચે મુજબ છે, (૧) એરવદ શેરીઆરજી દાદાભાઈ તથા તેહેમુરસ્પ દીનસા અંકલેસરીઆની તસવીરો ટ્રસ્ટીઓએ ઉતરાવી તેનો ખરચ પંચાતના ફંડમાંથી કરીને તે તસવીરો અગીઆરીમાં મુકવામાં આવી હતી. તે બાબતમાં, અંજુમનને પુછવામાં આવેલું નહિ ને તેમની મંજુરી માંગેલી પણ નહિ. અને જ્યારે અંજુમને પોતે ખાયસ બતાવી કે નામદાર હાઈ કોર્ટના જજ સર દીનસાજી ધનજીભાઈ દાવરની સબી તેવી રીતે ખરચ કરીને અગીઆરીમાં મુકવી, ત્યારે શું શું માથાકુટ પડેલી છે તે સૌ કોઇને માલમ છે.ટ્રસ્ટીઓ તરફથી એમ કહેવામાં આવતું હતું કે અંજુમને તો પોતે ઉઘરાણું કરીને પૈસા ભેગા કરીને ખરચ આપવા કબુલ કીધું હતું તેથી તે ખરચ તો અંજુમને પોતાની તરફથી કરવો જોઇએ. અંજુમનને એ બાબતમાં માઠું લાગ્યું. તેથી અંજુમને હીંમત ધરીને કાયદાસર વાત કરી તેવાર એ ખરચ —પંચાતનાં ફંડમાંથી ટ્રસ્ટીઓને કરવો પડયો હતો.

૩ અંગ્રેજી કેળવણી સારૂ કન્યાશાળા માટે મકાનની તજવીજ ટ્રસ્ટીઓ તરફથી થયા કરતી હતી. મુંબઇનાં જાણીતાં પીટીટ ખાનદાન તરફથી આસરે રૂપીઆ બાર હજારની બક્ષેસ પંચાતને મળી હતી, એટલે ટ્રસ્ટીઓએ પોતાનાજ વિચારથી નિશાળનું મકાન બાંધવાનું કામ શીરૂ કીધું, અને તેમાં ધારવા કરતાં રૂપીઆ વધારે થયા, એટલે તે લાવવા ક્યાંથી, એ સવાલ ઉભો થયો. ત્યારે જાદે થયલી રકમ પ્રથમ તો પંચાતનાં ફંડમાંથી નિશાળ ખાતે ઉધારીને ખરચ કીધો, ને પાછળથી નામદાર સરકાર પાસેથી ટ્રસ્ટીઓએ રૂલ મુજબ મદદની માંગણી કીધી. સરકાર તરફથી એવી સરત દાખલ થઈ કે જ્યારે એ મકાન કન્યાશાળાના ઉપયોગમાં આવતું અને વપરાતું બંધ પડે, ત્યારે

આખા મકાનની માલકી સદંતર નામદાર સરકારની થાય. ટ્રસ્ટીઓએ એ સરત કબુલ કરીને મકાન પુરૂ કીધું. હવે જોવાનું એ છે કે પીટીટ ખાનદાન તરફથી જે બક્ષેસ મળી હતી તે તો પંચાતને મળી હતી, એટલે તે રકમનાં માલીક પંચાત હતી, અને તેનો એવી સરતે ઉપયોગ કરવાનો હક પણ પંચાતને હતો, પરંતુ તે બાબત અંજુમનને પુછવાની કોઇએ તસદી લીધી નહિ, અને રૂપીઆ પોતાના વિચાર મુજબ ખરચી નાખ્યા. જે વખતે એ મકાન બંધાયું તે વખતે છોકરીઓ માટે અંગ્રેજી કેળવણી ઉપર અંજુમનનો મોહ જરાપણ નહોતો, અને એ નિશાળ ખોલેલી તે પણ અંજુમનની વગર રજાએ ખોલી હતી. અંજુમન બબડવા લાગી કે આનું નામ તે શું કહેવાય. ફરી આગળ જતાં નિશાળ બંધ કરવામાં આવે તો પીટીટ ખાનદાન તરફથી મળેલી નાદર રકમ પણ પાંણીમાં જતી રહે, પણ અંજુમન તો કશા હીસાબનીજ નહિ મળે, તેની મરજી તો પુછાયજ નહિ. અત્રે કબુલ કરવું જોઇએ કે જ્યારે સરકારની મદદ મળી તેવારે અંજુમનનાં ફંડમાંથી લીધેલા રૂપીઆ પાછા આપી તેનો જમા ખરચ કરવામાં આવેલો હતો. એ રૂપીઆ પ્રથમ ઉપાડેલા તે પણ અધિકાર બહારનીજ વાત હતી.

૪ ચોથુ કે હવે જ્યારે નિશાળ થઇ તો તેના માસ્તરો વિગેરે રાખવાના અને વહીવટ કરવાનો તેમાં પણ એક હાથે કામ ચાલવા લાગ્યું હતું ને જ્યારે લોકોમાં ખીજવાટ વધતો ગયો ત્યારે ટ્રસ્ટીઓનાં નામથી એક સ્કુલ કમીટી નિમવામાં આવી. તે કમીટીનાં બંધારણમાં પણ અંજુમન કાંઇ જાણેજ નહિ, અને તે કમીટીમાં એવાબી ગ્રહસ્થોની નીમણુક થઈ હશે કે તેઓને પોતાનેજ નિશાળે ફરીથી બેસાડીને કેળવણી આપવાની જરૂર દીસતી હોય. નિશાળમાં જુવાન છોકરીઓને શીખવવા

સારૂ જુવાન જુદીન મરદ માસ્તરો રાખેલા હતા, તે વિરૂદ્ધ ઘણી ફરીઆદો થયલી, પણ તે ઉપર પુરતુ લક્ષ અપાયલું જણાયું નહોતું, અને આજે પણ મામલો તેવોજ છે. ફક્ત જઇફ માસ્તરો હતે, તો જુદી વાત છે. મુંબઇ વગેરેનાં ન્યુસ-પેપરોમાં તેમજ વળી છુટી મદેહનજરોમાં આ બાબત ઉપર લખાણો થયલાં, પરંતુ તે લખાણોનો કાંઈ હીસાબજ નહિ. વળી અંજુમનને શાંત પાડવા ખાતર આ બાબતનો ખુલાસો આપવાની પણ ટ્રસ્ટીઓએ તકલીફ લીધી હોય એવું જણાયું નહોતું.

૫ પાંચમી વાત એ હતી કે કેટલાક પારસી ગ્રહસ્થોએ અંગ્રેજી કન્યાશાળામાં ઈનામો વહેંચવા સારૂ રકમો ભરેલી, તેનાં ઈનામો પાંચ પાંચ અને સાત સાત વરશો સુધી વહેંચાયલાંજ નહિ. તે દરમ્યાન કેટલીક છોકરીઓ નિશાળ છોડીને ઘેરબારે થઈ ગયલી, પણ ઈનામો અપાયલાજ નહિ. ને તે બાબત રૂપીઆ ભરનાર સખસે સવાલો પુછેલા તેવારે હસવા સરખા જવાબ આપેલા કે મીલાવડો કરવાનો વખત હજુ આવેલો નથી, વીગેરે વીગેરે. આવા કારણોને લીધે ઘણા ગ્રહસ્થો એ નિશાળનાં કામકાજથી નારાજ થઈ ગયા હતા, ને ટ્રસ્ટીઓને ઇનામ બાબત રકમો કહાડી આપતાં કદાચ અટકયા પણ હશે. અત્રે લખવું દુરસ્ત લાગે છે કે ખાનબહાદુર સોરાબસા હોરમસજીએ પારસીઓનાં છોકરાઓને ગણીતમાં ઉત્તેજન આપવા સારૂ ઈનામની રકમ કહાડી આપી હતી, તે ટ્રસ્ટી-ઓને સોંપી નોહતી, પરંતુ નામદાર સરકારનાંજ સ્વાધીનમાં મુકી હતી અને તેનાં વ્યાજની રકમમાંથી પારસીઓનાં છોકરાઓને દરસાલ ઇનામો મળ્યા જાય છે.

૬ જેવી રીતે અંગ્રેજી કન્યાશાળાનો ખરચ અંજુમનને માથે આવેલો છે, તેવીજ રીતે પારસી સુવાવડખાતાનો ખરચ પણ

આવેલો છે. અને પંચાતનાં નાણાંની માલીક અંજુમન પોતે નહિ પણ ટ્રસ્ટીઓ હોય તેમ ટ્રસ્ટીઓનું બોર્ડ ઠરાવ પસાર કરે અને ખરચ ધમધોકાર ચાલ્યો જાય અને અંજુમનતો હસ્તીમાં હોયજ નહિ, અને તેની મંજુરી પુછવાના તો જાણે સોગન ખાધા હોય. અત્રે ખુલાસો કરવો જોઇએ કે ઉપર બતાવેલાં ખાતાંઓની જરૂરીઆત વીશે કાંઈ સવાલ જોવાનો નથી, પણ તે વગર પૂછવે અને અંજુમનની મંજુરી વીના ખોલવામાં આવેલાં તે સવાલ છે. ટ્રસ્ટડીડ મંજુર થયું છે એટલે એવી ફરીઆદી હવે થતી બંધ પડશે.

૭ સાતમી બાબત સરદાર આદરજીની નામના જાથુને માટે રાખવા સારૂં તેમનાં સગાં તથા આસનાઓ તરફથી એક નાનું સરખું ફંડ ઉભુ કરવામાં આવેલું હતું તે ફંડમાંથી સસ્તા ભાવની ૩॥ ટકાની સરકારી લોન રૂ. આઠ હજારની વેચાતી લેઇને ફંડમાં રૂપીઆ ભરનારાઓ તરફથી ટ્રસ્ટીઓને સપુરદ કરવામાં આવી હતી. તે આઠ હજારની લોનનું વ્યાજ દર વરસે માત્ર રૂ. ૨૮૦) થાય છે. એ હસવા સરખી આવક ઉપર નજર રાખીને ટ્રસ્ટીઓએ પારસીના છોકરાઓને માટે એ અંગ્રેજી નિશાળ કહાડી હતી તે કદાચ એવા હેતુથી કહાડી હશે કે જેમ સરદાર આદરજીના કાકા ખાનબહાદુર રૂસ્તમજી સોરાબજી દલાલને નામે એક હાઇસ્કુલ નામદાર સરકાર તરફથી ચલાવવામાં આવે છે, તેમ આ નવી સ્કુલ પણ પંચાત પોતે ચલવે અને ફતેહમંદ નીવડે ત્યાં સુધી તે સ્કુલનું નામ "પારસી પંચાત સ્કુલ" આપવું. હવે વિચારવાનું એ છે કે જ્યારે આઠ હજાર રૂપીઆનું એક નાનું સરખું ફંડ સરદાર આદરજીનું નામ અમર રાખવા સારૂં ટ્રસ્ટીઓને સોંપેલું હતું ત્યારે એ સ્કુલનું નામ "પારસી પંચાત સ્કુલ" કેમ રાખવામાં આવ્યું હતું તે સમજ પડતી નથી, કેમકે તે નામ તો બંધ

એસ્તું લાગતું નથી, પણ કદાચ એમ ધારવામાં આવે છે કે જો તે નિશાળ ફતેહમંદ નીવડે તો તેનું નામ પાછળથી ફેરવી ને "સરદાર આદરજી મંચેરજી દલાલની સ્કુલ" નું નામ રાખવું કાંઇ મુશ્કેલ વાત નથી. સ્વાભાવીક રીતે તે સ્કુલનો ખરચ ભારે થતો ગયો, નિશાળ રડતી સબડતી હાલતે ચાલવા લાગી, ત્યારે પરકોમના છોકરાઓને પણ દાખલ કરતા ગયા, તોપણ કશું ઠેકાણું પડતું જણાયું નહિ, ને અંજુમનની મંજુરી વગર ભારે ખરચ ચાલતો ગયો, તેવારે થાકીને ટ્રસ્ટીઓની એક મીટીંગ મેળવીને નીશાળ બંધ કરવાનો ઠરાવ કીધો. એ ઠરાવ હવામાં ઉડી ગયો, કેમકે તેને ૨૪ કલાક નહિ થયા એ-ટલામાં તો સ્કુલના હેડ માસ્તરનો રીપોર્ટ ખુદા જાણે કેવી રીતે મેનેજીંગ ટ્રસ્ટીઓને આવી મળ્યો કે નિશાળનો ધરતલો હજુ ચાલુ છે, તેથી તેમાં જીવ આવશે. માટે તેને પાછી જીવતી થવાની એક નવી તક આપવી, એટલે મેનેજીંગ ટ્રસ્ટીએ તે બાબત સરક્યુલર કહાડીને તે ટ્રસ્ટીઓમાં ફેરવ્યો અને તે વાંચીને ટ્રસ્ટીઓ પણ ફેરવાયા અને ત્યાં સહીઓ કરી આપી કે ઠીક છે ઠીક છે. એવી રીતે આગલે દિવસનો મીટીંગમાં રીતસર પસાર કરેલો ઠરાવ આજે ઘેરેઘેર મત લઇને રદ કરવામાં આવ્યો ને સ્કુલ પાછી ચાલતી રહી. પણ થોડા દિવસમાં તેનો ફેજ આવી ગયો ને બંધ પડી ગઈ. આવી રીતે મોટી રકમની બરબાદી થઈ, ને અંજુમનને તે રકમનો ચાંલ્લો થયો. તે કોની ખુબી તે સૌ કોઈ જાણે છે. એટલી હદ સુધી વાત ગઈ, તેથી ખાનબહાદુર નસરવાનજી, ખાનબહાદુર સોરાબશા તથા શેઠજી બમનસા જામાસજીએ તે વાત પકડીને મેનેજીંગ ટ્રસ્ટીને તે સંબંધી ખુલાસા પુછ્યા, પણ તેના જવાબ મળ્યા નહિ, કેમકે જવાબ આપવાનો કશો રસ્તો હતો જ નહિં. ખાનબહાદુર આદરજી શેઠ ચુપકીદી અખત્યાર કરીને બેઠા હતા અને સવાલ

પુછનાર તથા ભોપાલાં ખુલ્લાં કરનાર સાહેબો પણ કંટાળીને થાક્યા. તેઓ બીચારા શું કરે ? કબી જો મામલો કોર્ટમાં લઈ જવામાં આવે તો ટ્રસ્ટીઓની મેનેજમેન્ટની ખુબીઓ બહાર આવે અને દુનીઆમાં ખરાબ લાગે, કે પારસીઓ પોતે મગરૂબી રાખે છે કે અમો તો આવા ભણેલા ગણેલા અને હુશિઆર છીએ તો આ કેવી રીતનું કામ ચાલે છે! મેનેજીંગ ટ્રસ્ટીએ ઘણી મરતબે બાગે બુલંદ કબુલાત આપેલી કે પંચાતનાં કામ કાજ બાબતમાં જે કાંઇ ખુલાસા કોઇપણ સખસને જોઇસે તે રૂબરૂ પુછવાથી અગર લખાણથી માંગવાથી તુરત આપવામાં આવશે, પરંતુ તે સઘળું હવાઇની માફક હવામાં ઉડી ગયું અને આજ સુધી ખુલાસા જ્યાંને ત્યાં રહેલા છે. બેશક ખાન બહાદુર સોરાબસા તથા ખાનબહાદુર નસરવાનજી તથા શેઠ બમનસાએ એ વાત પડતી મુઈને ટ્રસ્ટીઓની આબરૂ રાખી તેમાં તેઓએ ખરૂં ડહાપણ અને પોતાનું મોટું દીલ બતાવેલું હતું. પરંતુ ખરી વિચારની વાત તો એ છે કે અંજુમનનો પૈસો ગમે તેવી રીતે ખરચાય અને જ્યારે તે બાબતનો ખુલાસો માગવામાં આવે ત્યારે ખુલાસો આપવો નહિં, એ વાત શોભા આપનારી નથી.

૮ આઠમી વાત એ કે મુંબઈમાં સને ૧૯૧૦ તથા ૧૯૧૨ ની "પારસી કોનફરન્સ" ભરાયલી તેના કરતા કારવતા તરફથી ભરૂચના પારસી ટ્રસ્ટીઓ ઉપર લખાણ આવેલું કે અંજુમન તરફના કેટલાક પ્રતિનિધિ તે કોન્ફરન્સમાં મોકલવા તજવીજ કરવી. ખરૂં જોતાં તો આ પ્રતિનિધિ પસંદ કરવાનું કામ અંજુમનનું હતું, કારણ કે અંજુમન તરફથી તેમની હાજરી કોનફરન્સમાં આપવાની હતી, તે છતાં ખાનબહાદુર આદરજીએ પોતાની તરફથી અગર તો ટ્રસ્ટીઓના નામે કેટલાક ગ્રહસ્થનાં નામો પ્રતિનિધિ તરીકે લખી મોકલ્યાં. આ વાતની ખબર પડતાં અંજુમનના ગુસ્સાનો કાંઈ પાર રહો નહિં, અને અંજુ-

મને પોતા તરફથી તુરત જ પ્રોટેસ્ટનો એક પત્ર મુંબઇ કોનફ્રન્સના મેનેજર ઉપર રવાના કીધો અને બીજો પ્રોટેસ્ટ મેનેજીંગ ત્રસ્ટી ઉપર મોકલ્યો કે ભરૂચથી આવનાર શખસો કાંઇ અંજુમનના પ્રતિનિધિ નથી, તેમજ ખાનબહાદુર આદરજીને તે મોકલવાનો જરાપણ હક નથી. અંજુમનને પુછ્યા વગર આવી ચાલ ખાનબહાદુર આદરજીએ કેમ ચલાવી હતી તેનો ખુલાસો લેવા માટે અંજુમને તજવીજો કીધી, અને ખાનબહાદુર આદરજી શેઠની ઉપર અંજુમનની મીટીંગ બોલાવવા સારૂ એક લખાણ ગયું અને તે મીટીંગમાં ખાનબહાદુર આદરજીની આ વર્તણુંક બાબત સખત અણગમો બતાવ્યો હતો અને આદરજી શેઠે એ બાબતમાં જે ખુલાસો મીટીંગમાં કર્યો હતો તે હસી કહાડીને તેમના ઉપર એટલા બધા ચીડાઈ ગયા હતા કે મીટીંગ પૈકીના કેટલાક માણસો પોતાનો મીજાજ ખોઇ બેઠા હતા, અને કાંઇ નવું જુનું કરવાની તકપર આવી ગયા હતા. પણ સારા ભાગ્યે ખુદ ખાનબહાદુર આદરજીની ખાયસ મુજબ તે મીટીંગનું પ્રમુખપણું ખાનબહાદુર સોરાબસાને આપવામાં આવ્યું હતું. તેઓ તે વખતે શેહેરના ઓનરરી ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ તથા મ્યુનિસિપાલિટીના પ્રેસીડન્ટ હતા, તેમની સમજાવટથી અને તેમની શરમનેલીધે માત્ર કડવા શબ્દોના વરસાદ વરસાવ્યા સિવાય બીજું કશું મીટીંગમાં થવા પામ્યું નહિં, અને મીટીંગ બરખાસ્ત થઇ. પરંતુ તેનો હેવાલ જે સ્થાનિક ન્યુસપેપરોમાં આવેલો હતો તે ઘણો નાખુસી ભરેલો હતો, ને ખાનબહાદુર આદરજીની વિરૂદ્ધ તેમાં એક કવિતા એવી હતી કે તે દેખીતી રીતે બદનક્ષીથી ભરેલી હતી. પરંતુ ખાનબહાદુર આદરજીએ મોટું દીલ બતાવીને પેપરવાલાની નોટીસ કોર્ટ મારફતે લીધી નોહતી. કભી જો કોર્ટમાં તેને લઇ જવામાં આવતે તો શેઠ આદરજી જરૂર બેજરૂર ફત્તેહ પામતે.

૯ નવમી હકીકત એ કે આટલાથી અંત નહિં આવતાં વળી જયારે મુંબઈમાં જુદીન બાબતની યાદગાર મીટીંગ ટાઉનહોલના પગથીઆં ઉપર થઈ હતી તેના ચેરમેન ઉપર ભરૂચથી ખાન-બહાદુર આદરજીએ "મેનેજીંગ ટ્રસ્ટી" તરીકે મીટીંગ તરફ દીલસોજી ધરાવનારો એક તાર પોતે કીધો હતો તે તારની નકલ "સાંજવર્તમાન" પત્રમાં છપાઇ હતી. એટલે એમને અંજુમન તરફથી પુછવામાં આવેલું કે વળી તમોએ તાર શા માટે "મેનેજીંગ ટ્રસ્ટી" તરીકે એટલે બીજા શબ્દોમાં કહીએ તો અંજુમનના નામે કરેલો હતો ? તે વારે લુલો જવાબ આપ્યો કે એ તો મારો અંગત તાર હતો. જે ગ્રહસ્થ ઉપર એ તાર રવાના થયેલો તે ખાનબહાદુર આદરજીને સારી પેઠે ઓળખેછે, તો ત્યારે "મેનેજીંગ ટ્રસ્ટી" ભરૂચ પારસી અંજુ-મન-નો હોધો શા માટે વાપરવો પડેલો તેનો ખુલાસો થઈ શકયો નહિ. આ બાબત સારી પેઠે મુંબઇનાં પેપરમાં ચર્ચાયલી છે એટલે અહીં લંબાણ કરવાની જરૂર દીસ્તી નથી.

૧૦ દશમી, કોટમાં કાંઠા ઉપર આસરે આઠસો વરસની એક જુની અગીઆરી છે, તે નદીના કાંઠા ઉપર આવેલી છે. તેની જગ્યા ઘણી સરસ અને હવાવાળી છે તે ફરીથી બાંધવા સારૂ કેટલાક ગ્રહસ્થોએ ઉઘરાણું કરેલું છે ને મરહુમ નામદાર સર સાપુરજી બરજોરજી ભરૂચાએ તેમાં રૂપીઆ ત્રીસ હજારની મોટી રકમ આપી છે. એ મકાન કેવી રીતે બાંધવું અને તેની ઉપર કેવી રીતે દેખરેખ રાખવી તે બાબતમાં પચાસ કરતાંયે જાદે સખ્-સોએ એક કાગળ લખીને મેનેજીંગ ટ્રસ્ટીને ભલામણ કરી છે કે જેમ જાદે કીફાયતે બંધાય તેમ કરવું ને તે માટે એક કમીટી પણ નીમવી જોઇએ. તે કાગળનો જવાબ રીતસર આપેલો નહિં, તેથી કરીને ફરીથી લખાણુ મેનેજીંગ ટ્રસ્ટીઉપર ગયલું તેને

હડાર માસ થઇ ગયા તોપણ હજુ જવાબ મળેલો નથી. એ મકાન મોટે ભાગે કોટનાં શહીશો વાપરશે માટે તેમની મરજી મુજબ બાંધવી જોઇએ ને તેમની ભલામણ ઉપર વિચાર જરૂર કરવો જોઇએ, પરંતુ જવાબ પણ હજુ મળેલો નથી.

૧૧ અગીઆરમી, કે અંજુમનને નાખુશ થવાનું જાદે કારણ એ મળેલું હતું કે ફંડનાં નાણાંનો હિસાબ દર વરસે બહાર પાડવામાં આવતો નથી. આશરે ત્રણ ત્રણ ચાર ચાર વરસે સામટો હીસાબ છપાય છે ને તેમાં પણ જાણવાજોગ એ કે તે હીસાબ કેઈ સાલ, અગર કયા માસમાં પ્રસિદ્ધ કરેલો છે તે બતાવવામાં આવતું નથી. હીસાબની છપાયલી ચોપડી જોઇને કોઇપણ સખસ સમજી પણ નહિ શકે. એ હીસાબ આટલો બધો મોડો બહાર પાડવામાં આવે છે. મુંબઈ તથા અમદાવાદ વીગેરે શેહેરોમાં પારસી પંચાતનો હિસાબ દર વરસે બહાર પડે છે ને ઓડીટ થઇને પ્રસિદ્ધ થાય છે. ભરૂચના ફંડનો હીસાબ ઓડીટ થતો હતો. પરંતુ દરેક ઑડીટર બુમો પાડતાજ રહેલા છે કે અમો મહેનત અને વખતની બરબાદી કરીને વગર ફીએ હિસાબ તપાસી તેની ભુલો કહાડી તથા સુચનાઓ કરીએ છીએ પણ તે ઉપરથી જોઇતી તજવીજ થતી જણાતી નથી, તેમ ઓડીટરે પુછેલા ખુલાસા અપાતા નથી અને કહેવત છે કે "તું બકતો જા મેં સુણતો જાઉં" એવી રીતે કરવામાં આવેછે, અને કેટલાક માસ સુધી ઉપલક તજવીજથી રિપોર્ટ પાડી રાખીને તેને આખરે દફતરે બાંધવામાં આવે છે. કુદરતી રીતે જોવાનું એ છે કે જ્યારે ઓડીટરના રિપોર્ટ તથા ભલામણ ઉપર પુરો અમલ થાય નહિં તો પછી નકામો ફારસ ભજવવાથી શું ફાયદો થતો હશે? હિસાબ મોડો બહાર પડ-

વાથી થતું એવું કે ઘર બળી ગયા પછીજ કુવો ખોદાતો હતો. જે તકરારી રકમ હોય તે ખરચાઇ જાય અને તેની સઘળી વ્યવસ્થા થઈ જાય, પછીજ તે બાહેર પડતો હતો. વખત જવાથી ખીજવાટબી ઓછો થતો હતો અને ગરમાગરમ તકરાર ઉભી થતીજ નોહતી, કેમકે હિસાબ મંજુર કરવાસારૂ કોઈ દિવસ અંજુમનની મીટીંગ તો બોલાવેલી જણાઈજ નથી, માત્ર હિસાબની ચોપડી છપાઇને લાગતાવળગતામાં વહેંચાતી હતી તેનું નામ હિસાબ બહાર પડ્યો, તે અંજુમને મંજુર કીધો એમ સમજી લેવાનું છે.

વળી એક જાણવા જોગ બાબત અત્રે અજવાળામાં લાવવી દુરસ્ત લાગે છે. આજથી સત્તર વરસની વાત ઉપર અત્રેના રહીશ શેઠ રતનજી ફરદુનજી હમાવાલા ઉર્ફે જીનવાલાએ પોતાનાં મુંબઇવાસી સગાં—બાઇ સીરીનબાઈ—તે મરહુમ શેઠ બમનશા કાવસજી વકીલની દીકરી તરફથી રૂપીઆ ૫૦૦) ની રકમ ભરૂચની પારસી પંચાતને સોંપી હતી કે તે રકમમાંથી દુખમાં આગળના કુવામાં "બોરીંગ" કરીને કુવાનાં પાણી વધારવા તેમજ સુધારવાની તજવીજ કરવી. ખાનબહાદુર આદરજીએ તે રકમ પહોંચ્યા બદલ નંબર ૪૩૦ તા. ૧૫ ડીસેમ્બર ૧૯૦૫ નો કાગળ શેઠ રતનજી ફરદુનજી ઉપર મોકલેલો તેમાં પોતે જણાવ્યું હતું કે તમારી ખાયસ મુજબ એ રકમ "મરહુમ બાઇ પીરોજબાઈ માણેકજી કેમેસરીએટવાલાની નઇએતે તેમનાં એક સગાં તરફથી મળેલી છે" એવા નામનું ખાતું પાડી તેમાં જમે કરવામાં આવી છે, અને વળી જાદે જણાવ્યું હતું કે "એ રૂપીઆનો ઉપયોગ બાઇ સીરીનબાઇને સંતોષ મળે તેવી રીતે જરૂર થશે ને તેમાં બેફીકર રહેશોજી." બાઇ સીરીનબાઈ તે ખાનબહાદુર રૂસ્તમજી બમનશા વકીલ બી. એ. એલ. એલ. બી. તે નામદાર મુંબઇ સર-

કારના આસીસ્ટન્ટ સેક્રેટરીનાં બેન થાય છે. વળી બાઇ સીરીનબાઇએ એક સરત કરી હતી કે જેવી રીતે એ રૂપીઆ ખાતામાં જમા થયલા છે તેવીજ હકીકતની એક તખતી તે કુવા ઉપર ચહોડાવવી. તે વાત કબુલ થઇ હતી. આ હકીકત બન્યાને સત્તર વરસ થયાં તોપણ તે રૂપીઆનો કશો ઉપયોગ હજુ સુધી થયલો નથી. આગળ કહી ગયા મુજબ જેવી રીતે લોકોએ છોકરીઓની અંગ્રેજી નિશાળમાં ઇનામો આપવા સારૂ રકમો ભરી હતી ને તેનાં ઇનામો સાત સાત વરસ સુધી અપાયાં નોહતાં, અને આટલી ભારે ઢીલની બાબત ખાનબહાદુર આદરજીને પુછવામાં આવતું હતું તેવારે ઉપલક અને ઉડાવ જવાબો મલતા હતા, તેવીજ રીતે અને તે કરતાં પણુ જાદે આ કામમાં થયલું જણાય છે. શેઠ આદરજીએ પોતાના કાગળમાં પ્રથમ "દીલાસો" લખેલો હતો અને છેવટ "બેફીકર" રહેવા સારૂ જણાવેલું હતું. બાઈ બીચારાને "દીલાસો" પહોંતો હતો તે ઉપર ભરોસો રાખી બેસી રહ્યાં હતાં લેકીન જે "બેફીકરાઇ" લખી હતી તેતો ભરૂચમાં પંચાતની ઓફીસમાંજ રહીજ ગયલી જણાતી હતી, કેમકે ત્યાં સૌ કોઇ એ બાબતમાં "બેફીકર ઇઆને નચીંત" થઇને બેઠાં અને કબુલાત આપ્યા મુજબ કામ કરવાની કાળજી રહીજ નહિ. બેન સીરીનબાઇએ તો વરસો સુધી ધીરજ રાખી, પરંતુ તેમનું કામ થયુંજ નહિં છેવટે થાકી થાકીને સને ૧૯૨૨ ના જાનેવારી માસમાં અગર તે અરસામાં ખાનબહાદુર આદરજીને કાગળ લખ્યો કે આટલાં આટલાં વરસો સુધી એ વાત પડી રહી તે "મને ઘણું નબોજું લાગે છે માટે એ બાબતનો ખુલાસો જણાવવાની તસ્દી લેશો, અને કબી આ રકમની વ્યવસ્થા કરી નહિ શકાય તો તે મારા ઉપર પાછા મોકલશો." પરંતુ તે કાગળનો પણ કશો જવાબ તેમને મલ્યો નહિ. એ દરમ્યાનમાં શેઠ રતનજી ફરદુનજી ટ્રસ્ટી નીમાયા હતા. આ નીમણોક થયાને લીધે હવે તેમને બમણો હક થયો કે આ ન સોભે તેવી ઢીલની પુરતી તપાસ કરે અને તે બાબતમાં

તેવણુ અંદર ઉતર્યા પણુ ખરા, અને છેવટ પરીણામમાં શેઠ રતનજી કંટાલીને ટ્રસ્ટીમાંથી રાજીનામું આપી ખસી ગયા. ત્યાર બાદ જુન ૧૯૨૨ ના અરસામાં સીરીનબાઇનું ભરૂચ આવવું થયું ને કાંઈ અકસ્માત ખાનબહાદુર આદરજીની સાથે મેલાપ થઈ ગયો તેવારે એ રૂપીઆ બાબતની હકીકત પુછતાં પણ તેમને સંતોષકારક જવાબ મળ્યો નોહતો. સખાવત કરનારા સખસો કાંઇ કોઈનાં ફરમાબંદા નથી કે પોતે રૂપીઆ ખરચીને સામા માણુસના કાલાવાલા વરસો સુધી કર્યા કરે. આવી રીતનો જ્યાં કારભાર ચાલે તેનાં પરીણામ એવાં આવે કે ભવીષ્યમાં લોકો સખાવત કરતાં અટકી જાય, કેમકે નાણું આપીને તેમને પોતાને લોકોમાં હલકું થવા જેવું લાગે છે અને બાઇ સીરીનબાઇએ પણુ એવીજ રીતે પોતાના કાગળમાં ખાનબહાદુર આદરજીને લખેલું હતું કે ' આટલી મુદ્દત નીકલી ગઇ તેથી તેમને નબોજું લાગે છે. " એ નેક બાઇએ તો આટલો બધો કંટાલો ખમ્યા છતાં પોતાની સભ્યતા જાળવી રાખીને અને પોતાનાં કાગળમાં જાણે પોતાની ઉપર ટપકો ખેંચી લઇને જણાવ્યું કે " પોતાને નબોજું લાગે છે." કબી જો એવણ એ બાબતમાં રીતસર "લાયક ને લાયક માન આપતે "—અને પોતાનાં કાગળમાં પોતાના મનનો ટચવાટ લખી બતાવતે તો એમના લખાણુથી કોઇનો પણુ જુદો મત પડવા સરખું હતુંજ નહિ. વળી પોતાના રૂપીઆ પાછા લેવાની માંગણી કરવામાં પણુ બાઈ સાહેબ પોતે દરેક વાતે વાજબી હતાં. વળી જાદે કબુલ કરવું જોઇએ કે બાઇએ છેક થાકીને કરગરીને પોતાના કાગળના છેવટના ભાગમાં લખેલું છે કે " એ રૂપીઆ પાછા મોકલો કે બીજા કોઈ ધર્માદા કામમાં તુરત વાપરવાથી મરનારની ખાયસ મારી જીંદગીમાં બર લાવવાનો મને સંતોષ મળે " એ લખવામાં તેઓ બેશક શબ્દેશબ્દ વાજબી હતાં. આવી કાકલુદી અને આજેજીવાલી અરજથી પણુ હજુ કાંઇ વળ્યું નથી. આતો હદ આવી ગઈ કહેવાય, એ બાબતમાં જેટલુંબી લખવામાં આવે તે ઓછું પડે. આવા મોટા

વગવાલાં બાઇની આ હકીકત છે તો કોઇ સાધારણ માણસની બાબ-
તમાં એવું થવા પામે તેનું શું થાય તે ખ્યાલ કરવા જેવું છે.

આગલ ઉપર કહ્યું તેમ જ્યારે અંજુમનની ખાયસ મુજબ
ટ્રસ્ટડીડ બનાવવામાં ઢીલ આવતી ગઈ તેવારે એ બાબત ખાનબહાદુર
સોરાબસા તથા ખાનબહાદુર નસરવાનજી તથા શેઠ બમનસાને
અંજુમને સોંપી દીધી. તેઓએ પ્રથમ તો રીતસરનો પત્રવહેવાર
મેનેજીંગ ટ્રસ્ટી સાથે ખોલ્યો અને તેમને પુછ્યું કે આટલા આટલા
વરસો થયાં શા માટે ટ્રસ્ટડીડ બનાવતા નથી, અને મીઠા મીઠા
જવાબો આપી લોકોને ઠંડા પાડયા કરો છો ? તે પત્રનો જવાબ
પણ અસલની રીત મુજબ આપવામાં આવ્યો કે "અમને ફુરસદ
નથી" અને "જેમ બનશે તેમ તાકીદથી એ કામ તમો જેવા
સાહેબોની મદદ લઇને અમો પાર પાડીશું." આ જવાબથી એ
ગૃહસ્થો અંજાઈ જાય તેવા નોહતા તેમણે પાછું લખાણ કીધું કે એતો
તમારો હંમેશનો ઠંડુ પાણી રેડનારો ઉત્તર છે. ફુરસદ તો માત્ર બહાનું
છે તમો પોતે નવાં નવાં કામો પચાત સીવાયનાં માથે લેતા જાઓ
છે, ને આ જરૂરી કામ જાણીજુજીને પાછલ ઠેલતા જાઓ છો માટે
આ છેલ્લી ચેતવણી આપવામાં આવે છે કે ત્રણ માસની અંદર એ
બાબતમાં કાંઈ વ્હેવારૂ પગલાં ભરવામાં નહિ આવશે તો ના ઇલાજે
તથા ભારે દીલગીરીની સાથે, આ બાબત કોર્ટમા લઇ જવાની ફરજ
અમને પડશે. આ ત્રણ માસની મુદ્દત પણ વીતી ગઇ, પરંતુ કશું
જણાયું નહિ. મેનેજીંગ ત્રસ્ટી કદાચ એમ ધારતા રહ્યા હશે કે આતો
એક ખાલી ધમકી એમને આપવામાં આવી છે અને એ લોકો બુમો
બરાડા પાડીને પોતાની મેળે થાકશે, અને આપણને પછી કોઇ પુછનાર
નથી, પરંતુ આ ત્રણ ગૃહસ્થો પૈકી દરેક જણ જોઇએ તેવા મક્કમ
વિચારના અને અંજુમનનું કામ પાર પાડવા સારૂ ઠરાવ કરી બેઠા
હતા, તેથી મુદ્દત જતાંની સાથે કોર્ટનો ખરચ કરવા સારૂ ઉઘરાણાનું
લીસ્ટ અંજુમનમાં ફેરવવાનું સીરૂ કીધું. તેમાં પ્રથમ તેમણે પોતાના

તરફનો ફાળો મુક્યો અને લીસ્ટમાં રકમો ઝપાટા સાથે ભરાવા લાગી ગઈ. આ હકીકતથી લોકોની આંખો ખુલી ગઈ કે બેશક આતો કોર્ટમાં ઘસડવાના સામન તૈયાર થાય છે. તેવારે ખાનબહાદુર આદરજી શેઠ ઉતાવળા ઉતાવળા છાપખાનામાં દોડી ગયા ને એક કાગળ પ્રગટ કીધો કે પારસીઓએ ધીરજ રાખવી જોઇએ, ત્રસ્ટીઓએ હવે તો ત્રસ્ટડીડનો ખરડો તૈયાર કીધો છે, અને સેજ મુદતમાં અંજુમનની મીટીંગ બોલાવીને તે રજુ કરવામાં આવશે. ખરૂં જોતાં તો આવો જવાબ એમણે એ ત્રણુ ગૃહસ્થોને આપવો જોઇતો હતો, કેમકે એ વિષે તો પત્ર વ્હેવાર તેમનાથી સીરૂ થયો હતો. છાપખાનામાં દોડી જવાની કશી પણ જરૂર નોહતી. પરંતુ તેમ કરવાની દેખીતી રીતે તેમની મકસદ એમ સમજાય છે કે ઉત્રરાણાનું લીસ્ટ સીરૂં થયલું હતું, તેમાં ભરતાં લોકો અટકી જાય. છેવટ ત્રસ્ટીઓ તરફથી એક ઢંગ વગરનો અને તદ્દન નકામા જેવો ખરડો તૈયાર થયો ને તે વીચારમાં લેવા સારૂ તા. ૩૦ માર્ચ ૧૯૧૯ ની અંજુમનની મીટીંગ બોલાવી હતી. આ ખરડાને "અંજુમનની ગુલામગીરીનું ખત " ને નામે ઓલખે છે.

આ મીટીંગ રીતસર મળી હતી પરંતુ તે પહેલાં ઘણાં દીવસોથી તરેહવાર તજવીજો થતી જોવામાં આવતી હતી. આ કામ ભારે મહત્વનું અને હાલની તથા ભવિષ્યની ઓલાદનાં ભલાંને માટે કરવાનું હતું, તેમાં ગડબડ અને ખટપટની જરાપણ જરૂર હતીજ નહિ. ઘેરે ઘેર અને દુકાને દુકાને કેટલાક બેઅકલી તથા મતલબીઆ માણસો તરેહવારરીતે લોકોને ટ્રસ્ટ ડીડ વિરૂદ્ધ ખોટું સમજાવવા લાગ્યા હતા, ને બાપ દીકરા તથા ધણીધણીઆણી તથા ભાઇઓભાઇઓમાં તથા સગાવ્હાલાં તથા દોસ્તદારોમાં મારામારી કરાવવા લાગ્યા. વળી એટલાથી નહિ ધરાતાં બહારકોટનાં પારસીવાડનાં કેટલીક નેક બાનુઓ પણ એવા કામમાં ભાગ લેતાં જણાયાં હતાં, અને જાણે શું મોટી મુશીબત ટ્રસ્ટડીડ બનાવવાથી આવવાની હોય અને તેને હઠાવી કહા-

ડવાની તજવીજ નહિ થાત તો શુંનું શું થઇ જાય, તેવી રીતની ધમાલ પડી રહી હતી તે જોઇને સૌ કોઇને અજાયબ લાગતું હતું. લાંબો વિચાર કરીને એ મીટીંગમાં ઉપર બતાવેલા ત્રણે આગેવાનોએ તો પ્રથમથીજ જાહેર કરી દીધું હતું કે અમારા વિચારો અમોએ છપાવીને બહાર પાડેલા છે, અંજુમનને દુરસ્ત લાગે તેમ પોતે કરી લેય, અમો મીટીંગમાં હાજરી આપવાના નથી, તેમ કોઇને હાજરી આપવા સારૂ બોહોંસ પણ કરવાના નથી. એ મીટીંગમાં મોટે ભાગે એવા માણસો ગયા હતા કે જેઓ પોતાની મરજી મુજબ સ્વતંત્ર વિચાર ઉપર ભાગ્યેજ આવી શકે. આ મીટીંગમાં ચેરમેન નિમવાનું કામ લાંબી નજરથી વિચારવાનું હતું કે તે ગ્રહસ્થ એવો જોઇએ કે ટ્રસ્ટીઓની સાથે તેમને કાંઈ સંબંધ હોયજ નહિ, તેમજ વળી સામી બાજુથી પણ અલગ હોવો જોઇએ, તે છતાં પણ ભોલા સખસોએ ખાનબહાદુર આદરજીને ચેરમેન નીમવાની દરખાસ્ત મુકી અને તે બાબતમાં બીજી તરફથી એમેંડમેંટ મુકવાની તજવીજ ચાલતી હતી, તેટલામાં તો ખાનબહાદુર આદરજી ખુરશી ઉપર આવી ગયા હતા. હવે લોકો માંહી માંહી બડબડવા લાગ્યા કે ખરૂ જોતાં તો એ મીટીંગમાં તો મેનેજીંગ ત્રસ્ટી પાસેથી રીતસર જવાબ લેવાનો છે કે શા સારૂ તેમણે આટલા બધા વરસો અંજુમનને ભોળવીને કહાડી નાખ્યાં ? તથા દસ વરસની વાત ઉપર ત્રસ્ટડીડ કરવા સારૂ નીમાયલી કમીટી મરી જવા દીધી, વગેરે વગેરે. ઉંડો વિચાર કરીએ તો સામેવાલા ત્રણ ગૃહસ્થોએ જાણે એક જાતની કાયદાસર પ્રોસેસ કહડાવી હતી, કે ત્રસ્ટડીડ જેવાં ભારે કામને ખોરંભે નાખનારને અંજુમનની મીટીંગમાં હાજરી આપવાની ફરજ પાડી હતી. એવી રીતના હકીકત હોઇને, કોઇ ત્રાહીત ગ્રહસ્થની ચેરમેન તરીકે ખાસ જરૂર હતી, તેમ નહિ થયું તે દીલગીરી ભરેલું હતું, ને જ્યારે મીટીંગનું કામ ચાલ્યું ત્યારે તેમાં કેવાં ચુંથણાં પડેલાં અને કેટલી બાબતો ચાલી ગઈ છે તે ન્યુસપેપરોમાં છપાઇને બહાર આવી છે ને તે આ

પુસ્તકમાં પાછલ દાખલ કરવામાં આવી છે તે વાંચનાર સાહેબો જોઈ લેશે ને વાકેફ થશે. પરંતુ એક હસવા સરખી હકીકત જાણવા જોગ છે તે અત્રે લખવી ઠીક લાગે છે. એક સખસે ડહાપણ ખરચીને દરખાસ્ત મુકી કે આ અંજુમનનો ભરૂસો તમામ રીતે હાલના મેનેજીંગ ત્રસ્ટી તથા બીજા ત્રસ્ટીઓ ઉપર છે. એ વાત મીઠી મધ જેવી લાગી તેથી ચેરમેનને મીટીંગમાં મુકવાની મંજુરી માગી, પરંતુ તેમનામાંના કોઇ ગ્રહસ્થને હસવું આવ્યું ને પોતાનો વિચાર જાહેર કીધો કે આ મીટીંગ તો ત્રસ્ટડીડ બનાવવાની ભાંજગડ બાબતની છે, અને તેમાં મેનેજીંગ ત્રસ્ટી વીગેરે ઉપર કોઇ ઠેકાણેથી અવીસવાસની દરખાસ્તની તજવીજ થતીજ નથી તો આ નવાઈ જેવી દરખાસ્ત તો દેખીતી રીતે જાણી જોઇને ત્રસ્ટીઓની હાલત કફોડી કરવા માંગે છે, ત્યારે સમજણ આવી અને આ રસીલી દરખાસ્તની વાત પડતી મુકાઇ હતી. મીટીંગમાં મુખ્ય કામ એ થયું કે, ત્રસ્ટીઓ તરફથી જે હસવા જેવો ત્રસ્ટડીડનો ખરડો રજુ થયો હતો, તે ઉપરથી નવેસરથી એક નવો ખરડો તૈયાર કરવા સારૂ એક કમીટી નેમવામાં આવી, ને તે કમીટીમાં જોઇએ તેના કરતાં જાદે સંખ્યામાં મેમ્બરો નીમાયા, અને વળી તેના ચેરમેન પણ પાછા ખાનબહાદુર આદરજીને નીમ્યા. હવે કમીટીમાં એક બાબત એવી આવી કે "જુદ્દીન માના પેટનાં છોકરાંઓને પારસી તરીકે કબુલ કરવાં કે નહિ" એ સવાલ બાબત ભારે તકરાર બાદ જાદે મતે એવો ઠરાવ પસાર થયો કે તેમને પારસી તરીકે ગણવાં નહિ. ત્યાર બાદ બીજી મીટીંગ વખતે મેનેજીંગ ત્રસ્ટી મુંબઇ ગયા હતા તેથી ગેરહાજર હતા, તેથી કરીને એમના ગોઠીઆ ખાનબહાદુર દોકટર બરજોરજી સોરાબસા મુનસફને ચેરમેનની ખુરશી આપવામાં આવી હતી. હવે આ નવા ચેરમેને કામ સીરૂ કરતાં અવલ જાહેર કીધું કે ખાનબહાદુર આદરજી મુંબઈ ગયા છે, ને જતાં પહેલાં એક ચીઠ્ઠી એમના ભાઇ રતનજીને આપી ગયા છે ને તેમાં લખી ગયા છે કે ગઈ મીટીંગમાં જુદ્દીન માનાં બચ્ચાં

બાબત જે ઠરાવ કીધો તે બરોબર નથી માટે ફરી વિચારમાં લઈ ફેરવવો જોઇએ. ઘણા મેમ્બરોએ એવી તકરાર લીધી કે જે બાબતનો નીકાલ થઇ ગયો છે તે પાછી તાજી કરવી નહિ જોઇએ, અને જો તેમ કરવામાં આવે તો કોઈપણ બાબતનો છેવટ નીકાલ આવેજ નહિ. જો કોઈ ગ્રહસ્થને કાંઈ વાંધો લેવો હશે તો તેણે અંજુમનની મોટી મીટીંગમાં તે રજુ કરવો જોઇએ. ખાનબહાદુર બરજોરજીએ તો એ-વોજ વિચાર જણાવ્યો કે ઠરાવ કરેલી બાબત પાછી મીટીંગમાં મુકવાને તેમને અધિકાર છે, તેવારે છેવટ એવી સુચના થઇ કે આ મીટીંગનો વિચાર એવી બાબત ઉપર શું છે તે પુછવો જોઇએ. ચેરમેનને તેમ કરવાની ફરજ પડી હતી, ને મીટીંગે તે વાત ઉરાડી નાંખી, એટલુંજ નહિ. પણ ભવિષ્યમાં બીજી બાબત પણ એવી રીતે નહિ લાવવાનો ઠરાવ કીધો હતો. આખરે ત્રસ્ટડીડનો એક ખરડો આ કમીટીએ તૈયાર કર્યો અને છપાવીને અંજુમનમાં વેહેંચવામાં આવ્યો હતો, અને ત્યાર બાદ તે મંજુર કરવા સારૂ અંજુમનની મીટીંગ બોલા-વવામાં આવી હતી.

અંજુમનની મીટીંગમાં કેટલીક તકરારો વગર કારણે ઉભી કર-વામાં આવી હતી. પ્રથમ તો ખાનબહાદુર બરજોરજી સોરાબસાએ એવી સુચના કીધી કે બધો ખરડો વાંચતાં તથા ધ્યાનમાં લેતાં વખત ઘણો જતો રહેશે માટે જે કોઈ ગ્રહસ્થને કાંઈ વાંધો હરકોઈ કલમ બાબત હોય તેજ જાહેર કરવો અને તેનો નિકાલ કહાડવો જોઇએ. એ ઉપરથી ઘણા ગ્રહસ્થો ખળભળી ઉઠયા કે આટલા બધા પાંત્રીસ વરસ ગુમાવી નાંખ્યા ત્યારે વખત ગયો નહિં અને હવે રીતસર વાંચીને વાકેફ થઇને આસરે ચાલીસ કલમનો એક નાનો ખરડો મંજુર કરવામાં શું વખતની બરબાદી થવાની હતી ? પછી જાદેમતે ઠરાવ કરવામાં આવ્યો કે દરેક કલમ મીટીંગમાં વાંચવી અને દરેક ઉપર જરૂરી વિચાર કરતા જવું, અને તે મંજુર કરતા જવું. એવી રીતે કામ સીરૂ થયું. જ્યારે અંજુમનના ટ્રસ્ટીઓની કેટલી સંખ્યા

રાખવી અને તેમની નિમણુંકની મુદત કેટલા વરસની ઠેરવવી તે કલમ ઉપર વિચાર ચાલ્યો તેવારે ભારે ગરમાગરમી ચાલી રહી હતી. જુના ટ્રસ્ટીઓને હૈયાતી સુધી રાખવાની તજવીજ ચાલી રહી હતી, અને હવે પછીના નવા ચુંટાયલા ટ્રસ્ટીઓને સાત વરસની મુદતને માટે નિમવાની ભલામણ થઈ હતી. નવા ટ્રસ્ટીઓની મુદતને માટે મીટીંગ એકમત થઈ હતી, પણ જુના ટ્રસ્ટીઓ માટે એમ દલીલ રજુ થઈ હતી કે જે ગ્રહસ્થની નિમણુંક ઓટલા ઉઠીઆણુાંમાં ઢંગઢોરાવગરની રીતે થઇ ગઇ હતી, તેને જીંદગી સુધી રાખવા અને જે નિમણુંક રીતસર અને કાનુનો મુજબ થાય તે ઓછી મુદતની રાખવી એ દેખીતી રીતે કઢંગુ લાગે છે, તેવારે એ સાદી સમજની વાત વિરૂદ્ધ એમ ખાસ દલીલ રજુ થઇ કે જુના ટ્રસ્ટીઓનો તો જાણે બાપ-દાદાનો એક જાતનો ખુંટો અહીં દટાયલોછે, અને તેમનો કાયદાસર હક થઈ ગયો છે એટલે તેમુને તો ઓછી મુદતના બનાવી શકાયજ નહિં, ત્યારે સવાલ એ ઉઠયો કે જુની નિમણુંકોથી ઉઠીઆણુાંમાં બનાવેલા ત્રસ્ટીઓને જીંદગી સુધી નીમેલા છે એવું કહેવાને દફતરે શું આધાર છે? કશોએ નહિં. એ જુના ત્રસ્ટીઓની દરેકની ઉમ્મર પાંસેઠ વરસની થઈ હતી અને તેમને હજુ બીજા સાત વરસ ત્રસ્ટી તરીકે જારી રાખવા સારૂ બંદોબસ્ત થતો હતો, તે છતાં પણ તેઓ પૈકી કોઇએ પણ મોટું મન બતાવીને એમ જાહેર કીધું નહિં કે અમો હવેથી સાત વરસની નિમણુંકને માટે રહેવા સારૂ કબુલ છીયે, અને જાણે એવી રીતે કબુલ થવાથી માનમરતબો અને ઇજ્જતમાં કાંઇ રીતે ઘટાડો થઈ જવાની દેસત હોય એમ દેખાતું હતું. હાલના જમાનામાં ત્રસ્ટીઓને શું શું અધિકાર અને હકુમત છે તે તો સૌ કોઈ જાણે છે, તે છતાં પણ એક નાની બાબતમાં એટલી બધી હદે જવાની જરાપણ જરૂર નોહતી. એ દિવસે વખત ઘણો પસાર થઈ જવાથી મીટીંગનું કામ બંધ થયું ને મીટીંગ તા. ૪ અકટોબર ૧૯૧૯ ઉપર મુલતવી રહી.

આગલી મીટીંગનું કામ એવી રીતે ચાલેલું હતું કે ઘણા ગ્રહસ્થોને તેથી નારાજ થવાનું કારણ મળેલું હતું, તેને લીધે એવો વિચાર કરવામાં આવ્યો હતો કે હવેની મીટીંગમાં કોઈ નવા ચેરમેન નીમવા જોઇએ. તે ઉપરથી શેઠ બમનસા જામાસજી જંબુસરવાલાને ચેરમેન થવા સારૂ કહેવામાં આવેલું અને તેઓએ તે વાત મુસીબતે કબુલ કરી હતી. એ હકીકત બહાર પડી ગઇ એટલે કેટલાક તરફથી અફડતફડની વાત થઇ ગઇ, અને મીટીંગમાં શેઠ બમનશા હાજર થયા, એટલે ત્રસ્ટીઓ પૈકી શેઠ મંચેરસા સોરાબજી વખારીયાએ (કે જેઓ શેઠ બમનસાના નઝદીકના સગા થાયછે તેઓ) આવીને શેઠ બમનસાને દુર લઇ જઇને સમજાવ્યું કે તમો ચેરમેન થવાની વાત ના પાડો અને ખસી જાઓ તો બહુ સારૂ થાય, એટલે "શરમની માનું પેટ બળે" કે શેઠ બમનસાને ખીસી જવાની ખાસ જરૂર પડી હતી. અને હવે જયારે ખુદ મીટીંગમાંજ એ બનાવ બન્યો એટલે નવા ચેરમેન બાબત બંદોબસ્ત કરવાનો વખત રહ્યોજ નોહતો અને અવલની માફક શેઠ આદરજી ચેરમેન થયા. હવે જોવાનું એછે કે શેઠ મંચેરસા વખારીયાએ આવીરીતે મહેનત શાસારૂ લીધી હશે? અંજુમનને શું અધિકાર નથી કે પોતાને જે વાજબી લાગે તે ગ્રહસ્થને અંજુમનની મીટીંગમાં ચેરમેન કરી શકે નહિ? અને એકના એકજ માણસને ખુરસી આપ્યા કરે? ચેરમેનની બાબતમાં આવી રીતે કરવામાં આવેલું હતું તેવારે લોકો નાખુસ થયા હતા, પણ લાગવગ આગળ ઇલાજ રહેતો નથી. કોઈ ગ્રહસ્થના મનમાં કદાચ એવો શક ઉત્પન્ન થશે કે શેઠ મંચેરસા વખારીયા જેવા માણસ એવી રીતે શેઠ બમનશાને સમજાવવાનું કબી કરેજ નહિં, અને આ વાત તો માત્ર રમુજ ખાતર ઉપજાવી કહાડી હશે, તો તે શક દુર કરવાને માટે અત્રે જણાવવું પડે છે કે બદનક્ષીના એક ફોજદારી કામમાં તા. ૨૭ જુન ૧૯૨૧ ને રોજ સાક્ષી તરીકે શેઠ બમનસાએ સોગન ઉપર જુબાની આપી હતી, તેમાં એ વાત કબુલ કરી છે, અને ખુદ

કોર્ટના સવાલના જવાબમાં લખાવેલું હતું કે "મી. મંચેરસા વખારીયાએ મને દુર લઇ જઇને ચેરમેન નહિં થવા સારૂ ભલામણ કરી હતી." આથી વધારે સાબીતીની જરૂર રહીજ નથી.

મીટીંગમાં કેટલાંક કામ કેવી રીતે ચાલેલાં હતાં તેનો કાંઇક ખ્યાલ આપવા ખાતર એક હકીકત જણાવવી દુરસ્ત લાગે છે. મી. એરચસા નવરોજજી ગાંધીએ એક દરખાસ્ત મુકી હતી તેના ઉપર કેટલાક વાદવીવાદ પછી ચેરમેન ખાનબહાદુર આદરજીએ મત લીધા તે ગણ્યા બાદ પોતે જાહેર કીધું કે દરખાસ્ત જાદે મતે રદ ગઇ છે. તુરત મી. એરચશાએ અરજ કીધી કે સામી બાજુના મતો ગણવા જોઇએ તેવારે ચેરમેન બોલ્યા કે સામી બાજુ તો વધારે માણસો દેખાય છે મી. એરચશાએ ખુલાસો કીધો કે મતની સંખ્યા ગણ્યા વિના એવી રીતે બોલાયજ નહિ અને વધારામાં કહ્યું કે ખોદા માલમ કે કેટલા સખસો "ન્યુટરલ" રહીને પોતાનો મત આપશેજ નહિ, તોપછી મારી દરખાસ્ત જાદે મતની થઈ જશે. એ દલીલ બેશક મુસ્તકીન હતી, પરંતુ ચેરમેને તે ઉપર લક્ષ આપ્યું નહિ, અને સામી બાજુના મતો ગણાયા નહિ. કાંઈ સમજણ પડતી નથી કે એનું નામ શું કહેવાય ? પછી મીટીંગનું કામ આગળ ચાલ્યું ને બીજી કલમ હાથમાં લીધી ને સર્વ મીટીંગની અજાયબી વચ્ચે તે બાબતમાં તથા તે પછીની બાબતમાં ખાનબહાદુર ચેરમેને બન્ને બાજુના મત ગણવાની તકલીફ લીધી હતી. દશ મીનીટમાં બે રીત જોવામાં આવી હતી તેનું કારણ એમ દીસે છે કે મી. એરચશાવાળી દરખાસ્ત જો મંજુર થઇ જતે તો તે હાલના ટ્રસ્ટીઓને પસંદ પડતી વાત લાગતી નોહતી. બીજે દીવસે મી. એરચશાએ એક નોટીસ આપી કે ગઇ કાલે ચાલેલા કામના પ્રોસીડીંગની મને નકલ આપવી જોઇએ, તેનાં ખરચ આપવા હું કબુલ છું, કેમકે એ વાત મારે કોર્ટમાં નિર્ણય કરવા સાઉ લઇ જવાનો વિચાર છે, ત્યારે ચેરમેન તરફથી જવાબ મળ્યો કે અમારી પાસે માણસો ફાલતુ નથી કે તમારે માટે નકલ

ઉતારી શકે, ને તમે તમારા મેહેતાને મોકલી ઉતરાવી લો. મી. એરચશાએ જણાવ્યું કે મારા મહેતા ઘણા કામમાં છે ને એવી બાબતમાં માહિતગાર નથી, અને પંચાતના કારકુનો તમારા ખાનગી કામમાં અહીંથી તહીં ફરતા જોવામાં આવે છે, તેમાં તેમને વખત મળે છે અને હવે તેમને વખત મળતો નથી એ અજાયબ વાત છે એટલે ખાનબહાદુરને કદાચ ગુસ્સો લાગ્યો તેથી મી. એરચશાને લખી જણાવ્યું કે તમારૂં લખાણ સભ્યતા મુજબ નથી, તેથી તેનો જવાબ આપી શકતા નથી. મી. એરચશાએ પ્રતીઉત્તર કીધો કે મારૂં લખાણ ફરી વાંચી જોતાં જરાપણ અસભ્ય ભરેલું મને દીસતું નથી, કદાચ આપને જુદી રીતે દીસતું હોય તો તે બાબત મને બતાવશો તો હું તે પાછી ખેંચી લઇશ, મેં તો માત્ર જે ખરી હકીકતો છે તેજ તમને લખી જણાવી છે. વળી ટ્રસ્ટીઓને જે લખાણ લાયક હોવું જોઇએ તેવું લખેલું છે એ કાગળનો જવાબ આપી શકાય તેમ હતોજ નહિ. એટલે કાંઇ જવાબ મળ્યો પણ નહિ, અને વાજબી મુદત રાહ જોઇને મી. એરચશાએ એ બાબતના કાગળો પોતાના વકીલને સોંપ્યા હતા કે કોર્ટમાં એ બાબત ઘસડવી જોઇએ. પરંતુ પાછળથી કેટલાક ગ્રહસ્થોએ વચમાં પડીને સમજાવ્યું કે કોર્ટમાં જવાથી એકંદર ભરૂચના પારસીઓની ઇજ્જતમાં કાંઈ વધારો થવાનો નથી. ચેરમેન આદરજી તો બાજુપર રહ્યા પણ અંજુમનના માનના ખાતર એ વાત માંડી વાળવી જોઇએ. તેથી તેમણે તે વાત નમતી મેલી અને તકરાર માંડી વાળવામાં ડહાપણ દેખાડયું હતું. અત્રે કહેવું વાજબી લાગે છે કે મી. એરચશાના જવાબને પુષ્ટી આપનારા દાખલા હાલમાં તાજા જોવામાં આવેલા છે. ખાનબહાદુર આદરજી ગયા મે માસમાં મુંબઈ સરકારની લેજીસ્લેટીવ કાઉન્સીલના મેમ્બર થવાને ઉમેદવાર હતા. તે વખતે એમની ઉમેદવારીનાં કાર્ડ પંચાતના સીપાઇએ શહેરમાં વહેંચેલાં હતાં, અને અંકલેશ્વર મામલતદારની કચેરીમાં પંચાયતના કારકુન છબીલદાસ નરોત્તમદાસ દેશાઇએ એક

અરજી પોતે એ ચુંટણી સંબંધી સામીબાજુના ઉમેદવાર વિરૂદ્ધ આપી હતી. એવી રીતે ખાનગી કામમાં પંચાતના નોકરો રોકાતા.

ખાનબહાદુર આદરજી શેઠની બોલી ઘણી સીરીન છે અને ખુશકારક લાગે છે. જાહેરમાં પોતે ઘણી વખતે બાગેબુલંદ કહેતા રહ્યા છે કે અંજુમનના દફતર સંબંધી કોઈપણ સાહેબને હકીકત જોઈતી હશે તો તે તુરત આપવામાં આવશે. આગળ ઉપર કહી ગયા પ્રમાણે શેઠ આદરજીની નામના રાખવાના હેતુથી ખોલેલી છોકરીઓની અંગ્રેજી નિશાળ સબંધી માગેલો ખુલાસો ખાનબહાદુર સોરાબસાને મળેલો નહિ હતો, અને તેને માટે તો કદાચ એમ સમજીએ કે એમની કારકીર્દીની ખોડખાપણ બહાર અજવાળામાં આવી જાય, અને રૂપીઆની મોટી રકમની બરબાદી જે જાણીબુજીને ઇઆ તો બેપીકરાઈથી અગર તો કમ સમજથી કરવામાં આવી હતી તે ખુલ્લી પડી જાય, તે કારણસર પોતે ડહાપણથી ચુપકીદી અખત્યાર કરી બેસી રહ્યા હશે, પરંતુ જ્યારે મી. એરચશાએ પ્રોસીડીંગની નકલ માંગી તે શા માટે નહિ આપી અને વિચિત્ર અને નજીવા સબબો લખવા બેઠા હતા? વળી તેવીજ રીતે જ્યારે ટ્રસ્ટડીડની ઝુંબેશ ચાલતી હતી તે વેળાએ એમના બેસી મી. જહાંગીરજી દીનસાજી દલાલે કેટલાક કાગળો લખીને હકીકતો માંગેલી તે પણ પુરી પાડવામાં આવી નહોતી અને પાછળથી એકથી જાદા સહીઓએ લખાણો થયલા તે પણ દફતરે ચહડાવેલા હતા, તેવીજ રીતે મી. દારાસા રતનજી હમાવાલાએ પણ બીજી બાબતોમાં લખાણો કરેલાંના જવાબ નહિ મળેલા, તે વારે તેમણે થાકીને એક મદેહનજર છપાવીને તા. ૫ ડીસેમ્બર ૧૯૨૧ ને રોજ બહાર પાડીને પોતાની ફરીઆદો ખુલ્લી કરી હતી તે પૈકી નીચે મુજબનો ઉતારો અત્રે દાખલ કરેલો છેઃ—

"હમારાં બહેનના ઘરને લગતી કેટલીક જમીન અગીઆરીવાળા" "ભાગમાં પડતી હોવાથી તે ભાગ ત્રસ્ટીઓના કહેવાથી હમોએ"

"આપી દઇને તેને બદલે એક નહાનો કડકો આપી દેવા માગણી"
"કરી, પણ તેનો જુવાબ આપવાને પણ સલુકાઈ દેખાડવામાં આવી"
"નથી. આતો કદાચ હમારા ખાનગી ઘરની હકીકત હોવાથી વખત"
"છે કાંઇ જવાબ આપવામાં બંધાઇ જાય તેથી મુંગા બેઠા હશે,"
"એમ કદાચ માની લેવામાં આવશે, પણ પારસી કોમની ઉપયોગી"
"બાબતમાં એક સાચા જરથોસ્તી તરીકે તેમજ પારસી પંચાતના"
"એક ઓનરરી ઓડીટર તરીકે કેટલાંક કાગળો લખ્યાં હતાં તેની"
"પોંચ વટીક સ્વીકારી નથી, ત્રસ્ટીઓ રૂબરૂ તે કાગળો રજુ કીધા"
"નથી અને જો કીધા હોય તો ક્યારે અને ત્રસ્ટીઓએ શું પગલાં"
"લીધાં તેનાથી સેવકને વાકેફ કરવામાં આવ્યો નથી. એક જાહેર"
"બાબતમાં જ્યારે મમત કેળવવામાં આવતી હોય ત્યારે ખાનગી"
"બાબતમાં તો ક્યાંથી સારી આશા રખાય? થોડાક નીચલા દાખલાઓ"
"મારા સમજુ પારસી ભાઇઓને વિચાર કરી દરીયાફ્ત કરવા"
"અરજ કરૂં છું."

૧ પારસી પંચાતનો હિસાબ આજ કેટલાંક વરસો થયાં પ્રગટ થયો નથી તે હિસાબ હમારી પાસે ઓડીટ થવા આવ્યો ત્યારે તેની ખામી ખુબી સંબંધી અમોએ અમારી યથાશક્તી પ્રમાણે તપાસી રીપોર્ટ કરી કેટલીક ગેરરીતિઓ દેખાડી તેનો ઘટતો અમલ કરવા સુચવ્યો. એ મારા રીપોર્ટને આજ લગભગ દશ મહીના થયા છ. એ મારો રીપોર્ટ ત્રસ્ટીઓની મીટીંગમાં રજુ થયો હોય એ વિષે મને શક છે. જો ત્રસ્ટીઓની મીટીંગમાં મુકયો હોય તો તેનો શું ફેંસલ આવ્યો, તેની મને ખબર આપવાની તકલીફ પણ લેવામાં આવી નથી.

૨ પારસી પંચાતના વાસણ–ભાડાની ઉપજ મધેથી રૂા. મોકલી કેટલીક સુચનાઓ કરી ખુલાસો માગ્યો હતો, તેના બદલામાં રૂપીઆ પહોંચ્યાની છાપેલી રસીદ મોકલી આપી હતી. જુવાબ

નહી મળવાથી બીજા રૂપીઆ મોકલતી વખતે આગલા કાગળની યાદ આપી ફરી ખુલાસો માંગ્યો હતો, પણ તેનો જુવાબ હજી સુધી આપવાની કાળજી દેખાડી નથી.

૩ પંચાતનાં દુખમાઓ કે જ્યાં આપણા વડીલોનાં રૂવાન પડેલાં હતાં તે દુખમાઓને ચુનો મરામત કરવા માટે મારા મુરબ્બીજી પિતાજીના વખતથી ફંડ સ્થાપવામાં આવેલું છે. યઝદજરદી સને ૧૨૮૯–૯૦ના સાલમાં જે ખર્ચ થયો હોય તેનો આંકડો માંગ્યો. તેનો હજુસુધી જુવાબ અમને મળ્યો નથી. જો પારસી પંચાતનો હિસાબ દર વરસે નિયમીત બહાર પડતો હોત તો તેમાંથી વાંચી સંતોષ પકડત, પણ જ્યાં હિસાબ પ્રકટ કરાવવાની મેનેજીંગ ટ્રસ્ટીને ફુરસદ નહી ત્યારે જોઇતી હકીકત કયાંથી મેળવવી ?

૪ મુંબઈમાં કમનસીબ જે છેલ્લો બનાવ બનવા પામ્યો છે તેમાટે પુના કલકત્તા વિગેરે શહેરોમાં દીલસોજી દેખાડી નાણાં માટે ફંડ ઉઘરાવી મોકલી આપવામાં આવેછે. કોઈ લાગતાવળગતાઓને માનપત્ર આપવાનું હોય અથવા કોઈ ચીકાસદારની ભલામણથી ફંડ ઉઘરાવવાનું લીસ્ટ આવ્યું હોય ત્યારે સરક્યુલર ફેરવવામાં મેનેજીંગ ટ્રસ્ટીઓ તરફથી જરાપણ બખીલાઈ દેખાડવામાં આવતી નથી, પણ આવી બાબતમાં કાંઇ પણ નહી કરવામાં આવ્યાથી મેં ટ્રસ્ટી સાહેબોના સરનામે કાગળ લખી લીસ્ટ ફરતું કરવા વિનંતી કીધી, પણ તે મારો કાગળ ટ્રસ્ટીઓની સેવામાં રજુ થયો હોય એમ માનવાને મારૂં દીલ સાફ ના પાડેછે.

"મારા ભોળા પારસી ભાઇઓ ! જુઓ કે સેવક સાથે પારસી"
"કોમના હિતનાં કામ માટે પણ કેવી મમત કે બેદરકારી દેખા-"
"ડવામાં આવેછે. ત્યારે હમારી ખાનગી બાબતમાંતો કયાંથી ઈન્સાફ"
મળી શકે ?"

" હવે તમો પારસીભાઇઓ વિચાર કરો કે સેવકે ધર્મની "
" ઠુમાઠુમ શું કીધી ? અગીઆરીનાં બાંધકામમાં કેવી રીતની ડખલ "
" કીધી ? હમને ખેદ સાથે જણાવવું પડે છે કે મી. આલમશાહ "
" સીવાય કોઈ પણ જરથોસ્તી ભાઇએ ખરી હકીકતનો ખુલાસો "
" હમારી પાસેથી મેળવવાની તકલીફ લીધી નથી, પણ ખોટી "
" અફવા અને સ્વાર્થી બકબકારાને વજન આપવામાં આવેલું "
" જણાય છે. એક હકદારના હક લુટવામાં અમને મેનેજીંગ ટ્રસ્ટીઓ "
" સાથે લડવામાં ઉતરવું પડયું છે, ત્યારથી એ સુખી શેઠીઆની "
" કિતરાજી અમો ઉપર ઉતરી છે. ત્યારથીજ અમારૂં બોલવું ચાલવું "
" એ લોકોને રૂચતું નથી. અને આવી વર્તણુંક ચલાવવામાં આવે છે. "
" અમો સારી પેઠે જાણીએ છીએ કે ખાનબહાદુર સોરબસા હોર- "
" મસજી અને બીજે સ્થળેથી દીલાસારૂપી હેન્ડબીલ ચોપાન્યા "
" બહાર પાડવામાં આવ્યાં હતાં, ત્યારે પોતાની આબરૂને ધોકો "
" પુગેલો માની લઇ એ શેઠીઆઓ દુઃખી થયા હતા. "

એ સીવાય બીજા દાખલા ઘણા છે. ટુંકમાં કહીએ તો ખાનબહાદુર આદરજી એવા મક્કમ વીચારના ગ્રહસ્થ છે કે કશાથી ગભરાઇને એકદમ મચક આપે તેવા નથી, અને પોતાના વિચાર મુજબજ ચાલનારા છે અને અંજુમન ગમે તે બોલે તોપણ એમના વીચારો તો તેના તેજ જારીજ રહેવાના. કેટલાક લોકો—હસવામાં બોલે છે કે જાણે અંજુમન પોતે ફંડ એકઠું કરીને ખરચવા સારૂં આપે છે ને એવણ ખરચે છે. એટલે એવણ તો અંજુમનના અટાબર ગણાવા જોઇએ અને અંજુમન તો એમના શેવકો ગણાવા જોઇએ. આ પણ એક દુનીઆનો નવો ખેલ છે, અને તે વીસમી સદીમાં ભજવાતો જોવાને આપણે શક્તીમાન થયા છીએ. ઇંગ્લાંડ દેશના ઇતીહાસની એક રમુજી કહાણી માત્ર યાદ આવે છે—કે આસરે સો વરસની વાત ઉપર ઇંગ્લાંડમાં લોર્ડ એલડન નામના એક નામાંકીત ચીફ જસટીસ તથા કેબીનેટ પ્રધાન હતા. તેમને વિસે હીસ્ટરીમાં લખે છે કેઃ—His

peculiarly just mind discovered no injustice in withholding all share of political power from the great masses of his fellow countrymen. "કે લોર્ડ એલડના ખાસ ઈનસાફી મગજ છતાં તે પોતે સમજી શક્યો" "નહોતો કે પોતાના ગરીબ દેશી ભાઇઓને રાજદરબારી હકોમાં" "તથા અધિકારમાં ભાગ લેતા અટકાવવામાં કોઈ પણ જાતનો ગેર-" "ઈનસાફ લોકો ઉપર થતો હશે." ખાનબહાદુર આદરજીએ કાંઇ ત્રસ્ટડીડ બનાવવા માટે કોઈ પણ વખત ના પાડી નહતી, એથી ઉલટું તેઓ અવારનવાર હાનેહાજ કહેતા રહેતા હતા, માત્ર નજીવો તફાવત એ હતો કે આટલા આટલા વરસો થયા એમની હાનો પાર આવતો નહતો, ને કદી આવતે પણ નહિ, પણ ઉપર લખ્યા મુજબ ખાનબહાદુર સોરાબસા વીગેરેએ એ વાત હાથમાં નહિ લીધી હતે તો બીજા પચાસ વરસ નીકળી જવામાં કાંઈ વાંધો દેખાતો નહોતો.

એક બાબત ઉપર ખંત રાખીને મંડયા રહેવામાં આવે તો તેનો અંત આવ્યા વગર રહેશે નહિ તેવીજ રીતે આ ત્રસ્ટડીડનો પણ દુખે સુખે આખરે અંત આવ્યો, અને છેવટે એક એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ ત્રસ્ટડીડને રજીસ્ટર કરાવતાં અવ્વલ તેને મુંબઇના કોઇ કાયદાશાસ્ત્રી પાસે તપાસાવવું, અને તેમ કરવામાં વખત ઘણો થઇ જવાનો સંભવ છે માટે આ ત્રસ્ટડીડની જે રૂલો અમલમાં મુકી શકાય તેવી છે તેનો તુરતજ અમલ કરવો. એવી રીતે તા. ૪ અકટોબર ૧૯૧૯ ને રોજ ઠરાવ થયો. છતાં, ત્યારબાદ આસરે બાર માસે એટલે તા. ૩ અકટોબર ૧૯૨૦ ને રોજ ત્રસ્ટીઓની ત્રણ જગ્યા પુરવા માટે અંજુમનની મીટીંગ બોલાવીને હાથ ઉંચા કરીને મત લઇને નીમણુકો કરાવવામાં આવી હતી. ત્રસ્ટડીડમાં ખાસ કલમ છે કે ત્રસ્ટીઓની નીમણુક હવેથી મતપત્રીકાથી કરાવવાની છે. આ બાબતમાં સખાવતથી મેનેજીંગ ત્રસ્ટીને આ ત્રણ ગૃહસ્થો તરફથી લખવામાં આવેલું હતું, છતાં પણ સભ્યતા ખાતર પણ તેનો

કશો જવાબ આપવામાં આવેલો નહતો. સમજ્યા મુજબ પાછળથી કોઇક વાજીંત્રે લોકોમાં એવી લુલી વાત પસરાવી હતી કે હજુ તો ત્રસ્ટડીડ છેવટનું મંજુર કયાં થયલું છે અને હજી મત આપનારાઓનું લીસ્ટ કયાં તૈયાર છે કે મતપત્રીકાથી ચુંટણી કરવામાં આવી શકે. ભરૂચ શહેર ઘણું નાનું છે ને તેમાં પારસીઓનાં આશરે સાડીચારસો ઘર છે અને સાડીપંદરસો માણસની કુલ્લે વસ્તી છે. તેનું લીસ્ટ તૈયાર કરવું હોય તો એક અઠવાડીઆમાં થઇ શકે તેમ છે, તે છતાં પણ એ વાત બાજુ ઉપર ઠેલવામાં આવી હતી. અંજુમન સબુરી પકડીને બેઠી હતી કે આગળ જેમ એટલે ઉઠીઆંણે નિમણુકોની બાંગ દેવાઇ હતી તેના કરતાં તો આ ઠીક છે, ને તેમાં તો આ સુધારો છે. આ ત્રણ નીમણુકોમાં શેઠ રતનજી ફરદુનજી હોમાવાળા ઉર્ફે જીનવાળા ત્રસ્ટી તરીકે નીમાયા હતા. એ ભાઈ સ્વતંત્ર વિચારના ગૃહસ્થ છે, અને કોઇની માફક હાજીહા ભણનારા નથી. નીમણુક થયાને થોડા માસ થયા એટલામાં તો પ્રસંગોપાત બોલાવા લાગ્યું કે આ સ્વતંત્ર વિચારનું માણુસ બીજાઓ સાથે ખેંચાવા માંગતું નથી, ને વળી બીજી જાદે મુદ્દત ગઈ એટલામાં શેઠ રતનજીએ ત્રસ્ટીમાંથી પોતાનું રાજીનામું મોકલી આપ્યું, અને અધુરામાં પુરૂં પારસી સુવાવડખાનાની કમીટી કે જેની નીમણુક પણ સ્કુલ કમીટીની માફક વિચીત્ર રીતે અંજુમનની જાણ બહાર થાય છે તેનું પણ રાજીનામું મોકલી આપ્યું, એટલે તો હોકાર-પોકાર થઇ ગયો કે આવી રીતે થવાનું શું કારણ હશે. મેનેજીંગ ત્રસ્ટી તરફથી એ રાજીનામાંઓ પાછાં ખેંચી લેવડાવવાની તજવીજ થઇ, પણ તે ફોગટ નીવડી હતી. અંજુમન તરફથી કેટલાક ગૃહસ્થોએ શેઠ રતનજીને પુછ્યું કે તમને ચુંટીને અમોએ ત્રસ્ટી બનાવ્યા, ને તમોએ આટલી ટુંક મુદ્દતમાં શા માટે રાજીનામું આપ્યું તેનો ખુલાસો મહેરબાની કરીને કરવો જોઇએ કે ખરી હકીકત અમારા જાણુવામાં આવે કે ત્રસ્ટીઓના બોર્ડમાં કામકાજ કેવી રીતે

ચાલે છે તેનો કાંઇક ખ્યાલ અમોને આવી શકે. શેઠ રતનજી પાકા વેપારી છે અને દુનીઆદારી માણસ છે, તેથી ઠાવકો જવાબ આપ્યો કે જે સખસને પોતાના સ્વમાનની કાંઈ કદર છે તેનાથી આવી રીતે ઝાઝી મુદ્દત બોર્ડમાં રહી શકાયજ નહિ, અને બોર્ડમાં એક બાજુની બહુમતી એટલી મોટી છે કે બીજી રીતે કાંઈ બોલાયજ નહિ, કે કાંઈ થઈ શકેજ નહિ, અને મને પોતાનાં કામકાજનો બોજો એટલો બધો છે કે આવી રીતે ત્રસ્ટીમાં રહીને મારો વખત ગુમાવવાનું મને ઠીક લાગ્યું નહિ, અને મારાથી કાંઇ પણ સેવા અંજુમનની બજાવી શકાતી નથી, તેથી રાજીનામું આપી દેવું એ વાત મેં બહેતર ધારી છે. આવી રીતે જાહેર હીંમત રાખીને રાજીનામું આપી દીધું તેથી અંજુમનનો સમજદાર ભાગ ઘણો ખુશી થયો છે કે જો કે આ તકરારની મુળ હકીકત બહાર આવી હોય એમ દીસતું નથી, તોપણ એટલું તો સાબીત થાય છે કે ભીત્તરમાં કાંઈક એવું હશે ખરૂં કે જેથી નાખુશી ઉત્પન્ન થવાનો સંભવ છે; અને તે નહોત તો મી. રતનજી કાંઈ તુરતાતુરત રાજીનાંમું આપી દેતે નહિ. આ રાજીનામાથી એક જાતની સૌ કોઇને ચેતવણી મળી છે અને આશા રાખવામાં આવે છે કે હવે પછી તો ત્રસ્ટીઓના બોર્ડમાં એખલાસ રહેશે અને સંપથી કામકાજ ચાલશે. શેઠ રતનજીના રાજીનામાથી સૌ કોઇ દીલગીર થયા છીએ, પરંતુ આ નાખુશીભરેલી બીનામાંથી મીઠાં ફળ આગળ ઉપર આવવાની આશા બંધાઈ છે. રાજીનામું આપવાથી પણ શેઠ રતનજીએ એક જાતની સેવા બજાવેલી ગણાવી જોઇએ.

ટ્રસ્ટડીડથી હવે નક્કીજ થયું કે ટ્રસ્ટીઓની નીમણુંક મતપત્રીકાથીજ કરવી ત્યારે મેનેજીંગ ટ્રસ્ટી તરફથી તા. ૧૦-૧૨-૨૧ ને રોજ નોટીસ બહાર પાડી વહેંચવામાં આવી કે તેમાં બતાવેલા નમુના મુજબ દરેક જરથોસ્તીએ પોતાનું નામ જન્મની તારીખ વીગેરે હકીકતનું પત્રક બનાવીને મેનેજીંગ ટ્રસ્ટી ઉપર મોકલી આપવું ને જે ગ્રહસ્થનું પત્રક આવશે તેનુંજ નામ માત્ર મત આપનાર સખસના

રજીસ્ટરમાં દાખલ કરવામાં આવશે. એ નોટીસથી લોકોમાં પાછો ખળભળાટ થઈ લાગ્યો કે એવી રીતે કામ લેવાનો ટ્રસ્ટીઓને કોણે અધિકાર આપેલો છે? ખરો ને સરલ રસ્તો તો એ હતો કે અંજુમનની મીટીંગ બોલાવવી જોઇતી હતી, અને તેમાં ટ્રસ્ટીઓની ચુંટણી કેવી રીતે કરવી જોઇએ અને રજીસ્ટર કેવી રીતે બનાવવું તથા રાખવું જોઈએ તે વગેરેની રૂલ બનાવવી જોઇતી હતી, પરંતુ તેમાંનું કશુંએ કીધું નહિ, અને ટ્રસ્ટીઓએ પાછો પોતાનો મનસ્વી અધિકાર વાપરવાનો શરૂ કીધો છે. એવી રીતે કામ લેવાનું પરિણામ એ આવ્યું કે માત્ર ૧૮૯ સખસોએ ટ્રસ્ટીઓએ ઠરાવેલી મુદતસર પોતાનાં પત્રક ભરીને મેનેજીંગ ટ્રસ્ટી ઉપર મોકલી આપ્યાં હતાં, ને બીજાઓ તો મજા જોતા બેઠા હતા કે હવે આગળ ઉપર શું થાય છે. ત્યાર બાદ તા. ૧-૪-૧૯૨૨ ને રોજ મેનેજીંગ ટ્રસ્ટી તરફથી પત્રકો ભરાઇ આવેલા ગ્રહસ્થોનું લીસ્ટ બહાર પડ્યું, ને તેમાં જણાવ્યું કે એ લીસ્ટમાં જો કાંઇ ભુલભાલ હોય તો પંદર દીવસની અંદર તેમને ખબર આપવી, અને પાછળથી કોઇની તકરાર સાંભળવામાં આવશે નહિ. એ નોટીસથી લોકો હસવા લાગ્યા કે આ બધું કામ ગેર રીતે ચાલે છે ને છેવટ શું થાય છે તે જોવાનું છે. કેટલાક ગ્રહસ્થો તો એવો નિશ્ચય કરી બેઠા હતા કે વગર અધિકારે બનાવેલા આ લીસ્ટ સાથે આપણને કાંઇ લાગતું વળગતું નથી. ટ્રસ્ટડીડ મુજબ જેમને મત આપવાનો હક છે તે સખસ જઇને ચુંટણી વખતે હાજર થશે અને તેનો મત નહિ નોંધાશે તો પાછળથી કોર્ટનો આશરો લેશે. આ ખબર લાગતા વળગતાઓને પહોંચી તેવારે તેમણે પોતાની ભુલ જોઇ કે રખેને મામલો કોર્ટે ચહડે. ખુદ ટ્રસ્ટડીડ બનાવવાની બાબતમાં તો કોર્ટે ચહડવાનો વખત નજદીક આવી લાગ્યો હતો, પરંતુ ખાનબહાદુર સોરાબસા વાળી કમીટીએ ડહાપણ ને લાંબી નજર વાપરીને તે વખત સંભાળી લીધો હતો, પણ ફરીથી આ નવો ફીતણો ઉભો થયો હતો ને તે અટકાવવો મુસ્કેલ હતો, તેવારે ટ્રસ્ટીઓ કાંઇ સમજ્યા ને તે

વળી એવા સમજ્યા કે પોતાની મેળેજ પોતાની પાસેનાં જે સાધનો હતાં તે વડે એક નવું લીસ્ટ તૈયાર કરાવીને પ્રસીદ્ધ કીધું. આ લીસ્ટ બનાવવામાં હવે બીજે છેડે જઇને તેઓ બેઠા હતા. પ્રથમનું લીસ્ટ છેક ૧૮૯ સખસનું હતું, ત્યારે નવું લીસ્ટ આશરે સાડી આઠસો નામનું થયું ને તેમાં જે નહિ દાખલ થવા જોઇએ તેવાં ઘણાં નામો દાખલ થયાં હતાં, અને તે પણ દેખીતી રીતે હસવા જેવાં નામો હતાં, એ વાત ટ્રસ્ટીઓની જાણ બહાર જરા પણ હોવી જોઇએ નહિ. એ નવા લીસ્ટનાં નામો પહેલા લીસ્ટ કરતાં ચાર ગણા કરતાં જાદે હતાં ને તેને માટે વાંધા તથા હરકતો સમજવાની ખાસ ફરજ હતી તે છતાં ત્રસ્ટીઓ તરફથી નોટીસમાં સાફ દાખલ કરવામાં આવેલું હતું કે આ લીસ્ટ છેવટનું છે તેમાં ફેરફાર હવે થવાનો નથી. આવી તરેહની કામ કરવાની રીતથી પાછા લોકો ગભરાયા હતા. પરંતુ તેમને સારી સલાહ પાછી ખાનબહાદુર સોરાબસાની કમીટી તરફથી આપવામાં આવી હતી કે હવે એ બાબતમાં લડવાનું કામ ત્રસ્ટીઓની જગ્યા માટે બહાર આવેલા ઉમેદવારનું છે, ને તે જરૂર લડી લેશે. આપણે તો શાંત બેસી રહેવું, એટલે લોકો ખામોસ રહ્યા. સારા ભાગ્યે ચુંટણીમાં બે જગા માટે ત્રણજ ઉમેદવાર હતા ને એક નાઉમેદ થયલા ઉમેદવારના મત એટલા કમી હતા કે નોંધાયલા મત બાબત વાંધો લેવા જેવું તેમને કાંઇ સબળ કારણ રહ્યુંજ નહતું તેથી એ મત આપનારાઓમાં નવા લીસ્ટની વાત અહીંજ ડટાઇ હતી. પરંતુ જો એ લીસ્ટ મુજબ બીજી ચુંટણી થશે તેવારે એ વાત ઉચકાયા વગર રહેનાર નથી, કેમકે તે તદ્દન વિચિત્ર અને ગેરરીતનું છે. મત આપવાનો હક જેને નથી તેવાં ઘણાં નામો દાખલ કરેલાં છે.

વળી નવી ચુંટણી થઇ તે બાબત રૂલ છેક છેલ્લી ઘડીએ ત્રસ્ટીઓએ પોતાનાજ અધિકારથી ઘડીને છપાવીને બહાર પાડી હતી તે પણ ચુંટણીને આગલે દિવસે માત્ર ત્રસ્ટીની જગ્યા માટે બહાર આવેલા ઉમેદવારોનેજ આપવામાં આવી હતી. ત્રસ્ટી સિવાયના

એક ગૃહસ્થ પાસે આ રૂલનો ખરડો તૈયાર કરવામાં આવેલો હતો. તેમણે તો પોતાના વિચારથી ભલામણ કરી હતી કે એ રૂલ ઉપર તાકીદે અંજુમનની મંજુરી મેળવવી જોઇએ, પરંતુ તે ભલામણ ઉપર મેનેજીંગ ટ્રસ્ટી વીગેરેએ વિચાર કીધો નહિ, અને આપ વિચારથી તે રૂલ અમલમાં મુકી દીધી, પણ જ્યારે ખાનબહાદુર સોરાબસા પોતાનો મત નોંધાવવા ગયા તેવારે તેમની નજરમાં પણ એ વાત તદ્દન અધિકાર વગરની જણાઇ હતી, અને તેમણે પોતાનો વાંધો ત્યાં બતાવ્યો હતો. એ બાબતમાં તેઓ પગલાં ભરવાના હતા, પરંતુ હવે લોકોમાં જાગૃતી આવી છે, અને પોતાના હકો સમજવા લાગ્યા છે ને હક ઉપર ત્રાપ પડતી હોય તો તે અટકાવવી જોઇએ એમ સમજ્યા છે તેથી કરીને અંજુમન પૈકી બે જણાએ નોટીસ મોકલી આપી છે કે નવા ઇલેકશનની રૂલ જે ટ્રસ્ટીઓએ બનાવી છે તે તેમણે પોતાના અધિકાર બહાર જઇને કામ કરેલું છે. એ મંજુર કરવાનું કામ તો ખુદ અંજુમનનું છે માટે આવતી અંજુમનની મીટીંગમાં આ કામ રજુ કરવા તજવીજ કરશો.

ઉપલી નોટીસનું કામ તા. ૨૭ ઓગસ્ટ ૧૯૨૨ની અંજુમનની મીટીંગમાં રજુ થતાં મેનેજીંગ ટ્રસ્ટીએ ખુલાસો કીધો કે ઇલેકશન રૂલ ટ્રસ્ટીઓએ પોતે ઘડવામાં ભુલ કરી છે, અને હવેથી એવી રીતે થવા પામશે નહિ, અને ઇલેકશન રૂલ અંજુમન પાસે બનાવવા તથા મંજુર કરવા સારૂ તાકીદે મીટીંગ બોલાવીને તેમાં રજુ કરવામાં આવશે, એટલે મીટીંગ સંતોષ પામી ને તે બાબતનો દફતરે દાખલો રખાવ્યો હતો. અત્રે વિચારવાનું એ છે કે ટ્રસ્ટડીડથી અગર બીજા કોઈ પણ આધારથી ઇલેકશન રૂલ તૈયાર કરી બારોબાર તેનો અમલ કરી દેવાનો અધિકાર ટ્રસ્ટીઓને છેજ નહિ, અને વળી તે બાબતમાં પ્રથમથીજ લેખી ચેતવણી મળ્યા છતાં ટ્રસ્ટડીડની પંચાતીની માફક આ ઇલેકશન રૂલ સંબંધી ભાંજગડ કરવાનું શું કારણ ટ્રસ્ટીઓનાં મગજમાં આવેલું હતું તે સમજ પડતી નથી, પરંતુ કદાચ એમ શક

જાય છે કે ત્રસ્ટડીડ બનાવવા સારૂં ત્રસ્ટીઓની મરજી જણાતી નહતી પણ ખાનબહાદુર સોરાબસાની કમીટીએ લીધેલાં ચાંપતા પગલાંથી ત્રસ્ટીઓ પાછળ પડયા હતા અને આખરે ત્રસ્ટડીડ કરવુંજ પડેલું હતું તેથી કરીને જેમ "ડુબતો માણસ ફીણને બાઝે" તેમ કદાચ ત્રસ્ટીઓના સમજવામાં આવેલું હોય કે ત્રસ્ટડીડની વાત ત્રસ્ટડીડની સાથે રહે. પણ ઇલેકશન રૂલ બનાવવાનો અમનેજ અધિકાર છે અને અમો બનાવીશું અને તે વાતમાં કોણ વાંધો લઈ શકશે? પરંતુ તેમાં પણ લોકોએ હીંમત ધરીને કામ લીધું એટલે ત્રસ્ટીઓ લાચાર થઇ ગયા. પાછળથી સારી સમજણ વાપરીને પોતાની ભુલ કબુલ કરી કામનો છેવટ લાવ્યા, તે માટે તેમને અત્રે શાબાશી આપવી જરૂર દીસે છે. એવીજ રીતે ત્રસ્ટડીડમાં કામ ચાલ્યું હોત તો તેનો નીવેડો તાકીદે જુદીજ રીતે સલાહ શાંતીમાં આવી જતે.

ત્રસ્ટીઓ ઇલેકશન રૂલ પોતે મંજુર કરી બેઠા હતા તે ઘણી બાબતમાં નકામી છે ને તે અંજુમન નજર રાખીને સુધારી લે તો બહુ સારૂં કે પાછળથી તકરાર આવે નહિં. ખાનબહાદુર આદરજીની દેખરેખ નીચે તો ત્રસ્ટડીડ અંજુમને મંજુર કીધું છે, તે ઘણી બાબતમાં અધુરૂં અને કામ કરવામાં અડચણકારક છે, એવી ફરીઆદ તો તુરતજ ખાનબહાદુર સોરાબસાની કમિટીએ કરી હતી અને જેમ વખત થતો જાય છે તેમ ઘણી તરફથી એવી ફરીઆદો આવતી જાય છે. રાતના આઠ વાગ્યા સુધી દિવાબત્તી સળગાવીને, મિટીંગનું કામ લંબાવીને આ ત્રસ્ટડીડનું કામ આટોપી નાંખવા મંડેલા હતા. એવી રીતે મીટીંગનું કામ લંબાવવાથી દરેક જણ સ્વાભાવિક રીતે થાકીને કંટાળી જાય, અને જરૂરી બાબત ઉપર જોઇતું ધ્યાન આપી શકેજ નહિં. વિના કારણની ભારે ઉતાવળ અને કમકાળજીથી બનાવેલું ત્રસ્ટડીડ બેસક બધીવાતે અધુરૂં, અડચણકારક અને સાથે હાનીકારક બને તેમાં નવાઈ જેવું કશુંએ નથી. એ મીટીંગ બીજે દિવસે મુલત્વી રાખી હતે તો તેમાં અડચણ યા નુકશાન કશુંએ નોહતું, પણ

જાણે પાછળથી લુંટારાઓ આવનાર છે અને દફતર સાહી કલમ લુટી જવાનાં છે એવી દેહસતથી ઉતાવળ કરીને "ગાયનું ભેંસ, અને ભેંસનું ગાય તલે" કરીને આટોપી નાંખવામાં શું ફળ કહાડયું છે? આટલા બધા વરસો સુધી જાણીબુજને ત્રસ્ટડીડનું કામ અરવાઇ પર નાંખી મુકેલું હતું, અને જ્યારે લોકો તરફથી ચાંપ થઇ તે વારે વિનાકારણની અને નુકશાનકારક, તેમજ અંજુમનને શોભે નહિં તેવી, ઉતાવળથી કામ ખલાસ થયલું છે, તેનાં પરિણામ આગળ જતાં ઘણાં કડવાં આવવાનાં છે, ને તેને માટે અંજુમન બેશક લાયકને લાયક માન આપશે ને તેનો ઉપકાર માનશે. ત્રસ્ટડીડ બનાવવાનું કામ કોઇનાં ઘરનું ખાનગી કામ તો નોહતું, તે વારે તેમાં આટલો બધો મમત શા માટે આવવો જોઇએ કે "અમો જીતીએ અને ફલાણા ભાઇની હાર થાય." ભરૂચની પંચાતની પુંજી ગમે તેટલી મોટી છે તોપણ તેનો મોટો ભાગ તો ખાતાં પાડીને બક્ષિસ કરનારા તરફથી મુકરર કામને માટે તેનો નીમ થઈ ગયેલો છે. પંચાતની ખરી પુંજી તો માત્ર બે લાખની અંદરની છે અને આટલી નાની રકમની વ્યવસ્થા કરવામાં ખેંચાખેંચની શી જરૂર હતી? અંજુમનનું હિત જો ખરેખર હૈયે હતું તો બેઉ પક્ષવાલામાંથી ત્રણ ત્રણ ચચ્ચાર ગ્રહસ્થો સાથે બેસી વાતચીત કરીને, ત્રસ્ટડીડ ઘડી કહાડતે તો એક અઠવાડીયાની મુદતમાં ઘણું સરળ અને વ્યવહારૂ દસ્તાવેજ તૈયાર થઈ જતે. જ્યાં રસાકસી ઉભી થઇ ત્યાં આવી સીધા રસ્તાની વાત પણ ડાહ્યા સખસોનાં મગજમાં ઉતરવી મુસ્કેલ છે, અને વળી તેમાં અધુરામાં પુરૂં દરેકજણ એમ સમજે કે શું અમને સમજણ ઓછી છે કે ફલાણો સખ્સ અમને સમજણ આપશે અને અમે ચાલશું? એમ તો બનનારીજ નહિં, પછી ગમે તે થાય;—ત્યાં જોવાનું કશું રહેતું નથી.

ખોદાતાલા સૌને સારી અક્કલ આપે કે કજીઆનું મોં જલ્દીથી બંધ થાય. જ્યાં અંદરખાનેથી વિચાર જુદોજ હોય ત્યાંતો અવારનવાર નવા ફીતણા ઉભા થવાનાજ, એ વાત સિદ્ધાંત છે. તા. ૨૭ ઓગષ્ટ

૧૯૨૨ ને રોજ અંજુમનની મળેલી મીટીંગમાં વળી નવો મુદ્દો વગર કારણનો ઉભો થયેલો છે તે નિચે મુજબઃ—

મીટિંગનું કામ શરૂ કરવાનો વખત નજદીક આવ્યો ત્યારે સરદાર ખાન બહાદુર આદરજી મંચેરજીના એક દોસ્તદાર ખાન બહાદુર દાક્તર બરજોરજી સોરાબસાએ પોતાની પાસેનું એક લખેલું કાગળ પોતાના એક દોસ્તદારના હાથમાં મેલ્યું, ને તેમણે ઉભા થઇને તે કાગળ વાંચતાં જઇને સભાના પ્રમુખ નિમવાની નિચે મુજબ એક અજાયબ દરખાસ્ત રજુ કરી હતી, અને તેમાં એકને ઠેકાણે બે બાબતો સામેલ કરી દીધી હતી.

"આજની સભાનું પ્રમુખસ્થાન મેનેજીંગ ટ્રસ્ટી સરદાર ખાન-"
"બહાદુર આદરજી મંચેરજી દલાલને આપવું, અને હવે પછી મળનારી"
"દરેકે દરેક સભાનું પ્રમુખસ્થાન ખાનબહાદુર આદરજી દલાલે લેવું."

આ દખાસ્ત વગર વિરૂદ્ધતાએ મંજુર થયલી કહેવાય છે.

કોઇપણ સભાનું કામકાજ તેના પ્રમુખ વગર ચાલી શકતું નથી. શરૂઆતમાં માત્ર પ્રમુખ નીમવાની જ દરખારત પ્રમુખ વગર મુકી શકાય છે, કારણ કે તેમ કર્યા વગર છુટકો રહેતો નથી. માત્ર એજ બાબત એક અપવાદ તરીકે પ્રમુખ વિના ચાલી શકે છે. કબી જો નિમાયલા પ્રમુખ થોડું કામ ચલાવીને ખુરસી છોડી દેય તો, કામ તુરત અટકી પડે છે, અને જો કામ આગળ ચલાવવું હોય છે તો તુરત બીજા સખસની પ્રમુખ તરીકે નીમણુંક કરવાની જરૂર પડે છે.

હવે સવાલ એ ઉભો થાયછે કે "ખાનબહાદુર આદરજી દલાલને" હવે પછી મળનારી દરેકે દરેક મીટિંગનું પ્રમુખસ્થાન લેવાની "આ દરખાસ્ત" જે, તદબીરથી દાખલ કરી દેવામાં આવી હતી, તે કાયદેસર રૂલ મુજબ, યા રીવાજ, અગર નીતિસર હતી કે કેમ? કારણ કે તે વખતે તો પ્રમુખ કોઈ નિમાયલું હતુંજ નહિ, અને પ્રમુખની ખુરસી તો ખાલી હતી, અને વધારામાં એ વાત છે કે મીટિંગમાં

રજુ થનારા કામની નીકળેલી નોટીસમાં તે બાબત બતાવવામાં આવી પણ નહતી.

આ દેખીતી એક દરખાસ્તમાં બે દરખાસ્તો દાખલ થયલી છે, તે વાતથી મીટિંગમાં હાજર રહેલા સખસો પૈકી ઘણાતો બીનવાકેફગાર છેવટ સુધી રહ્યા હતા, કે હમણા તો એક યાદગાર ઠરાવ ગડબડસડબડમાં પસાર થઇ ગયો છે, અને જે ગૃહસ્થો એ ભેદ સમજી શકયા હતા તે તો સ્તંભ બની જઇને વિચારમાં ને વિચારમાં હતા. એટલામાં તો ચેરમેને ખુરસી લીધી અને કોઇ કાંઈ બોલી શકયું નહિ અને એનું નામ તે વગર વિરૂદ્ધતાએ પસાર થયલી દરખાસ્ત ગણાયછે.

ચાલતી વીસમી સદીમાં આ એક ઇતિહાસીક બનાવ બનેલોછે, ને તે વળી ઉપર કહ્યા મુજબ નવાઈ જેવી રીતે પસાર થયલો ગણાય છે. કદાજો મહત્વનો અને જાણવા જોગ ઠરાવ કોઇને કરાવવો હોય તો તે રીતસર નોટીસ પ્રથમથી આપી, તે ઉપર લોકોને વિચાર કરવાનો વખત આપી, શુદ્ધબુદ્ધિથી કરાવવો જોઇએ. આવી નછાજતી ઉતાવળ અને ભેદ રાખવાની જરૂર જરાપણ હોવી ન જોઇએ. જાદે વિચારવા જોગ એ વાત છે કે આ મીટીંગ માટે નીકળેલી નોટીસ મુજબ માત્ર બેજ કામનો નીકાલ કહાડવાનો હતો અને તે કારણને લીધે તે બે કામોમાં હીત લેનારાજ સખસો હાજર હતા ને હાજરી ઘણી કમતી હતી, અને આવી નાની મીટીંગમાં ધારેલું કામ મંજુર કરાવવામાં મુસ્કેલી પડતી નથી. કદાજો દરખાસ્ત લાવનારાઓએ હીંમત રાખીને પ્રથમથી મીટીંગ બોલાવવાની નોટીસમાં કામ દાખલ કરાવ્યું હોત કે ભરૂચમાં જાથુના પ્રેસીડંટ કરવાની કોઇની દરખાસ્ત છે તો બેશક ઘણા ઘણા ગૃહસ્થો મીટીંગમાં હાજર થઇને પોતપોતાના વિચારો બતાવતે. ભરૂચ શહેરમાં કોઈ વખતે જાથુકના પ્રેસીડંટ હતાજ નહિ, અને હવે તેની જરૂર શા કારણથી ઉભી થઈ તે કોઈ કાંઇ જાણતું નથી, તેમજ વળી મીટીંગમાં કોઇએ તે સમજાવવાની તસ્દી પણ

લીધી નથી. આ બીનાથી ભરૂચના પારસીઓમાં ભારે ચર્ચા ચાલી રહી હતી. એ બાબત ઉપર ખાનબહાદુર સોરાબસા હોરમસજીએ પોતાના વિચાર બતાવીને છાપામાં કાગળ લખેલો છે. તે મુંબઇના " કૈસરે હિન્દ " પેપરમાં તા ૨૪ સપ્ટેમ્બર ૧૯૨૨ ને રોજ પાના ૩૬ અ ઉપર તથા સાંજ વર્તમાનમાં તા. ૮-૯-૧૯૨૨ ને રોજ પાને ૩ ઉપર છપાયલો છે.

વળી જાદે વિચારની વાત તો જાણીતો રીવાજ છે કે હરકોઈ મીટીંગમાં જે કામો રજુ કરવાનાં હોય છે તે મીટીંગ બોલાવવાની નોટીસમાં પ્રથમથીજ દાખલ કરવાં જોઇએ. કબી જો ઘણું તાકીદનું કામ રજુ કરવાની જરૂર જણાયછે તો તે બાબત પ્રેસીડન્ટની મંજુરી લેવીજ જોઇએ. હવે જોવાનું અત્રે એ છે કે ખાનબહાદુર આદરજીને જાથુકના પ્રેસીડન્ટ નીમવાનું કામ તો મીટીંગની નોટીસમાં દાખલ નહતું. તેમજ વળી તે બાબતની દરખાસ્ત મુકતી વખતે તો પ્રેસીડંટ નીમાયા પણ નહતા, તો પછી તેમની મંજુરી આવે જ ક્યાંથી ? દેખીતી રીતે આ કહેવાતો ઠરાવ રીવાજ તથા નીતિ તથા કાયદા વગેરે દરેક વાતે વિરૂદ્ધ છે.

વળી સૌથી વિચારવાની વાત એ છે કે ખા. બા. આદરજી શેઠે આ વીચીત્ર દરખાસ્ત શા માટે ગેરરીતે પોતાના લાભમાં મંજુર થવા દીધી હતી. પોતાના લાંબા અનુભવથી પોતે સમજ્યા તો હશેજ કે આ દરખાસ્ત બરોબર આવેલી નથી તો શા માટે પોતે તે સંબંધી વાંધો રજુ નહી કીધો તે સમજાતું નથી. આગળ ઉપર બતાવ્યા મુજબ અંજુમનની મીટીંગમાં પણ એવીજ કાનુન વિરૂદ્ધની એક દરખાસ્ત પોતાના લાભની હતી તે ખાનબહાદુરે પસાર કરી હતી પણ પાછળથી તકરાર થઇ તે સબબે માંડી વાળવી પડી હતી. જુઓ પાનું ૨૯.

આજકાલ લોકો દરેક વાતે પોતાના હકો સમજતા જાય છે અને તે રીતસર માગતા પણ જાય છે ને વાપરતા પણ જાય છે.

પરંતુ દીલગીરીની વાત એ છે કે ભરૂચના બીચારા રાંક પારસીઓમાં તેથી ઉલટી વાત જોવામાં આવે છે. આવી રીતે તો માત્ર રાંક ભરૂચમાંજ ચાલી શકે, સુરત તથા મુંબઈમાં થયું હોય તો તુરત સામાસામી નોટીસો અને છાપાછાપીમાં છાલ ગોટલા જુદા થઇ જાય. એક તાજો દાખલો જુવો કે તા. ૧૭ મી નવેમ્બર ૧૯૨૧ ને રોજ નામદાર પ્રીન્સ ઓફ વેલ્સનાં પગલાં મુંબઈ શહેરમાં થયાં, તે વખતે મુંબઈના પારસીઓના માનવંતા ટ્રસ્ટી સાહેબોએ ઠરાવ કીધો કે તે નામદાર પ્રીન્સને પારસી અંજુમનની તરફથી તથા અંજુમનને નામે એક એડ્રેસ આપવું. એ વાત બહાર આવતાંની સાથે અંજુમને વાંધો ઉઠાવ્યો હતો કે ટ્રસ્ટી સાહેબોને આવી રીતે અંજુમનને નામે અને વળી અંજુમનને પુછ્યા વગર એડ્રેસ આપવાનો અધિકાર છેજ નહિ. એટલે એ સમજદાર અને ડાહ્યા ટ્રસ્ટી સાહેબોએ તુરતજ પોતે કબુલ કીધું કે ફરીથી એ મુજબ અમો ચાલીશું નહિ. આવી રીતે થવાથી તે સાહેબોની આબરૂમાં જરાપણ કમીપણું થયું નહી, પરંતુ તેથી ઉલટું તેમની ઇજ્જતમાં વધારો થયો હતો, અને લોકો ઘણા ખુશી થયા હતા.

હવે ભરૂચમાં એવી બાબતમાં એજ અરસામાં કેવી હકીકત બની હતી તે જોવાની છે, અને એ બે હકીકતોમાં આસ્માન જમીન જેટલો ફેર છે તે વાંચનારા સાહેબો પોતે જોઇ લેશે. મુંબઈવાસી શેઠ ધનજીભાઈ બમનજીને તા. ૧ જાનેવારી ૧૯૨૨ ને બેસતે વરસે નામદાર શહેનશાહ તરફથી "સર નાઇટ" નો માનવંત ખીતાબ બક્ષવામાં આવ્યો હતો, તે કારણને લીધે મુંબઇના થોડાક પારસી ગૃહસ્થોએ પોતાના તરફથી તેમને મુબારકબાદી સાથે એડ્રેસ આપેલું હતું. સર ધનજીભાઇ બમનજીને મળેલા માન માટે બેશક સૌ પારસીઓ ખુશી થયા છે, પરંતુ મુંબઈમાં તેમને અંજુમનને નામે તથા અંજુમનની તરફથી એડ્રેસ અપાયલું નોહતું. હવે એ ગૃહસ્થને ભરૂચ સાથે કંઇ લેવા દેવા નથી, ભરૂચમાં કોઇ ઓળખનારા પણ થોડાજ

માણુસો હશે, અને જે કોઇ હશે તે તો પરગામ સાથે વેપાર ચલાવનારા સખસો હશે. જાનેવારી ૧૯૨૨ માં શેઠ આદરજી મુંબઈમાં હતા, તેમણે તથા તેમના ગોઠીઆ ત્રસ્ટીઓએ ભરૂચની અંજુમન તરફથી અને અંજુમનને નામે એક એડ્રેસ સર ધનજીભાઇને આપી આવ્યા હતા. એ કામમાં અંજુમન તો કશા હીસાબમાં નોહતી. અંજુમનને જરાપણ પુછવામાં આવ્યુંજ નોહતું. ન્યુસપેપરોમાં જ્યારે એ હકીકત બહાર આવી ત્યારે લોકોને ખબર પડી હતી. ભરૂચની અંજુમન તો "રાંડીરાંડ ડોસી" કરતાંયે નપેતર છે, ને તેના ઘણા દાખલા છે. આશા છે કે હવેની ઉધરતી ઓલાદ આવી તાબેદારીથી છુટા થઇને સ્વમાન સાથે કામ લેશે. ભરૂચના ત્રસ્ટીઓએ આવી રીતે પરભાર્યું કામ કીધું તે વાત લોકોએ જાણી છતાં બબડી બકીને બેસી રહે એ કેવી વાત કહેવાય? શું તેઓ એમ ધારે છે કે તેમની ભલમનસાઇનો બદલો ખુદાને ત્યાં મળશે? અને તેઓ ચુપકીદીથી બેસી રહ્યા તેથી હવે ટ્રસ્ટીઓ ફરી તેમ નહિ કરશે? જો તેમ ધારતા હોય તો એ તેમની સમજફેર છે. આ સંબંધમાં અત્રે લખવું દુરસ્ત જણાય છે કે અંજુમનનું ત્રસ્ટડીડ હમણાં થયું તેમાં સૌથી છેલ્લી કલમ ઘણીજ અગત્યની છે, અને તેને એડ્રેસની સાથે ભારે સંબંધ છે.

> "હાલનો ખરડો અંજુમનમાં જે પસંદગી સારૂ મુકેલો છે અને જે છેવટે પસંદ થઈ મંજુર રહે, તેમાં જે જે હકો ટ્રસ્ટીઓને આપવામાં આવ્યા હશે, તે હકો મુજબ તેઓ નવા બંધારણ મુજબ અમલ કરશે, પણ તે ઉપરાંતના જે હકો ટ્રસ્ટડીડમાં દર્શાવ્યા નહિ હોય તે સર્વ તમામ હકો અંજુમનના છે એમ સમજવાનું છે, અને તેવા કોઇપણ હક અંજુમનની બહાલી વગર ટ્રસ્ટીઓ પ્રાપ્ત કરી શકશે નહિ."

પ્રથમ તો સાધારણ અક્કલથી પણ સમજવાનું છે કે ટ્રસ્ટડીડથી જે અધિકાર ખાસ આપવામાં આવેલો હોય તેજ અધિકાર ટ્રસ્ટીઓએ વાપરવાનો તથા ચલાવવાનો છે, અને તે સીવાયની તમામ બાબતનો

અધિકાર અંજુમનનો છે એમ ખુલ્લી વાત છે. તે છતાં ઉપર ટાંકી બતાવેલી કલમ તો વળી સાફ ચોખ્ખી છે કે તે ડહાપણથી લાંબી નજર રાખીને મંજુર થઇ હતી. તા. ૨૭ ઓગસ્ટ ૧૯૨૨ ની અંજુમનની મીટીંગમાં શેઠ બમનસા જામાસ્પજીએ એજ કલમ બાબત ચેરમેન ખાન બહાદુર આદરજીનું ધ્યાન ખેંચ્યું હતું કે તા. ૬ અકટોબર ૧૯૧૯નાં "જામે જમશેદનાં" પાના પંદરના કોલમ પાંચમાં તે કલમ છપાયલી છે, જે મીટીંગમાં તે પસાર થયલી હતી, તે મીટીંગમાં "જામે જમશેદનો" રીપોર્ટર હાજર હતો તેના રીપોર્ટમાં એ કલમ છે અને વળી તે રીપોર્ટરને મુંબઇથી ખાસ બોલાવનાર તો ટ્રસ્ટીઓ પૈકી એક ગૃહસ્થ હતા. એવી રીતે હકીકત છતાં એ કલમ શા માટે રજીસ્ટર થયલા ટ્રસ્ટડીડમાં દાખલ કરવામાં આવી નથી, અને તેનો શો ખુલાશો છે? સરદાર આદરજીએ ખુલાસો કીધો કે "જામે જમસેદના" રીપોર્ટ ઉપર અમારૂં ધ્યાન ખેંચાયું નોહતું. અમો તે પેપર વાંચીએ ત્યારે જાણી શકીએ, પેપરવાળા ગમે તે છાપે તેને ખોટો પાડવાનું અમારૂં કામ નથી વીગેરે વીગેરે.

આ તકરારી કલમ બેશક ઘણીજ અગત્યની તથા ખાસ મુદ્દાસર છે. તેની જરૂર વીષે બે મત હોઇ શકેજ નહિ. એ બાબતમાં ગમે તો "જામે જમશેદ"ના રીપોર્ટરની ભુલ હોય, અગર તો તે વખતે પ્રમુખ થયલા ને તે સંબંધી તમામ કામના ચેરમેન તથા મેનેજીંગ ટ્રસ્ટીની ગફલતી હોય. આ રીપોર્ટર પોતે મીટીંગમાં હાજર હતો તેનો તમામ રીપોર્ટ જે "જામે" માં છપાયેલો છે તે પુરતી રીતે બરાબર હતો. એ રીપોર્ટરથી આ કલમ ખોટી રીતે દાખલ કરવાનું બની શકેજ નહિ. શું એ રીપોર્ટરને ઉંઘમાં સ્વપ્નો આવેલો હતો ને તેની અસરથી તેમણે ઉંઘમાંથી બરકરાર થઇને તે લખી કહાડી હતી? એવું ધારવું હસવા સરખું છે. બીજી બાજુ તપાસીયે તો જણાય છે કે આ તકરારી કલમથી ટ્રસ્ટીઓની સત્તા તથા હકુમત ઉપર એક જાતનો લેખી અંકુશ ખાસ મુકેલો છે, તે વાત દેખીતી

રીતે હરકોઈ ગ્રાહીત સખસ પણ કબુલ કર્યા વગર રહેશેજ નહિ. હવે રીપોર્ટરનો આવેલો રીપોર્ટ સાચો છે કે મીટીંગનું પ્રોસીડીંગ લખવામાં સરતચુક થઈ છે તે અત્રે નક્કી કરવું મુસ્કેલ છે. સમજદાર માણસો પોતપોતાના મગજ મુજબ વિચાર કરી લેશે.

"જામે જમશેદ" પેપર તો ગોયા પારસીઓનું પેપર છે. તે મુંબઈ તેમજ મુફસીલમાં ઘેરેઘેર વંચાય છે; પણ આ બાબત ઉપર ખાનબહાદુરનું ધ્યાન ગયલું નહિ, એટલે કાંઇ ઈલાજ નહિ. પણ હવે જ્યારે એ શેઠે વાત જાણી છે અને રીપોર્ટર તો મુંબઇના એક મોભાવાલા પેપરના ખાસ આડત્યા તરીકે ભરૂચ આવેલો હતો અને તે સખસને આવી જરૂરી બાબત ઉપર વગર આધારે અને વગર કારણે દાખલ કરવાનો કાંઈ સબબ હતોજ નહિ, તો એ રીપોર્ટરને ઈનસાફ આપવા ખાતર તો કબુલ કરવું જોઇતું હતું કે એવું બનેલું હશે અને તે બાબત એકદમ દાબી દેવી જોઈતી નોહતી, અને પેપરના રીપોર્ટરને તુચ્છકારી કહાડવો જોઇતો નોહતો. કદાચ રીપોર્ટર ભુલ કરે તે સેજસાજ શબ્દો તથા વાકય રચનામાં, રાતનો વખત થઈ જવાથી થાકી ગયાને લીધે કરે, પરંતુ એક આખી કલમની કલમ વગર આધારે દાખલ થઈ જાયજ નહિ, અને કહેવત છે કે "વાસીદે સામેલું જાય" તેવું બનવા પામે નહિ. હવે દીલગીરી સાથે અત્રે કહેવું પડે છે કે જો અંજુમનમાં પાણી હોય તો એ બાબતનો ફેજ જુદોજ આવે, ને તે ઉપલક ઉડી જાય નહિ. કબી જો અંજુમનમાં કાંઇ સ્વમાન હોય તો એ બાબતનો ઇલાજ તાબડતોબ કરી શકે ને તેના રસ્તા ઘણાએ છે, અને વળી ઘણા સહેલા પણ છે. પણ બીચારી અંજુમન શું કરે! માટે આ બાબત આટલેથી અત્રે પડતી મુકવી જોઇએ.

ટ્રસ્ટડીડ મુજબ મતપત્રિકાથી તા. ૪ થી જુન ૧૯૨૨ ને રોજ બે ટ્રસ્ટીઓની ચુંટણી આ પહેલવહેલી થવા પામી હતી તેનાં પરિણામે અંજુમને બે ગ્રહસ્થોને પસંદ કીધેલા જાહેર કીધા હતા,

એમાં એક ઉમેદવાર નાઉમેદ થવા પામ્યા હતા. ચુંટાયલા સખસોએ જે ફત્તેહ મેળવી હતી તે મત પત્રીકાનાજ પુનપ્રતાપે હતી, કારણ કે નાઉમેદ થયલા ઉમેદવાર તો મોટા વગવાલા અને કરતા કારવતા-ઓના દોસ્તદાર હતા, ને તેમની ફત્તેહ તો દરેક વાતે નક્કી જેવી ગણાતી હતી. પરંતુ મતપત્રીકાના અંધારા ગોળામાં કોઇની સરમ મરવત ઝાઝી ચાલતી નથી. પહેલ વહેલી આજ વખત અંજુમને પોતાની સ્વતંત્રતા બતાવી છે અને આશા છે કે હવેથી વધારે હીંમત ધરીને કામ લેશે.

ત્રસ્ટડીડની ઝપાઝપીમાં કેટલાક હીંમતવાન સખસોના દીલમાં નવું લોહી આવેલું જણાયું હતું, અને મી. કેખુશરૂ જમસેદજી નરીમાન કાપડીઆએ તો તા. ૪–૬–૧૯૨૨ ની નવી ચુંટણીના થોડા દીવસ અગાઉ એક મદેહનજર છપાવીને અંજુમનના મતદારોને કેટલીક નોંધ લેવા જેગ ભલામણો કીધી હતી. તેમાં લખેલું હતું કે, "અંજુમનનું હીત હૈડે ધરી પક્ષાપક્ષીનો વિચાર દુર કરી, મામા" "માસીનાં મંડળને નહિ જોડતાં સ્વતંત્ર વિચારથી કામ કરો તો" "અંજુમનનું દરેક કામ ઘણુંજ મુસ્તકીમ થશે, અને પાછળથી" "કોઇપણ સાહેબોને બોલવાનું રહેશે નહિ." આવા નેક વિચાર મુજબ પ્રથમથીજ કામ ચાલેલું હતે તો કશી પણ તકરાર ઉભી થવા પામતેજ નહિ. શાબાશ છે મી. કેખુસરૂ જમશેદજીને.

ભરૂચ શહેરમાં કોઇપણ દિવસે પંચાતનો હિસાબ અંજુમનની મીટીંગમાં રજુ થયેલો નથી. અમદાવાદ, વીગેરે શહેરમાં દર વરસે અંજુમનની મીટીંગ મળે છે અને તેમાં હિસાબ રજુ થાય છે, તથા એ હીસાબ તપાસનાર ઓડીટરનો રીપોર્ટ પણ મુકવામાં આવે છે ને તે ઉપર વીવેચન થઇને હીસાબ અંજુમન મંજુર કરે છે. ભરૂચના ઓડીટરો તો ફરીયાદ કર્યા કરે છે કે અમારો રીપોર્ટ તો માત્ર ફાઇલમાં બાંધવા સારૂ મેનેજીંગ ત્રસ્ટી ઉપર જાય છે અને અમારી મેહેનત તથા વખતની બરબાદીનો આ એક નમુનેદાર બદલો અમને

મળે છે. હવે ત્રસ્ટડીડ બનેલું છે એટલે આશા છે કે હીસાબ વરસો વરસ તે મુજબ તૈયાર થઇને ઓડીટરના રીપોર્ટ સાથે અંજુમન આગળ મુકવાની ત્રસ્ટીઓ તરફથી મહેરબાની થશે.

દીલગીરી સાથે અત્રે લખવાની ફરજ પડે છે કે ભરૂચના પારસીઓમાં જાહેર હીંમત ( Moral Courage ) જેવું કશુંએ નથી. કબી હરકોઇ બનાવથી તેઓ વાજબી રીતે નાખુશ થાય છે તો પીઠ પાછળ કે બજારમાં બડબડાત કર્યા કરે છે, પરંતુ હીંમત ધરીને તે બાબત મેદાનમાં કોઈ લાવતું નથી. આથી કરીને દરેક રીતે કામ જાદેને જાદે બીગડવાનો સંભવ રહે છે, પરંતુ હીંમતથી કામ લેવાય તો તેવા નાખુશી ઉપજાવનારા બનાવો બનવા મુશ્કેલ થઇ પડે છે તે વાત તેઓના લક્ષમાં રહેતી નથી. જુઓ કે અંજુમને હીંમત ધરી તો ત્રસ્ટડીડમાં ખાનબહાદુર સોરાબસાની કમીટીને ફત્તેહ મળી હતી. તેમજ વળી ત્રસ્ટીઓએ વગર અધિકારે ચુંટણીના પત્રકો બહાર પાડયા તથા ચુંટણીની રૂલો બનાવી તેનો અમલ કરી દીધો હતો, તે બાબતમાં પણ અંજુમને મક્કમ હાથે કામ લીધું તો તે બાબતમાં પણ દરખાસ્ત લાવનારાને જશ મળ્યો હતો. હીંમત રાખીને કામ કરે તેને ખોદાતાલા ફત્તેહ આપનારો માલીક છેજ. હાથ જોડી બેસી રહી પીઠપાછળ બબડવાથી કોઈ કાળે સારાં ફળ નીપજ્યાં નથી એ વાત સિદ્ધાંત છે. અંગ્રેજીમાં કહેવત છે કે A man's wife is to him what he makes her; એટલે કે એક સખસ જેવી રીતે પોતાની બાયડીને બનાવવા માંગે તેવી રીતે તે નીવડે છે. કબી જો તે મરદ તેને એવકુફીથી પોતાની શેઠાણી બનાવી દેય છે, તો પોતાને હંમેશનો તેનો ફરમાબંદો થઇને રહેવું પડે છે. અને જો જુદી રીતે બનાવે છે તો તે ઓરત તેની તાબેદાર થઇને રહે છે. અરસપરસનો સંબંધ જેવી રીતે ધણીધણીઆણીમાં રહેલો છે તેવીજ જાતનો સંબંધ સમસ્ત અંજુમન અને ત્રસ્ટીઓ વચ્ચેનો છે અને એ બેમાં જે નીતીવાન, અક્કલવાન, હીંમતવાન હોય તેજ જીતી શકે છે. વળી એ

બેઉમાં કામ લેવાની કુનેહ તો એક ગ્રહસ્થને શોભે તેવી હોવી જોઇએ. 'ગ્રહસ્થાઇ' શબ્દમાં ઘણા ગુણો સમાયલા છે. એક વિદ્વાન લખી ગયો છે કે "ગ્રહસ્થ" તો પેલા સખસને કહેવો કે જે (Who thinks of himself the last and the least) ખુદ પોતાની જાતને માટે સૌથી છેલ્લો વિચાર કરે છે, ને તે વળી બીજા સૌ કરતાંયે ઓછો વિચાર ધરાવે છે, તે સખસ ખરો ગૃહસ્થ છે. તે કબી એથી ઉલટો ચાલી એમ કહેવડાવવા માંગે કે મને સૌથી પહેલો ગણો તથા મને સૌ નમો, અગર હુંજ કહું છું તે ખરૂં ને તેજ ખરૂં ને તેજ મુજબ થવું જોઇએ, તેમજ વળી દરેક બાબતનો અધિકાર પણ મારાજ હાથમાં રહેવો જોઇએ, તો તે સખસમાં ગૃહસ્થાઇ નથી એમ સમજી લેવું જોઇએ. વળી ગૃહસ્થની (Character) ચાલચલગત તથા રહેણીકરણી પણ એવી જોઇએ કે જેથી સર્વ કોઈ ખુશીથી તેને નમે, તેના ઉપર વીશ્વાસ રાખે ને તેના વિચાર ઉપર દોરાવાને રાજી હોય. ધનદોલત કરતાં પણ ચાલચલગત અને રહેણીકરણી ઘણી ચહડતી છે. ખટપટથી કામ જોગ ફતેહ મેળવવામાં કાંઈ આબરૂ આવતી નથી. એક વખત આબરૂ ગઇ તો પાછળથી તે મળતી નથી. આપણા લોકોમાં ઘણા જણા તો એમ સમજે છે કે પૈસો ટકો અને અધિકાર છે તો સૌ કોઈ છે, અને તેથી આબરૂ પોતાની મેળે ઘેર પુછતી આપણી પાસે આવે છે. એ વાત તદ્દન ભૂલ ભરેલી છે. એક વિદ્વાન લખે છે કેઃ—

When wealth is lost, nothing is lost,
When Health is lost, something is lost,
When Character is lost, everything is lost.

જો દોલત ગુમાવી તો સમજવું કે કશુંએ ગયું નથી.
જો તંદોરસ્તી ગુમાવી તો સમજવું કે કંઇક ગુમાવ્યું છે ખરૂં.
જો આબરૂ ગુમાવીતો સમજવું કે બધી વાતે પાયમાલ થયા છીયે.

આ ઉપરથી જોવામાં આવશે કે દોલત કશા હિસાબની ચીજ નથી, તેના માલીકને નમવામાં કાંઈ ફળ નથી. જો તંદરોરસ્તી ગુમાવી

તો દુનીયાની એક ન્યામત ખોયા બરોબર છે. માટે જેમ તંદરોસ્તી સાથે ચેહડાં કહાડવાં નહિ, તેમ આબરૂ સાથે પણ રમત રમવી નહિ. આબરૂની હાની થઇ તો દુનીયામાંથી ઉખડી ગયા સમાન ગણવાનું છે. ખરી આબરૂ સોથી મોટી વાત છે. એક અદના સખસ પણ પોતાની ચાલચલગતથીજ પોતાની આબરૂ એવી મોટી બાંધી શકે છે કે તેવી એક શ્રીમંત માણસ પોતાની દોલતથી તે મેળવી શકતો નથી. માટે ગરીબ તથા તવંગરે આબરૂ હમેશાં સાચવવાની છે. આબરૂ ચીજ એવી છે કે તેને એક મીનીટ પણ હડસેલીને બાજુપર નાંખનાર સખસનું પાણી ઉતરી જાય છે માટે. અંજુમને હમેશાં કામ લેવું તે તો ગ્રહસ્થાઇને છાજે તેવી રીતે બાઆબરૂ સાથે પોતાની ટેક તથા સ્વમાન સાચવવું જોઇએ અને પોતાના જે વ્યાજબી હકો હોય તે સારી પેઠે નજરમાં રાખીને સંભાળતા જવું અને નહિ કે 'ખોટું કરનારને ખુદાતાલા પૂછશે' એવા વિચાર રાખી હાથ જોડીને બેસી રહેવું.

છેવટે આટલું તો કહેવું જોઇએ કે ટ્રસ્ટડીડ બાબતમાં જ્યારે લોકો તરફથી ઉઘરાણાનું લીસ્ટ ફરતું થયું ત્યારે સરદાર ખાનબહાદુર આદરજી દલાલ પોતે છાપામાં વગર કારણે પ્રથમ દોડી જઇને લોકોને સબુરી પકડવાનું પાધું લેકચર આપવા નહિ બેઠા હોત તો જે દરજ્જે છાપાછાપી ચાલી ગઇ હતી તેમ થવા પામતે નહિ. આ તકરાર સંબંધી થયલા લખાણો ઉપર આધાર રાખીનેજ આ દીબાચો લખવામાં આવ્યો છે, ને તેમાં ફક્ત સાદેસાદી હકીકતો દાખલ કરેલી છે, અને તે ઉપર કોઇપણ જાતનું પૉલીસ ચહડાવવામાં આવ્યું નથી, કે જેથી કોઇપણ સખસને માઠું લાગે, અગર તેની લાગણીને દુઃખ ઉપજવાનું કારણ મળે. કેમકે તેમ કરવાનો જરાપણ ઇરાદો છેજ નહિ મુળ મતલબ તો એટલીજ છે કે ભરૂચના પારસીઓની ઉઘરતી અને ભવિષ્યની ઓલાદ આ લખાણથી બોધ લઇને બાહીંમત તથા આબરૂથી દુનીઆમાં પોતાનો વહીવટ કરતાં શીખે, અને તે મુજબ ચાલીને અંજુમનને ચહડતી પંકતી ઉપર લાવી મેલે. આમીન.

---

# ભરૂચની અંજુમનનો પોકાર.



( સાંજ વર્તમાન તા. ૧૨-૭-૧૯૧૬. )

"સાંજ વર્તમાન"ના અધીપતી જોગઃ—

સાહેબ,

થોડી મુદત ઉપર મુંબઇના જાણીતા લેખક અને વકીલ શેઠ રૂસ્તમજી બરજોરજી પેમાસ્તરે એક લખાણ કરી ભરૂચ શહેરની જુની દરેમહેર તથા જુના દોખમાની હાલત તરફ અત્રે જે બેદરકારી બતાવવામાં આવે છે તે વાત જાહેરમાં લાવી પોતાનો અભિપ્રાય બતાવેલો કે "જ્યાં સુધી ભરૂચની પારસી પંચાયતનાં ફંડનું ટ્રસ્ટડીડ થાય નહિં ત્યાં સુધી કદી પણ મામલો સુધરવાનો નથી અને આવા જરૂરી કામને માટે નાણાંની સગવડ થનાર નથી." આ એમનું કહેવું બરહક છે. ગયા જાનેવારી માસમાં અમારા શહેરના એક વકીલ શેઠ આલમશાહે વર્તમાન પત્રમાં એ બાબત ઉપર સખત લખાણ કરેલાં હતાં, પણ લાગતાવળગતા ઉપર હમેશ માફક તેની કશી અસર થઈ નથી. જો ત્રસ્ટડીડ થાય તો કાયદાસર કામ કરવું પડે. હાલમાં તો કોઈ પુછનાર છેજ નહિં.

ભરૂચમાં હાલમાં ત્રસ્ટીઓની બોર્ડ એવી બનેલી છે કે એકે જે કાંઇ કહ્યું તેને બીજાઓ "આમીન" બોલી વધાવી લઈ ઉંચકી લે છે અને તે કારણે ત્રસ્ટ જેવા જરૂરી કામો થતાં નથી.

જનરલ ફંડનાં નાણાં કેવા કેવા કામમાં વપરાય છે તે કોઇની જાણમાં આવતું નથી કેમકે ખર્ચની બાબતમાં અંજુમનમાંથી કોઇએ પુછતું નથી અને હિસાબ લાંબી મુદતે બહાર પડે છે તેમાં ખર્ચની તપસીલ આવતી નથી કે જેથી કોઇ વાંધો લઇ શકે. વળી હાલમાં

એક નવી જાતનું ચેટક લાગ્યું છે કે અંજુમનના ખર્ચે પરગામના ઉઠીઆણુા થાય છે અને મરનારની તસવીરો મુકાય છે, અને તેમના સગાઓ ઉપર તારો મુકવામાં આવેછે અને અગીઆરીઓમાં ભલતી ભલતી સખીઓ મેલવાનું જાણે ઘેલાપણું લાગ્યું છે. દાખલા તરીકે મુંબઇમાં હાલમાં ટાઉન હોલમાં જે મીટીંગ બોલાવવામાં આવી હતી તેમાં પણ મેનેજીંગ ત્રસ્ટીના નામનો તાર ટાઉન હોલની સીડી ઉપર બાગે બુલંદ વંચાયો હતો. ખુદ મુંબઈ શહેરમાં એ મીટીંગ સંબંધી ઘણા દિવસો થયાં સખત મતફેર જાહેર થએલો છે ત્યારે ભરૂચના મેનેજીંગ ત્રસ્ટીને ભરૂચની અંજુમનને માંહે ભેલવવાની શી જરૂર હતી અને શું અધિકાર હતો તે સમજાતું નથી. વિચાર કરો કે અંજુમન ઠરાવ કરે છે કે પંચાતના નાણાંનું ત્રસ્ટડીડ બનાવવું, તે વાત હવામાં ઉડી જાયછે. વળી ખુદ ત્રસ્ટીઓ કેટલાક ઠરાવ કરે છે તે દફતરમાંજ રહે છે. કેટલીક મોટી બાબતના ઠરાવો ઝટપટ સરક્યુલરથી મતો લેવાઇને પસાર થઈ જાયછે, પણ મીટીંગ ભરીને તકરારપર લાવવામાં આવતી નથી અને લોકો પેપરમાં ફરીઆદ કરે છે તે ઉપર પણ બીલકુલ ધ્યાન અપાતું નથી.

હવે અંજુમને કયો રસ્તો પકડવો તે સમજ પડતી નથી. માટે જો મહેરબાની કરીને કોઈ સાહેબો વિચાર કરીને સારી સલાહ આપે તો બહુ સારૂં.

અત્રેના એક ગ્રહસ્થને એ બાબતમાં પુછતાં તેમણે ટુંકો જવાબ દીધો "A man's wife is to him what he makes her" એટલે કે એક માણસ જેવી રીતે પોતાની ધણીઆણીને કેળવે છે તેવી તે બને છે અને ચાલે છે. જો અંજુમનમાં જરાપણ પાણી હોય તો ત્રસ્ટીઓ અંજુમનને બાજુપર મેલે નહિં.

ભરૂચ તા. ૯–૭–૧૬. એક જરથોસ્તી.

# ભરૂચ પારસી પંચાતનું ટ્રસ્ટડીડ.

શ્રી ભરૂચ શહેરની પારસી પંચાતના ફંડનું ત્રસ્ટડીડ બનેલું નથી, ને તે કરાવવા સારૂ અંજુમને ઘણા વરસો થયાં ઠરાવ કરેલોછે પરંતુ આજસુધી તેનો અમલ થયેલો નથી, ને કેટલાક ગ્રહસ્થો આ બાબતમાં મેહેરબાન મેનેજીંગ ત્રસ્ટી સાહેબને લખ્યા કરે છે, પણ તે ઉપર કાંઇ લક્ષ અપાતું નથી. માટે હમો નીચે સહી કરનારા શહેર ભરૂચના રહીશો આ ઉપરથી અમારો વિચાર બતાવીએ છીએ કે ત્રસ્ટડીડ જેમ બને તેમ તાકીદે થવું જોઇએ, અને તેને માટે અંજુમનની મીટીંગ તાકીદે બોલાવવી એવી અમારી ખાયેશ છે તે હમો બતાવીએ છીએ.

ભરૂચ તા. ૭ મી સપ્ટેમ્બર સને ૧૯૧૮.

રતનજી ફરદુનજી
જમસેદજી રૂ. વખારીઆ.
જહાંગીર જમસેદજી ડુંગાજી
સોરાબજી બમનસા જીનવાલા
શાપુરજી મંચેરજી ડુંગાજી
પેસ્તનજી દીનસાજી ડુંગાજી
ખરસેદજી એદલજી લાકડાવાલા
મેરવાનજી મંચેરજી પોસ્ટવાલા
ફરદુનસા પેસ્તનજી બરૂ
સોરાબસા મંચેરજી મવડાવાલા
પીરોજસા અરદેસર મહીં
બમનજી ફરામજી કેલાવાલા
જેહાંગીર અ. ગાંધી
નસરવાનજી સોરાબજી કાપડીઆ
માણેકસા મંચેરસા મારસલ
M. E. Alamshaw.
દીનસાહ પેસ્તનજી ડુંગાજી
જહાંગીર દીનસા દલાલ
ફરામજી દીનસાજી ખંબાતા
આદરજી એદલજી મારસલ
મંચેરજી જમસેદજી
રૂસ્તમજી રતનજી મારસલ
દીનસાહ રૂસ્તમજી લાકડાવાલા
અરદેસર જમસેદજી ડુંગાજી
દારાસા જીવાજી હાથી
નસરવાનજી બમનસા ડુંગાજી
કેખસરૂ જમસેદજી કાપડીઆ
અરદેસર બેજનજી કાપડીઆ
માણેકસા પીરોજસા કાપડીઆ
મોબેદ ડોસાભાઇ મેરવાનજી

બમનસા બેજનજી કાપડીઆ
દારાસા દીનસાહ
પીરોજસા પેસ્તનજી કાપડીઆ
ખરસેદજી જીવાજી
પીરોજસા કાવસજી
સોરાબજી રતનજી ગાંધી
ફરદુનજી રતનજી ફરદુનજી
જમસેદજી રૂસ્તમજી હીરામાણેક
દીનસાજી રતનજી
અરદેસર રૂસ્તમજી કામા
સાપુરજી હોરમસજી દલાલ
પેસ્તનજી મેરવાનજી જાફરીઆ
સોરાબજી ધનજીસા જમાદાર
નવરોઝજી હોરમસજી
મોબેદ જમસેદજી મેરવાનજી
રૂસ્તમજી બેજનજી કાપડીઆ
પીરોજસા નસરવાનજી અંકલેસરીયા
રતનજી ફરામજી
હોરમસજી બેજનજી
આદરજી કાવસજી હોરમસજી

ઉકાજલાલના

એન. ડી. દસ્તુર
દોસાભાઇ હીરાજી ગમીર
માણેકજી દીનસાજી
મેરવાનજી કાવસજી
દારાસા પીરોજસા કાપડીઆ
સોરાબજી દીનસાજી કેલાવાલા
એરચસા પીરોજસા વખારીઆ
પીરોજસા બેરામજી કામા
બેજનજી ધનજીસા દસ્તુર
જમસેદજી રતનજી સાહના
ફકીરજી અરદેસરજી કાપડીઆ

દા. કેખસરૂના.

ખરસેદજી રતનજી
સોરાબજી દીનસાજી દસ્તુર
નસરવાનજી માણકસા ભગત
રૂસ્તમજી ટેમુલજી
ફરદુનસા બેજનજી
સોરાબજી ફરામજી કાપડીઆ
દીનસાજી કેરબાદજી
સાપુરજી સોરાબજી દારૂવાલા
મોબેદ બરજોરજી નસરવાનજી
નરીમાન દારાસા કેલાવાલા
દીનસાજી પેસ્તનજી ગાંધી
સાવકસા સોરાબજી
હોરમસજી રૂસ્તમજી દારૂવાલા
દારાસા ધનજીસા મોબેદ
હોરમસજી ફકીરજી ગાંધી
અરદેસર સોરાબજી
ધનજીસા બમનસા
રૂસ્તમજી મંચેરજી
માણેકસા બમનસા કાપડીઆ
જાંગીરજી કાવસજી
સોરાબજી ધનજીભાઇ જમાદાર

| | |
|---|---|
| દારાસા નવરોજજી | દીનસા મેરવાનજી |
| અરદેસર જમસેદજી | દીનસા દોસાભાઈ |
| જેહાંગીર નવરોજી દારૂવાલા | હીરાજી હોરમસજી |
| બરજોરજી બમનસા ગાંધી | પીરોજસા કાવસજી દુધમલ |
| ફકીરજી ટેમુલજી જાફરીઆ | નરીમાન સેરીઆદજી ગાંધી |
| ગુસ્તાદજી ફરદુનજી | ધનજીસા દોસાભાઇ કાપડીઆ |
| મોબેદ પીરોજસા મેરવાનજી | મોબેદ માણેકસા નસરવાનજી |
| નવરોજજી જમસેદજી | મીનોચેહર આદરજી કાપડીઆ |
| દાદાભાઈ અરદેસર કેલાવાલા | બમનસા દીનસાજી ઘડીયાલી |
| દીનસાજી અરદેસરજી કેલાવાલા | નવરોજજી જમસેદજી ગાંધી |
| પીરોજસા ખરસેદજી ઘડીયાલી | દીનસાહ હોરમસજી ગાંધી |
| હોરમસજી રતનજી લાલા ગાંધી | નવરોજજી ખરસેદજી કાપડીઆ |
| અરદેસર પેસ્તનજી ગોની | ખરસેદજી માણેકજી દારૂવાલા |
| બમનસા દી. મવરાવાલા | માણેકજી દોરાબજી ગાંધી |
| રૂસ્તમજી કાવસજી દસ્તુર | નસરવાનજી પીરોજસા |
| એરચસા બમનસા ગાંધી | દારાસા કેખસરૂ દરબારી |
| નવરોજજી રૂસ્તમજી ગાંધી | એન. એ. દસ્તુરની કું. |
| નસરવાનજી ફકીરજી | અરદેસર બમનજી મીસ્ત્રી |
| બરજોરજી માણેકજી ગાંધી | રૂસ્તમજી દારાસા જીવાજી |
| દારાસા નસરવાનજી | જેહાંગીર દો. કાપડીઆ |
| ફકીરજી પીરોજસા ફોજદાર | રૂસ્તમજી બેજનજી દારૂવાલા |
| ધનજીસા ખરસેદજી દારૂવાલા | રૂસ્તમજી બરજોરજી કાપડીઆ |
| સોરાબજી નસરવાનજી | હોરમસજી જમસેદજી કેલાવાલા |
| એરચસા અરદેસર ભરૂચા | ધનજીસા અરદેસર કામા |
| બરજોરજી નવરોજજી કેલાંવાલા | જમસેદજી ફરદુનજી |
| ખરસેદજી હોરમસજી દસ્તુર | કુવરજી દીનસાજી દુધમલ |
| નવરોજજી પાલનજી | બરજોરજી દીનસાજી ગાંધી |

સોરાબજી ડોસાભાઇ
એરચસા નવરોજી ગાંધી
કાવસજી માણકજી સુરતી
નવરોજજી પીરોજસા મોબેદ
નસરવાનજી બેરામજી કપ્તાન
અરદેસર લીમજીભાઇ
હોરમસજી કાવસજી ગાંધી
જહાંગીરજી રૂસ્તમજી કાપડીયા
રતનસા રૂસ્તમજી દારૂવાલા
પીરોજસા સોરાબજી
અરદેસર પીરોજસા
રૂસ્તમજી સેરીયારજી અંકલેસરીઆ
જહાંગીરજી જમસેદજી દસ્તુર
જહાંગીર રૂસ્તમજી દસ્તુર કામદીન

ધનજીસા ઉકાજી કાપડીઆ
આદરજી અરદેસરજી
ધનજીસા મંચેરજી કેલાવાલા
દારાસા રૂસ્તમજી કેલાંવાલા
ખરસેદજી દીનસાજી પાઘડીવાલા
આદરજી એદલજી
માણેકજી મંચેરજી મુનસી
એરવદ પેસ્તન પી. વાઘ
પેસ્તનજી દીનસાજી ડુંગાજી
બમનસા ખરસેદજી કાપડીઆ
ગુસ્તાદજી બેરામજી મેનેજર
નરીમાન આદરજી કાપડીઆ
સોરાબજી જમસેદજી
રૂસ્તમજી મંચેરજી લાકડાવાલા

# મહેરબાન ખા. બા. આદરજી મંચેરજી દલાલ તે ભરૂચની પારસી અંજુમનના ફંડના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ—ભરૂચ.

સાહેબ,

આપ સાહેબનો મહેરબાની ભરેલો કાગલ નંબર ૪૦૩ તા. ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૧૮ નો પહોંચ્યો છે, તે માટે આપ સાહેબનો આભાર માની તેના જવાબમાં તસદી આપવાની નીચે મુજબઃ–આપ સાહેબના કાગળનો ભાવાર્થ નીચે મુજબ સમજવામાં આવે છે.

(૧) અંજુમનનાં ફંડનું ટ્રસ્ટડીડ થવુંજ જોઇએ એવો તમામ ટ્રસ્ટી સાહેબોનો અભિપ્રાય છે, ને આપ સાહેબ ઘણા ખુશી સાથે બનતી જોગવાઇથી તે તૈયાર કરાવા તજવીજમાં છો.

(૨) આજ સુધી ટ્રસ્ટડીડ બની શક્યું નહિ, તેનું મુખ્ય કારણ એ જે ખાનગી તેમજ અંજુમનનાં ભારી કામના બોજાથી આપ સાહેબને તેમજ જોડીઆ મેનેજીંગ ટ્રસ્ટી સાહેબને અવકાસ મળેલો નહિ, અને

(૩) ટ્રસ્ટડીડ હજુ સુધી તૈયાર થયલું નથી તે કારણના લીધે અંજુમનને કાંઈ નુકસાન થયલું નથી.

હવે પહેલી બાબત વીષે અમો જાણીને ઘણા રાજી થયા છીએ કે ટ્રસ્ટડીડ બનાવવામાં આપ સાહેબની કમાલ ખુશી છે, પરંતુ એ મીઠી વાત ઘણાં વરસો થયાં સરવે લોકોને મશહુર છે. જે કોઈ સખ્સ પરપુછ કરે છે, તેને વરસો થયા એવોજ જવાબ મળે છે, ને તેના દાખલા ઘણા હમારી પાસે મોજુદ છે. હવે પાકપરવરદેગાર આપ સાહેબની નેક મુરાદ જલદીથી બર લાવે એવી હમારી દુવા છે, પરંતુ લાંબા વખતની હકીકત ઉપર નજર કરતાં હમને તો ખાતરી છે કે

અમો તેમજ હાલના ત્રસ્ટી સાહેબો આ ફાની દુનીઆ છોડીને પાકપરવરદીગારની દરગામાં હાજર થઈશું ત્યાં સુધી એ ત્રસ્ટડીડ બનવાનું નથી. વળી ભરૂચની આખી અંજુમનનું એજ રીતનું માનવાનું છે, ને તે વાત આપ સાહેબની જાણ બહાર નહિ હશે.

બીજી બાબત વીષે વિચાર કરતાં માલમ પડે છે કે ગઈ સાલમાં મી. માણેકસા પીરોજસા કાપડીઆએ એજ બાબતમાં લખાણ કર્યું તેનો એવો જવાબ મળેલો હતો. તેના પ્રતિઉત્તરમાં જે લખાણ તેમણે કરેલું હતું, તે આ જગ્યાએ બંધ બેસતું થઈ પડશે, તેથી હમારે જ્યાદા કહેવાનું રહેતું નથી. તે એ છે કે ખુદ પંચાતનું કામ કાંઈપણ રીતે ભારે નથી, ને તે કારણના લીધે ફુરસદનો સબબ ઉભો થઈ શકતો નથી, પરંતુ આપ સાહેબ પોતાની ઉપર બાહરના જાદેને જાદે નવા બોજાઓ ખેંચી લઇને ખાસ પંચાતનું કામ પાછલ ફેંકો છો ને પછી અવકાસનો સવાલ આગલ ધરો છો. દાખલા તરીકે હાલમાં રઈયત જ્યાદે હકો નામદાર સરકાર પાસેથી માંગે છે ને તેમને મળે પણ છે. આપ સાહેબનેજ ભરૂચ ડીસ્ત્રીક લોકલ બોર્ડના પ્રેસીડન્ટનો ઓદ્ધો બક્ષવામાં આવ્યો છે, ને તે કામમાં દરરોજ બે કલાક ગાળો છો, પરંતુ અંજુમનનાં જુના અને જરૂરી કામ સારૂ ફુરસદ મલતી નથી. હવે વિચારવાનું એ છે જે નવા હકો તથા નવા ઓદ્ધાઓ મેલવવા સારૂ લોકો કેવા તતપર રહે છે પરંતુ પોતાની પાસે જુના જમાનાની રીતે સહેજમાંજ મેલવેલી હકુમત હોય છે, તે છોડવા કોઇને ગમતું નથી. એ વાત સંભવીત છે. હવે પંચાતના ત્રસ્ટી સાહેબો પાસે જે કાંઈ અધિકાર છે તે નામ તથા જીવ વગરનો છે, પરંતુ ત્રસ્ટડીડ થવાથી તે પણ જતો રહેશે એ વીગેરે અફવાઓ મજાક તરીકે અંજુમનમાં ચર્ચાયા કરે છે. વળી આપ સાહેબ જેવા ભણેલા તથા દુનીઆદારી ગ્રહસ્થ એવો ખુલાસો આપે કે પંચાતનું કામ ઘણું ભારે છે, તથા આપનું પોતાનું ખાનગી કામ સંભાળવાનું છે, ને બોજો ઘણો થઇ પડેલો છે, ને ફુરસદ મળતી નથી એવો ખુલાસો અમારે ગળે ઉત-

રવો મુશકેલ છે. ન્યાતજાતના જાહેર કામમાં પોતાના ખાનગી કામનો સબબ નવ-દશ વરસ સુધી ચલાવ્યા કરવાનો ખુલાસો કોઈ સમજદાર માણુસ જરાપણ કબુલ કરશે નહિ. કહેવત છે કે "મરજી હોય તો રસ્તાઓ ઘણા હોય છે." ઘણા વરસ થયા ત્રસ્ટડીડનો ખરડો તૈયાર છે તેથી બીજા શહેરોની ત્રસ્ટડીડોની નકલ વાંચીને આપણી અંજુમનને સવલ પડતો ખરડો ગુજરાતીમાં તૈયાર કરવાને કેટલો વખત લાગશે તે વાત સાધારણ માણુસ પણ સમજી શકે છે. ટુંકમાં કહીએ તો ખરી વાત એ જણાય છે કે ત્રસ્ટડીડ તરફ આપ સાહેબની કૃપાદષ્ટિ હોત તો તે લાંબા વખતનું થઇ ગયું હોત.

હવે ત્રીજી બાબતપર આવતાં પણ મી. માણેકશા પીરોજશાનો કાગળ પાછો આગળ મુકવો પડે છે કે તેમણે આપને બતાવી આપેલું છે કે જેમ વખત જાય છે તેમ ત્રસ્ટ ફંડમાં વધારો થાય છે, અને જેમ રકમ વધે છે તેમ સરકારની ફી જાદે થાય છે. પ્રથમ ત્રસ્ટડીડનો ખરડો થયાને નવ વરસ થઇ ગયાં છે. તે વખતે કમીટી નેમાઇ હતી, પણ આપે તેને ચેરમેન તરીકે બોલાવી નહિ કે તેને જીવતી રાખવાની કોઇપણ કોશેશ કરી નહિ. તે દરમ્યાનમાં ફંડમાં લખ્ખો રૂપીઆનો વધારો થઈ ગયો તેથી તેની ફી વગેરે ઘણી ભારે થઇ, તો શું આ નુકશાન થએલું નહિ કહેવાય? અને દરરોજ આ નુકશાન જ્યાદેને જ્યાદે થતું નથી તે વીચારવા જોગ છે. એ સીવાય બીજા અનેક રીતના નુકશાન થયા કરે છે તે અહીં લંબાવવામાં ફળ નથી.

એ ઉપરાંત કહેવાનું એ છે કે હાલના ત્રસ્ટીઓના બોર્ડનું બંધારણ વિચીત્ર છે, કેમકે નથી કાયદેસર થયેલુ. કે નથી જરાપણ પસંદ કરવા જોગ. તમામ અધિકાર એક હાથ આવી ગયલો જણાય છે, ને તેથી ભરૂચના પારસીઓને એક બારગી નીચું જોવા જેવું છે. જુઓ કે આપ સાહેબ તથા આપના ભાઇ શેઠ રતનજી મેનેજીંગ

ટ્રસ્ટીઓ, ખા. બા. ડાક્ટર બરજોરજી સોરાબસા તથા શેઠ મંચેરશા સોરાબજી વખારીયા તે આપ સાહેબના જીવજાનના દોસ્તદાર, તેમજ કર્નલ ખરસેદજી અરદેસર દલાલ આપના ઘણા નજીકના સગા અને મુંબઇના રહીશ એટલે નકામા જેવા, વળી શેઠ રૂસ્તમજી હોરમસજી વખારીઆ, જેંફી અને માંદગીને લીધે ખીછાનેવશ થએલા, તેથી રાજીનામાં મોકલ્યાં છે તે પાછાં વળાય છે અને તેમનાથી મીટીંગમાં હાજર રહેવાતું નથી. હવે બાકી રહેલા બે સાહેબો શેઠ જામસ્પજી હોરમસજી તથા શેઠ જમશેદજી વકીલ છે. બે જણાનો અવાજ ચાર જણ સામે ક્યાં ટકે? ત્રણ ટ્રસ્ટી સાહેબો બહેસ્તનસીન થઇ ગએલા છે, પરંતુ તેમની ખાલી જગ્યાઓ પુરવાની જરાપણ તજવીજ થતી નથી.

આપ સાહેબને એક સવાલ પુછીએ છીએ કે હાલમાં આપની ટ્રસ્ટીઓના બોર્ડના જેવું કોઈ બીજું બોર્ડ હસ્તીમાં હોય તે આપ સાહેબની નજરમાં કાયદાસર, અગર રીતસર, અગર વહેવારૂ, અગર ચાહવા લાયક બોર્ડ છે કે કેમ તે વીસે અભિપ્રાય પુછીએ તો આપ તુરતજ જવાબ આપશો કે એ બંધારણ તદન નકામું ને નાપસંદ કરવા જોગ છે, અને એવાં બંધારણમાં જો ખોટાં કામ થાય તો તે અટકાવી કોણ શકે? મ્યુનીસીપાલીટી અને લોકલ ફંડ ખાતાઓમાં પણ મેમ્બરોની ચુંટણી રૈયતના હાથમાં છે, પણ ભરૂચની પારસી અંજુમન જેમ વખત જાય છે તેમ વધારે પછાત પડતી જોવામાં આવે છે.

અંજુમન ઠરાવ કરી ચુકી છે કે ટ્રસ્ટડીડ થવું જોઇએ, એ વાત વરસો ગત થઈ ગયાં છતાં અમલમાં મુકાતી નથી. ટ્રસ્ટી સાહેબો ઠરાવ કરે છે કે ફલાણે દીવસ એ બાબતની અંજુમનની મીટીંગ બોલાવવી, પરંતુ એ વાત બાજુપર મુકાય છે. ઠરાવેલા દીવસે બોલાવવાને આપ સાહેબને શી શી અડચણ નડેલી હતી તે કાંઈ જણાતું નથી, તેમજ

આપ સાહેબે તે વાત કમીટીને જાહેર કરી નથી, ને નવી તારીખ નાખંવા સારૂ બાર માસ થયા તો પણ કશી તજવીજ કરી નથી, એ વાત શું કહેવાય? મતલબ કે હવે દેખીતી હકીકત એવી છે કે અંજુમનના વીચાર તથા માંગણીઓ કસા કામના નહિ, તેમજ ટ્રસ્ટી સાહેબોના ઠરાવો દફતરે બંધાવાનાજ છે પણ અમલ કરવા જોગ નથી. રૂલીંગમાં રૂલીંગ જોઇએ તો તે જુદુંજ છે, એટલે કે આપ સાહેબની ફુરસદે કામ થશે એમ ખુલ્લું દીસે છે.

બાર માસ સુધી અંજુમનની મીટીંગ આપે કેમ નહિ બોલાવેલી તેનો ખુલાસો આપ સાહેબને પુછેલો તેનો જવાબ સ્વભાવિક રીતે ખુદ આપ સાહેબનેજ આપવાનો હતો. તેમ કરવાને બદલે એ કાગજ ટ્રસ્ટી સાહેબોની મીટીંગમાં રજુ કરવાની શી જરૂર હતી તે હમારા સમજવામાં આવતી નથી, કેમકે એઓ સાહેબને આ વીલંબ સાથે કશું લાગતું વલગતું નહતું. ટ્રસ્ટી સાહેબોએ કરેલા ઠરાવોની નકલ આપે મોકલી છે તે વાંચતાં હસવું આવ્યું કે હજુ એ વાતનો છેડો આવવો ઘણો દુર છે કબી અંજુમનને ઘણી તાકીદે બોલાવવા અને ખરડો તૈયાર કરાવવા સારૂ કમીટી નેમવામાં આવે તોપણ જુની હકીકત ઉપર નજર ફેંકતાં એમ ધારતી રહે છે કે તેમાં બારસો વાંધા અને વિઘ્ન નડશે, ને વરસોના વરસ નીકલી જશે, તો પણ કસું ઠેકાણું પડવાનું નથી. માટે આ છેવટની તસ્દી આપીએ છીએ કે હમારા વીચારમાં આ કામ સારૂં એક માસની મુદત ઘણી થઇ ગઇ તો પણ હમો ચાર માસ થોભીશું અને તા. ૩૧ મી જાનેવારી ૧૯૧૯ સુધીમાં જો ટ્રસ્ટડીડ તૈયાર થઇને રજીસ્ટર નહીં થશે તો જેવી સલાહ મલસે તેવી રીતે અને ઘટતે ઠેકાણે નાઇલાજે દાદ માંગવાની અમને ફરજ પડશે તે આપ સાહેબને રોશન થાય.

છેવટમાં જણાવવાની રજા લીએ છીએ કે ઉપર જે વિચારો બતાવેલા છે તે ફક્ત અમારા પોતાનાંજ નથી, પરંતુ અમારા

ભાઈબંધો, દોસ્તદારો તથા ઓલખાણ પીછાણવાલા ગ્રહસ્થો વિગેરેના છે, અને ટુંકમાં કહીએ તો આખી અંજુમનના છે.

આ લખાણથી કોઇપણ રીતે કોઇને માઠું લગાડવાનો અમારો જરાપણ વિચાર નથી. આ લખાણ કરવાની મકસદ માત્ર એટલીજ છે કે કુલ અંજુમનની વાજબી માંગણી, અગર લાગણી, અગર સત્તા અગર હકની પરવા કરવામાં આવે નહિ, અને અંજુમન તે જાણે મુંગા ઢોરનું ટોળું હોય તેમ ગણવામાં આવે, ત્યારે ખુદ અંજુમનનાં સ્વમાન જાળવવા ખાતર જોઇતાં પગલાં ભરવાં તથા ઈલાજો લેવાની અમારી દીલગીરી ભરેલી ફરજ અમો સમજીએ છીએ તે વીદિત થાએ. તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૧૮.

અમો છીએ આપ સાહેબનાં
નમનતાઇ ભરેલા સેવકો

**સોરાબસા હોરમસજી.**
**નસરવાનજી શેરીયાદજી.**
**બમનસા જામસજી.**



# મહેરબાન ખા. બા. આદરજી મંચેરજી દલાલ તે પારસી પંચાતના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ—ભરૂચ.

સાહેબ,

૧ તા. ૧૯–૯–૧૮ ના અમારા છેલ્લા કાગળ ઉપર ધ્યાન ખેંચીને લખવા હાંસેલ કે અમોએ તેમાં બતાવેલું છે કે ભરૂચની પારસી પંચાતના ફંડનું ત્રસ્ટડીડ કરવાની આપની જરાપણ દીયાનત અમો જોતા નથી તો પણ એ બાબત બીજે ઠેકાણે દાદ મેળવવા જતાં પહેલાં અમો તા. ૩૧ જાનેવારી ૧૯૧૯ સુધી થોભીશું.

૨ એ મુદત વીતી ગઇ છે અને તે દરમ્યાન પોતાના ખાલી આપમત અને ફોકટ મમતને લીધે કયસરને જર્મનિની ગાદી ઉપરથી કુદરતના નિયમ મુજબ નાસી જવાની ફરજ પડી છે, પરંતુ કમનસીબે હજુ સુધી ટ્રસ્ટડીડનું કશું ઠેકાણું પડેલું નથી.

૩ અમોએ આપેલી મુદત એટલી મોટી હતી કે તેટલામાં દશ ત્રસ્ટડીડો તૈયાર થઇ શકતે, પરંતુ આજ સુધી અસલ રીત મુજબ કામ લેવાયું છે, અને બચ્ચાં સમજાવવા સરખું અને લોકો તથા કોરટને દેખાડવા ખાતર માત્ર ડોળ કરેલું છે.

૪ ત્રસ્ટડીડ કરવાનો કબી જો આપનો નેક વિચાર હોત તો ખરો રસ્તો તો એજ હતો કે તુરતજ અંજુમનની મીટીંગ બોલાવી ખરડો તૈયાર કરવા સારૂ એક કમિટી નીમવી જોઇતી હતી અને જો તેમ હતે તો આજ તો બધું કામ પુરૂં થઇ જતે. પરંતુ તેને બદલે ત્રસ્ટી સાહેબો પાસે ખરડો ઉભો કરવાની તદબીરોમાં બધો વખત નકામો કાઢ્યો છે.

૫ ભરૂચની પારસી અંજુમન ઘણી રાંક છે, અને તેને લીધે તેને જાદે હાડમારી ભોગવવી પડે છે. સલાહ શાન્તિથી અને શોભા

ભરેલી રીતે કામ થતું જોવાની અમારી ખાયશ અને ઉમેદો હવે નિષ્ફળ ગઇ છે અને તેને બદલે નાખુશી તથા કચવાટ દેખાડનારો હૉંગામ આવી ઉભેલો જણાય છે. ખાલી મમત, મિથ્યા આપમત અને સત્તાની ખોટી ભુખ અને લોભ આગળ નેક વિચારો તથા અકલ બહેર મારી જાય છે અને તેનાં પરિણામ સારાં આવતાં નથી. હવે કોર્ટના દરવાજા જોવા સિવાય બીજો ઇલાજ અમોને દીસતો નથી, અને તેના પરિણામમાં ગરીબ અંજુમનના પૈસાની બરબાદી ફોકટમાં જાણી બુજીને કરાવવામાં આવે છે. એમ અમો સમજીએ છીએ તો પણ અમારી એટલી તો ખાતરી છે કે કોર્ટમાં બે વર્ષ લાગશે પણ બીજી રીતે બાર વરસ પણ ટ્રસ્ટડીડ બનાવવાને ઓછાં પડશે.

૬ કોર્ટ પોતે ઠરાવ કરશે કે હાલમાં જે વહીવટ ચાલે છે તે અંજુમનની મરજી મુજબ તથા સંમતિથી થાયછે કે કેમ? અગર તો જેને પૈસા સોંપવામાં આવેલા છે તેજ જાણે માલીક થઇને પોતાની ખુસી તથા પોતાના વિચાર મુજબ તેને ખરચે છે. વળી કામકાજમાં રૂલીંગો કેવાં અને કોણ કરેછે. આજ એક જાતનું રૂલીંગ તો આવતી કાલે બીજી તરેહનું રૂલીંગ તથા પરમદિવસે ત્રીજી તરેહનું નવાઇ જેવું રૂલીંગ અને તે પણ ખરી હકીકતથી ઉલટુંજ થાય છે કે કેમ?

૭ વળી કોર્ટ જોશે કે ખુદ અંજુમન તરફ કેવી લાગણી સાધારણ બાબતોમાં બતાવવામાં આવે છે. અંજુમન કોણ થાય છે, ને અંજુમન તથા ટ્રસ્ટીઓના ઠરાવો તથા ભલામણોની શી ગણત્રી ગણાય છે. છાપા મારફતે કેવી તરેહના લખાણો કોણના તરફથી આવે છે, અને ટ્રસ્ટડીડ નહિં થવા દેવામાં શી શી મતલબો સમાયલી છે અને તે તૈયાર કરવામાં કેવી કેવી તરેહની ઢીલો વર્ષો થયાં નાંખવામાં આવે છે.

૮ વળી કોર્ટને રૂલિંગ આપવું પડશે કે હાલના ટ્રસ્ટીઓની નિમણુંક કેવી કેવી રીતે થયલી છે અને તેમાં કુટુંબમંડલ તથા મિત્ર મંડલ વિગેરે કેવા ઉભા થઇને એકહાથ સઘળો કારભાર ગયેલો છે

તે શું પારસી અંજુમનને શરમાવનારી બીના નથી? આજે જ્યાં જોઇએ ત્યાં તાજ પાસેથી હક લઇને રૈયતને સોંપાય છે, ત્યારે ભરૂચમાં તદન ઉલટું થાયછે તે ખરેખરૂં હીણું લગાડનાર શું વાત નથી? એ વિગેરે અનેક નાખુશી ભરેલી હકિકતો ઉપર ખ્યાલ કરીને કોરટ ઇન્સાફ આપશે કે એ બધી મુસીબતોનું મૂળ કોણ છે અને દાવાના કામમાં રૂપીઆનો ધૂમાડો થશે, તે માટે કોણનો આભાર માનવાનો છે.

૯ કોર્ટ મારફતે દાદ લેવા જતાં ટ્રસ્ટીઓને પ્રતિવાદી તરીકે ગણવા પડશે, માટે હાલમાં કોણ કોણ ટ્રસ્ટી સાહેબોછે તેના નામની યાદી અમોને મોકલશો. તે પૈકી કોઇએ રાજીનામાં આપ્યાં હોય તો તેનાં નામો તથા તે રાજીનામાં નહિ મંજુર થયાં હોય તો તેનો સબબ મહેરબાની કરીને લખી જણાવશો. આ ઉપલી હકીકત તેઓના જાણવામાં વેળાસર લાવવાની તસ્દી લેશો એવી ઉમેદ છે.

૧૦ ટ્રસ્ટડીડ બનાવવા સારૂ અંજુમનની લાગણી આટલી બધી તેજ છે તે જાણ્યા છતાં તેની કાંઇપણ દરકાર રાખવામાં આવી નહિં, તેવારે ઘણે ઠેકાણેથી અમોને એલતેમાસ થઈ કે અમારે એ બાબતમાં વચ્ચે પડી કાંઇ નિવેડો લાવવો. હવે અમારી પણ ખાતરી થઇ છે કે ટ્રસ્ટડીડ નહિં બનાવવાના મક્કમ વિચારપર આપસાહેબ જણાઓ છો અને અંજુમનની આટલી બધી આજીજી છતાં આપ પોતાનો વિચાર ફેરવવા માંગતા નથી. અમને પોતાને પણ આ વાત ભારે અને તાજુબી ભરેલી લાગે છે, માટે દીલગીરી સાથે જેવું લાગે છે તેવું લખવાની તથા છેવટના ઇલાજ લેવાની ફરજ પડી છે, તે માટે આપની દરગુજર ચાહીને આ કાગળ બંધ કરીએ છીએ.

ભરૂચ તા. ૩-૨-૧૯૧૯.

સોરાબસા હોરમજી
નસરવાનજી સેરીઆદજી
બમનસા જામાસજી

નાં. ૭૬ **શ્રી. ભરૂચની પારસી પંચાયત ઓફિસ.**

ભરૂચ તા. ૧૭ માહે ફેબ્રુઆરી સને ૧૯૧૯
રોજ ૧૦ માહા ૬ સને ૧૨૮૮ ઈ. જ.

**ખા. બા. શેઠ સોરાબસા હોરમસજી**
**શેઠ નસરવાનજી સેહરીઆરજી જીનવાલા** તથા
**શેઠ બમનસા જામાસ્પજી જંબુસરવાલા**
**ની સેવામાં—ભરૂચ.**

જત તારીખ ૩–૨–૧૯૧૯ નો તમારો કાગળ ૧ જે અમને તા. ૫–૨–૧૯૧૯ ને દીને મળ્યો હતો અને જે ટ્રસ્ટીઓમાં સરક્યુલેટ કરવામાં આવ્યો હતો તે તથા તા. ૧૪–૨–૧૯૧૯ નો તમારો કાગળ ૧ મી. એમ. એફ. આલમશા અને બીજા ૧૦ ની સહીઓ સાથનાં ૫ હેન્ડબીલો સાથનો જે અમને તા. ૧૫–૨–૧૯૧૯ને દિને મળ્યો હતો તે બન્ને કાગળો ગઈ કાલે ટ્રસ્ટીઓની મીટિંગમાં રજુ કરવામાં આવ્યા હતા. જેનો જુવાબ નીચે મુજબ લખવા સર્વાનુમતે ઠરાવ થયો હતો તે જાણુશો.

**તા. ૩–૨–૧૯૧૯ ના કાગળનો જુવાબ.**

૧ સદરહુ કાગળમાં મેનેજીંગ ટ્રસ્ટી તથા બીજા ટ્રસ્ટીઓ સામે જે જે આક્ષેપો કરવામાં આવ્યા છે તેનો મક્કમપણે ઇન્કાર કરવામાં આવે છે. એ તમામ આક્ષેપોમાં કાંઇ વજુદ નથી. એ આક્ષેપોનો વિગતવાર રદીઓ આપી ટ્રસ્ટીઓ પોતાની આત્મપ્રસંશા કરવા માગતા નથી. અંજુમનના કામમાં પુરતી ખંત અને કાળજી રાખ્યા પછી મેનેજીંગ ટ્રસ્ટી તથા બીજા ટ્રસ્ટીઓને આવા સીરપાવ આપવામાં આવશે એવું તેઓના ખ્યાલમાં કદી આવ્યું હતું નહિં.

૨ ટ્રસ્ટડીડ તથા સ્કીમનો ખરડો કરવાનું કામ સને ૧૯૧૮

ના સપ્ટેમ્બર માસથી ચાલુ છે. જુદીજુદી અંજુમનોનાં ડીડો મગાવી તેમાંથી અત્રેની અંજુમનને લાગુ પડે તેવા નીયમો શોધી એક ડીડ તૈયાર કરવાનું કામ ઓનરરી કામ કરનાર માણસો ધારવામાં આવે છે તેટલા ટુંકા વખતમાં કરી શકે એ બનવા જોગ નથી. જાહેર સંસ્થાઓના પેટા કાયદાઓ વગેરે તૈયાર કરતાં કેટલો વખત થાય છે અને તે તૈયાર થયા બાદ પણ જુદી જુદી મુસીબતો માલમ પડવાથી તેને ધોરણે પગલાં લેતાં કેટલો વીલંબ થાય છે તે કાગળ લખનાર સાહેબોને રોશન હોવું જોઇએ. અંજુમનની મોટી મીલકત ઉતાવલે ઘડેલા ટ્રસ્ટડીડના ભોગરૂપ બનાવી તેને બરબાદ થતી જોવા ટ્રસ્ટીઓ ખુશી નથી, અને તેટલા કારણે શીરૂઆતમાંજ બનતી ચોકસાઇ કરી પાછળથી વહેવારૂ મુશીબતો ન નડે એવા ધોરણે ધીમે ધીમે આ કામ કરવામાં આવ્યું છે.

૩ ટ્રસ્ટડીડ તથા સ્કીમના ખરડા મોટે ભાગે તૈયાર થઇ ગયા છે અને આવતા માસની આખર સુધીમાં એ ખરડા પુરા કરી અંજુમનની મીટીંગ સમક્ષ પુરતી નોટીસ આપી રજુ કરવામાં આવશે.

૪ એ ખરડાઓમાં સુધારા વધારા કરવા માટે અંજુમનને જે જે પગલાં લેવાં હશે તે તેમની સત્તાની વાત છે, અને તેમાં ટ્રસ્ટીઓ ઘણી ખુશાથી બીજા નીમાયલા ગૃહસ્થો સાથે અંજુમનની ખુશી હશે તો સામેલ થશે.

૫ ખરડો કરવાનું કામ અંજુમને ટ્રસ્ટીઓને સોંપેલું હોવાથી પોતાની પવિત્ર ફરજ સમજી તેઓ એ કામ કરે છે. તમો લખો છો તેમ "ખાલી મમત" અગર "મિથ્યાભિમાન" અને "સત્તાની ખોટી ભુખ" અને "લોભ"ને ખાતર અંજુમનને ઉડાવી ઢીલ કરવાને ઇરાદે એ ટ્રસ્ટડીડનો ખરડો કરવાનું કામ તેઓ ઢીલમાં નાખતા નથી.

૬ ટ્રસ્ટીઓની હાલની નીમણુક મનસ્વી રીતે કોઇ એક પક્ષ તરફથી કરવામાં આવી નથી. સમસ્ત અંજુમને ચાલતા આવેલા

રીવાજ મુજબ ભેગા થઇ કીધેલી છે. ત્રસ્ટીઓની કમીટીનો કારોબાર પણ અંજુમનનું હિત જોઇ હરેક પ્રકારે યોગ્ય રીતે કરવામાં આવે છે. તમારા જણાવવા મુજબ કોઇનો આપખુદ અમલ એ વહીવટમાં ચાલતો નથી.

૭ હાલના ત્રસ્ટીઓનાં નામ તો આપને પુરતી રીતે રોશન છે તેમ છતાં આપની યાદદાસ્ત તાજી કરવા માટે આ હેઠલ લખી જણાવીએ છીએ:—

૧ ખા. બા. આદરજી મનચેરજી દલાલ.
૨ શેઠ રૂસ્તમજી હોરમસજી વખારીઆ.
૩ શેઠ મનચેરસા સોરાબજી વખારીઆ.
૪ શેઠ જામાસ્પજી હોરમસજી જંબુસરવાલા.
૫ ખા. બા. ડા. બરજોરજી સોરાબસા મુનસફ.
૬ શેઠ જમશેદજી બમનસાજી વકીલ.
૭ કર્નલ ખરસેદજી અરદેશરજી દલાલ.
૮ શેઠ રતનજી મનચેરજી દલાલ. તથા

૮ ઉપલા ત્રસ્ટીઓ પૈકી કર્નલ ખરસેદજી અરદેશર દલાલ તથા શેઠ રૂસ્તમજી હોરમસજી વખારીઆ એ બે સાહેબોએ રાજીનામાં મોકલાવેલાં છે, પરંતુ ત્રસ્ટીઓની નીમણુંક કરવા તથા તેમનાં રાજીનામાં મંજુર કરવાનું કામ સમસ્ત અંજુમનનું છે એમ સમજી ત્રસ્ટીઓએ અંજુમનની મીટીંગમાં મુકવા માટે મુલતવી રાખેલાં છે. ત્રસ્ટડીડનો વિચાર કરવા માટે જે મીટીંગ બોલાવવામાં આવશે તેમાં એ રાજી-નામાં રજુ કરવામાં આવશે.

૯ ઉપલી હકીકત બાબત આપને માહીતી મળ્યા છતાં પંચાતનું આર્થિક હિત તેમ પંચાતની જાહેર આબરૂનો વિચાર નહિ કરતાં આપ સાહેબો કોરટે ચઢશો તો તેનો જોખમ તમારે શીર છે.

## તા. ૧૪-૨-૨૨ના કાગળનો જુવાબ.

૧ મી. એમ. એફ. આલમશા તથા બીજા ૧૦ ગ્રહસ્થો તરફથી પ્રસિદ્ધ થયેલા "ભરૂચની પારસી પંચાતના ત્રસ્ટડીડ નહિ થવાથી અંજુમનનો પોકાર" ના છેલ્લા પેરેગ્રાફમાં સુચવેલાં માર્ગ કજીઆ કંકાસને દુર કરવાનો ટુંકો રસ્તો હોય એ ત્રસ્ટીઓ સ્વીકારી શકતા નથી. પારસી પંચાત જેવી આગળ વધેલી અને સુધરેલી કોમ એક સાધારણ ત્રસ્ટડીડ કરતાં ઘણા અટાપટા અને પ્રસંગે કોરટથી પણ નીવેડો લાવી નહિ શકાય તેવા ગંભીર સવાલોનો નીકાલ પોતાનીજ અંજુમનમાં સલાહ શાન્તિથી પોતાનું હિત વિચારી કરી શકે તેમ છે તે છતાં અમુક પક્ષ તરફથી થયેલી સુચનાને આધારે સમસ્ત અંજુમન તરફથી નીમાયલા ત્રસ્ટીઓ સમસ્ત અંજુમનની રજા સિવાય કોરટે ચઢી શકે નહિ. ત્રસ્ટ કરવા બાબતનો સહેલો અને સુતરો રસ્તો પહેલા કાગળના જવાબના પેરેગ્રાફ ૨-૩-૪ માં સુચવવામાં આવેલો છે. સમસ્ત અંજુમનને ત્રસ્ટીઓ તરફથી રજુ થનારો ખરડો જોતાં કોરટમાં જવાની જરૂર જણાશે તો તે બાબતના અંજુમનના ઠરાવનો અમલ કરવામાં આવશે, પરંતુ પક્ષાપક્ષ વચ્ચેનો મતફેર જાણ્યા વિના તથા અંજુમનની સંમતિ મેળવ્યા વિના અંજુમનને પૈસે જે પગલાં લેવાની સુચના કરવામાં આવે છે તેવાં પગલાં લેવા ત્રસ્ટીઓ તૈયાર નથી. આ હકીકત છતાં સમસ્ત અંજુમનની સંમતિ મેળવ્યા વિના કોઇપણ પક્ષ કોરટે જવા તજવીજ કરશે તો તેની જોખમદારી તેમને શીર છે. ત્રસ્ટીઓ અગર સમસ્ત અંજુમન તે બાબત કોઇ રીતની જવાબદારી પોતાને શીર રાખસે નહિ.

લી. સેવક,

**આદરજી મનચેરજી દલાલ.**

મેનેજીંગ ત્રસ્ટી "ભરૂચ પારસી પંચાત."

# મહેરબાન ખા. બા. આદરજી મંચેરજી દલાલ
# પારસી પંચાતના ફંડના મેનેજીંગ
# ટ્રસ્ટી સાહેબ—ભરૂચ.

સાહેબ,

આપનો કાગળ નંબર ૭૬ તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૧૯ ની સાથે તા. ૧૬-૨-૧૯ ને રોજ ત્રસ્ટીઓની કહેવાતી મળેલી મીટીંગમાં કહેવાતા ઠરાવની નકલ અમને મળી તેના પેરેગ્રાફવાર જવાબ હેઠલ આપી લખવા અરજ કે એ ઠરાવની એક નકલ મુંબઇના જામે જમશેદના તા. ૨૨-૨-૧૯ ના પેપરમાં ધારવા મેલે આપના તરફથી છપાયલી પણ જોવામાં આવી છે.

"અમોએ તા. ૩-૨-૧૯ નો કાગળ આપને લખેલો તેમાં કાંઇ પણ વજુદ નથી, અને અંજુમનના કામમાં ખંત અને કાળજી રાખ્યા પછી એવો શીરપાવ આપવામાં આવશે એવું આપના ખ્યાલમાં કદી આવ્યું નહોતું" એવો આપનો જવાબ વાંચી અમને જરા નવાઇ જેવું લાગે છે, કેમકે અમારા લખાણમાં વજુદ છે કે નહિ અને જો છે તો તે કેટલું છે તે વાત નક્કી કરવાની જગા તો બીજે ઠેકાણે છે ને ત્યાં ઇન્સાફની રાહે નકી થશે. અને આપે કેટલી ખંત અને કાળજીથી કામ કરેલું છે તેનો જવાબ તો માત્ર એટલોજ છે કે ચૌદ ચૌદ વરસો થયાં અંજુમને તેમજ ત્રસ્ટી સાહેબોએ ઠરાવ કરેલા છે અને આપને વારંવાર ઘણા સાહેબો તરફથી અને ઘણે ઠેકાણેથી યાદ દેવડાવ્યા છતાં પણ ત્રસ્ટડીડનું આજની તારીખ સુધી કશું ઠેકાણું પડયુંજ નહિ એજ વાત પુરવાર કરવાને પુરતી છે. અને વળી રીતીથી તથા વિવેકથી ઉલટા જઇને કામ કરવામાં જો કદાચ કોઈ સખસને શીરપાવ મળેલો હશે તો તે વાત અમારા જાણુવામાં નથી.

અત્રે એકવાર ફરીથી પણ આપને યાદ દીજીએ છીએ કે અમારા

પત્રવહેવારનો મૂળ સવાલ એટલોજ છે કે સમસ્ત અંજુમન તેમજ ટ્રસ્ટીઓની મીટીંગોમાં એકથી જાદે વખત ઠરાવો થયા છતાં શામાટે તે ઠરાવોનો અમલ થયો નહિં અને ઉડાઉ જવાબો તથા લુલા ખુલાસા કરી કરીને એટલા લાંબા વરસોના વરસની ઢીલ કીધીછે? આ ફક્ત એકજ સાદો સવાલ હતો અને હજુ પણ છે ને બીજો કાંઇપણ સવાલ અમારા પત્રવહેવારમાં નથી.

આપની સાથે કેટલોક પત્રવહેવાર ચાલ્યા બાદ આપને તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૧૮ને રોજ અમોએ છેલ્લો કાગળ લખેલો કે તા. ૩૧ જાનેવારી ૧૯૧૯ સુધીમાં ટ્રસ્ટડીડ તૈયાર નહિં થશે તો એ બાબત બીજે ઠેકાણે દાદ લેવા જવાની જરૂર પડશે. તે કાગળ બાદ આપે ટ્રસ્ટડીડના ખરડાનું કામ હાથમાં પકડેલુંછે. તે અવલ આપે આટલા વરસોમાં કશુંએ કીધું નહોતું. ચૌદ ચૌદ વરસ સુધી તે કેમ પાડી રાખેલું તેનો ખુલાસો આપ બતાવતાજ નથી. વળી હજુ પણ કામ ધીમે ધીમે કરો છો તે પાછું પોતે કબુલ કરો છો એટલે જાદે લખવાની જરૂર નથી.

પેરા ૩ તથા ૪ માં આપ લખો છો કે આપે તૈયાર કરવા માંડેલો ખરડો આવતા માર્ચ માસમાં અંજુમનની મીટીંગમાં રજુ કરવામાં આવશે. તે વાતની અમોએ નોંધ લીધી છે અને તે દિવસ આવવાની સૌ કોઈ રાહ જોઇએ છીએ.

પેરા ૫ માં આપ લખો છો કે ખરડો કરવાનું કામ અંજુમને ટ્રસ્ટીઓને સોંપેલું હોવાથી પોતાની 'પવિત્ર ફરજ" સમજીને તેઓ એ કામ કરે છે એ વાત ખરી હકીકતની સાથે મળતી આવતી નથી. ચૌદ વરસ કરતાં જાદે મુદત ઉપર અંજુમને એવો ઠરાવ બેશક કરેલો હતો અને તે ઉપરથી એક ખરડો અંગ્રેજીમાં સોલીસીટરની મારફતે ઘડાઇને છપાઇને પ્રગટ થઈ ગયો હતો એટલે આપ જેને 'પવિત્ર ફરજ' માનો છો તે ત્યાંથીજ અદા થઈ ગઈ હતી. હવે કાંઈ

આપના તરફથી કરવા સરખું કશું રહ્યું નહોતું કેમ કે તે ખરડો તપાસીને નક્કી કરવા સારૂ અંજુમને એક કમિટી પણ નીમી હતી. તે કમિટીના આપ ચેરમેન હતા, છતાં તે આપે બોલાવી નહિં, ને સુઈ જવા દીધી. એથી ઉલટું ખુદ ટ્રસ્ટી સાહેબોએ ફરીથી ૧૯૧૭ ના સપ્ટેમ્બર માસમાં ઠરાવ કરેલો હતો કે એ બાબત તા. ૪ થી નવેમ્બર ૧૯૧૭ ના રોજ અંજુમનની મીટીંગ બોલાવવી, પરંતુ તે મુજબ આજ સુધી આપે કશો અમલ કીધો નથી. એ વિગેરેના સબબોથી અમારી ખાત્રી થાય છે કે આપ જેને 'પવિત્ર ફરજ' કહે-વડાવવા માગો છો તે તો માત્ર ભાષાના અલંકાર સિવાય બીજું કાંઇ નથી, ને કદી જો આપની અલંકાર ભાષાનો જવાબ અલંકારમાંજ આપીએ તો "અમારી બંદુકના સંગીનની અણીઓ" જોઇનેજ આપે ખરડાની તદબીર કીધી છે એમ કહેવું ખોટું ગણાશે નહિં.

પેરા ૬. હાલના ટ્રસ્ટી સાહેબોની નિમણુંક કેવી તરેહવાર રીતે થયલી છે ને વળી કોઇ કોઇ તો ઇંઢીઆણાંમાં વગર નોટિસે કે ખબર આપવે થયલી છે, ને તે રદ કરવા જોગ છે કે નહિં તે વાત કોરટને જોવાની છે. અને અમારૂં કહેવું કે હાલના વહીવટમાં બધો અમલ એકહાથ આવી ગયો છે તે વાત આપ ના પાડો છો, તોપણ અમો અમારૂં લખાણ બોલેબોલ કોર્ટમાં સાબીત કરી આપવાને તૈયાર છીએ.

પેરા ૭ તથા ૮. હાલના ટ્રસ્ટી સાહેબોના નામની યાદી સત્તા-વારની જરૂર હતી અને કેટલાક ટ્રસ્ટી સાહેબોએ રાજીનામાં અવલ આપેલાં તે આપે ખેંચી લેવડાવ્યા છતાં ફરીને આપેલાં; તે મહિનાના મહિના થઇ ગયા છતાં પાડી રાખેલાં છે તે વાતની ખાત્રી કરવા સારૂ આપને તસ્દી આપવાની જરૂર જણાઈ હતી.

પેરા ૯ માં આપ લખોછો કે ઉપલી હકીકતની માહિતી મલ્યા છતાં જો તમે કોરટે ચહડશો તો તેનો જોખમ તમારે શીર છે, એ

આપનું લખવું બરહક છે, પરંતુ એક જરૂરની વાત આપના વિચાર-માંથી ખશી ગયલી જણાય છે ને તે એ છે કે કોરટે ચહડવા જોગ બધાં સંજોગો વરસો થયાં આપે જાણીજુઇને ઉભા કર્યાં છે, ને તે વળી વધારતા જાઓ છો, અને વખતોવખત બોલેલી તથા લખેલી બાબતો પાળવામાં મોળા માલમ પડ્યા છો. તેથી હવે તો કોરટને રૂલીંગ આપવાનું રહેલું છે કે એની જોખમદારી ખરી રીતે કોણને શીર છે. આપે આપેલી આવી ધમકીની કાંઇ અસર કોઇ સખ્સ ઉપર થવાની નથી.

છેલ્લા પેરા—હાઈ કોર્ટ વકીલ મી. એન. એફ. આલમશા તથા બીજા દશ પ્રસિદ્ધ ગ્રહસ્થો તરફથી બહાર પડેલા મેદેહનજરમાં એવી સુચના થઇછે કે "જો ટ્રસ્ટીઓ કજીઓ-કંકાસ દુર કરવા હજુપણ"
"ચહાતા હોય તો સહેલો ને સુતરો રસ્તો એછે કે તેઓએ અરજ"
"દાર સાથે સામેલ થઇ ડીસ્ટ્રીક્ટ કોર્ટને ટ્રસ્ટડીડ બનાવવા માટે કબુ"
"લાત આપવી કે જેથી સહેજ ખર્ચ ને સહેજ વખતમાં તમામ કામ"
"રીતસર ને સંતોષકારક થઇ જશે. એ બાબત વિષે આપ એવો"
"જવાબ આપો છો કે ટ્રસ્ટીઓ એ રસ્તો સ્વીકારી શકતા નથી"
"અને તેના કારણમાં બતાવો છો કે પારસી પંચાત જેવી આગળ"
"વધેલી અને સુધરેલી કોમ ગંભીર સવાલોનો નિકાલ પોતાની અંજુ"
"મનમાં કરી શકે તેમ છે ને સમસ્ત અંજુમન તરફથી નિમાયલા"
"ટ્રસ્ટીઓ સમસ્ત અંજુમનની રજા સિવાય કોરટે ચડી અંજુમનને"
"પૈસે જે પગલાં લેવાની સુચના કરવામાં આવેછે તેવાં પગલાં લેવા"
"ટ્રસ્ટીઓ તૈયાર નથી."

આપનો બધો જવાબ વાંચીને અમને તરેહવાર વિચાર ઉત્પન્ન થાય છે. ને પહેલો તો એ છે કે આપે અમને મોકલેલા આ કહેવાતા ઠરાવને ટ્રસ્ટીઓનાં ઠરાવનું મોટું ને મોભાદાર નામ આપી શકાય કે કેમ, કારણ કે પંચાતના કુલ આઠ ટ્રસ્ટીઓ પૈકી આ મીટિંગમાં ૧

આપ પોતે, તથા ૨ આપના ભાઈ રતનજી કે જેઓ વેપાર ધંધામાં ખાવાપીવામાં, રહેવા કરવામાં આપની સાથે ભેગા છે, ૩ આપ બેઉ ભાઇઓના જાનીદોસ્ત ને સગા ખા. બા. દાક્તર બરજોરજી સોરાબશા તથા ૪ તમો ત્રણુના સગા શેઠ જમસેદજી બમનશા. એ ચાર સાહેબો જો કે ત્રસ્ટીઓ છે, પરંતુ દેખીતું છે કે એ ઠરાવ તો ગોયા આપ બેઉ ભાઇઓનોજ ગણવાનો છે અને આગલા કાગળોમાં અમે કહેલું છે તેમ ગોયા તમામ અધિકાર એકહાથ આવી ગયાનો આ એક તાજો દાખલો છે. એવા લખાણને તો તેને લાયકજ વજન આપી શકાય છે. વળી આ ઠરાવ કરવામાં વકીલ મી. દીનકરરાવ નર્ભેરામની કાયદાની માહિતી તથા ભાષા સંબંધી મદદ લેવાની જરૂર હતી તેથી તેમને આપે આ મીટીંગમાં બોલાવીને હાજર રાખેલા હતા. હવે ખાસ વિચારવાનું એ છે કે જ્યારે આપ તથા આપના ભાઈ તથા ખાનબહાદુર બરજોરજી એ ત્રણ સાહેબો ચાલીસ ચાલીસ વરસની મુદતના ગ્રેજ્યુયેટો થઇને એક સાધારણ લખાણ કરવામાં વકીલને બોલાવવાની ખાસ જરૂર પડી તો પછી આખા ત્રસ્ટડીડ કરવામાં આપના જવાબમાં લખોછો તેમ અંજુમનો શું કરી શકે તેનો વિચાર આપ પોતે કરશો. વળી કોર્ટના ખર્ચનો સવાલ પણ નજીવો છે. તે ખાલી આપે ઉભો કર્યો છે. અમોએ સારા વકીલનો અભિપ્રાય લીધો છે કે ત્રસ્ટીઓ સામેલ થાય તો માત્ર દોઢસો રૂપીયા સુધી કોર્ટનો ખર્ચ થશે ને તે ખર્ચ અમારી તરફના ફંડમાંથી આપવા અમો તૈયાર છીયે, માટે ખર્ચનો સવાલ રહેતો નથી. મતલબ એટલીજ છે કે આપ પોતે તે વાતથી દુર જાવછો ને મોટું રૂપ આપી બતાવોછો કે અંજુમનની સંમતિ વગર કાંઈ કરી શકતા નથી. તેના જવાબમાં આપને લખવાનું કે આપે હજારો તો શું પણ લાખો રૂા. નો નવો ખર્ચ ગયા

વીશ વર્ષમાં અંજુમનને પુછયા વગર કરેલો છે, તે વખતે સંમતીનો સવાલ આગળ આવેલો નહોતો ? આપ વીચાર કરો કે ગયા પચીશ વરસમાં આપે કોઈ વખતે અંજુમનની આવા કોઇ કામસર મીટીંગ બોલાવી હતી ને તેમની મંજુરી લીધી હતી ? મહેરબાન ભરૂચના કલેકટર સાહેબના હુકમથી ડેલીગેટની નીમણુક કરવા સીવાય બીજા કોઇ પણ કારણુસર એક પણ મીટીંગ ગયા પચીસ વરસમાં આપે બોલાવી નથી. આપનો જવાબ માત્ર અંજુમનને ઉપલક ખુશ કરી મનાવી લેવાની તથા બીજા બહારના લોકોને ખાલી દેખાડવા સરખો અમને લાગે છે. છેવટમાં લખવાનું કે અમારા ચલાવેલા પત્રવ્યવહારનું પરિણામ અમને એક બાબતમાં સંતોષકારક આવેલું જણાય છે તે એ છે કે અત્યાર સુધી અંજુમનની કોઈ દરકાર રાખતું નહોતું. જાણે નર્મદા નદીના તળીઆમાં અંજુમન દટાઇજ પડેલી હતી ને તેને કોઇ પુછતું પણ નહોતું. હવે તો તેને આપના કાગળમાં અનેક વખત "સમસ્ત અંજુમન" "સમસ્ત અંજુમનને" તથા "સમસ્ત અંજુમનના નીમાયલા ત્રસ્ટીઓને" "સમસ્ત અંજુમનની રજા તથા મંજુરી" વીગેરેની મીઠી મીઠી વાતો તથા મધુર વાક્યો વપરાયેલાં છે. ગરીબ બીચારી અંજુમનને નદીના તળીયામાંથી ઉઠાવીને કોટ ઉપર આવેલા ધડીઆલના ટાવરની ટોચ ઉપર ચડાવીને તેને પુજવા માંડી છે એવું દીસે છે. એ બાબતને લીધે હમો પરવરદેગારના શુકરાના કરીએ છીએ. કહેવત છે કે "કોઇ મારી સામે નહિ થાય તો આ લાકડીથી હું આખા શહેરને મારી મારી હઠાવી કહાડું" તેવું થએલું જણાય છે. આજ સુધીમાં અમોએ જોઈ લીધું છે કે આપનું વલણુ કેવી તરેહનું છે. તેથી હવે જાદે તસ્દી આપવા અમો માગતા નથી. પરંતુ અમને જેવી સલાહ મળશે ને અમને જે

રસ્તો દુરસ્ત લાગશે તેવાં પગલાં ભરી જેમ બને તેમ ત્રસ્ટડીડ તાકીદે બનાવવાની તજવીજમાંજ છીએ. ટુંકમાં જે વાત ને જે સવાલ વરસોનાં વરસો સુધી આપે ખોરંબે પાડેલો હતો ને દાદ લેવાતી નહોતી તે અમારા લખાણ ઉપરથીજ હવે જીવતો થયો છે ને આપ હવે લખો છો તેમ કદાચ જો ચાલતા માર્ચ માસમાં અંજુમનમાં રજુ થશે તો તે માટે કોનો આભાર માનવો જોઇએ તે સમજવાનું કામ અંજુમનનું છે.

ભરૂચ તા. ૧ લી માર્ચ ૧૯૧૯

લીઃ દુવાગો,

**સોરાબશા હોરમસજી**

**નસરવાનજી શેરીઆદજી જીનવાલા.**

**બમનશા જામાસજી.**

---

# ભરૂચના પારસી પંચાતના ફંડનું ત્રસ્ટડીડ નહિ થવાથી અંજુમનનો પોકાર.



શ્રી ભરૂચ પારસી અંજુમનના ફંડનું ત્રસ્ટડીડ કરવાનો ઠરાવ ઘણાં વરસોનો થયેલો છે, અને તેનો એક ખરડો અંગ્રેજીમાં છપાઇને તાત્કાલીક બહાર વહેંચવામાં પણ આવેલો હતો. ત્યારબાદ તે કામ ખોરંબે પાડેલું અને જ્યારે જ્યારે પુછવામાં આવતું ત્યારે ત્યારે મેનેજીંગ ત્રસ્ટી સાહેબ તરફથી એવો જવાબ મળતો હતો કે ' ધીરજ રાખો " " ધીરજ રાખો " એવી આશામાં ને આશામાં વરસો ગત થઇ ગયાં. આખરે કંટાળીને એક કેળવણી પામેલા ગ્રહસ્થે એ બાબદ સને ૧૯૦૭માં પાછો સવાલ પુછ્યો તેને પણ એવોજ સધીઆરાનો જવાબ મળ્યો, ને વધારામાં બદલો એવો મળ્યો કે તેને કોઈ સારે ઠેકાણે ઉધરતા નાદાન છોકરા બરાબર ચીતરવામાં આવ્યો હતો. પરંતુ કેળવણી આગળ ખટપટ ટકી શકતી નથી. આ હકીકતથી નાશીપાસ નહી થતાં તે સખશે પોતાની કલમના જોરનું દબાણ એવું ચલાવ્યું કે આખરે સપટેમ્બર ૧૯૧૭ના માસમાં ત્રસ્ટી સાહેબોને ઠરાવ કરવાની ફરજ પડી કે તા. ૪ નવેમ્બર ૧૯૧૭ના રોજે અંજુમનની સભા બોલાવવી અને તેમાં એ બાબત મુકવી.

આપણા મેનેજીંગ ત્રસ્ટી ખા. ખા. આદરજી મંચેરજી દલાલને એ વાત કદાચ રૂચતી આવી ન હશે. તેમણે અંજુમનની ખાયશ કશા હીસાબમાં ગણી નહી એટલુંજ નહીં પણ ત્રસ્ટીઓના ઠરાવની જરા પણ દરકાર રાખી નહી. દેખીતી વાત છે કે અંજુમનના વીચાર મુજબ ચાલવાને ત્રસ્ટીઓ બંધાયલા છે, અને ત્રસ્ટીઓના ઠરાવનો અમલ કરવાને મેનેજીંગ ત્રસ્ટી દરેક વાતે બંધાયલા છે. પરંતુ મામલો એવો થઇ લાગ્યો કે અંજુમન તથા ત્રસ્ટીઓ કશા હીસાબમાં રહ્યા

નહી. ને જે વાત મેનેજીંગ ટ્રસ્ટીને પસંદ પડે તેજ બની શકે. એટલે ઠરાવ મુજબ તા. ૪ નવેમ્બર ૧૯૧૭ને રોજે મીટીંગ પોતે બોલાવી નહી. ટ્રસ્ટીઓમાં જોર મળે નહી. અગર ભાઇબંધી તથા શરમાશરમીથી તેઓએ પોતાની ફરજ બજાવી નહી અને પુછવાની હીમત પણ નહી કીધી કે મીટીંગ કેમ બોલાવવામાં આવતી નથી. તો પછી ગરીબ બીચારી અંજુમન શું કરે? ફક્ત પીઠ પાછળ બરબડીને બેસી રહી.

ધીરજની પણ હદ હોય છે. છેવટે થાકી થાકીને આપણા શહેરના જાણીતા ગ્રહસ્થો શેઠો ખા. બા. નશરવાનજી શેરીઆરજી જીનવાલા તથા ખા. બા. સોરાબશા હોરમસજી તથા બમનશા જામાસજી જંબુસરવાળા ઉપર ઘણા ઠેકાણેથી ભલામણો થઈ કે તેઓએ વચમાં પડીને આ ઘણાં વરસ સુધી બાંધી રાખેલી બાબદનો તાકીદે કાંઇ નીવેડો લાવવો. સામી બાજુની ફકગી પોતા ઉપર ખેંચી લઇ એ ત્રણ સાહેબોએ પત્રવહેવાર શરૂ કીધો ને ખા. બા. આદરજીને પુછ્યું કે શા માટે તમો આવી રીતે અંજુમન તરફ લાંબી મુદત થઈ બેદરકારી તથા બેફરમાની બતાવો છે, ને બાર બાર માસ થયા કેમ મીટીંગ બોલાવવામાં આવી નહી તે બતાવશો. જવાબ આપવાનો રસ્તો હતોજ નહી તેથી તેઓએ ટ્રસ્ટીઓનો આશરો લીધો ને તેનો જવાબ આપવા સારૂ ઠરાવ કરાવ્યો કે ટ્રસ્ટડીડનું કામ તાકીદે શરૂ કરાવવું, ને પોતે ત્યારબાદ જવાબ આપ્યો કે અમને ફુરસદ મળી નહોતી તેથી ઢીલ થઇ હતી. અહીં કહેવું જોઇએ કે આશરે બાર માસે જ્યારે સવાલ પાછો ટ્રસ્ટીઓની મીટીંગમાં આવ્યો ત્યારે તેઓ પોતાની ફરજ પાછી બજાવવામાં પછાત પડયા, અને પોતે કરેલા પોતાના ઠરાવની જરા પણ આબરૂ રાખી નહી.

ખા. બા. આદરજીને પાછો બંધ બેસતો કાગળ લખવામાં આવ્યો કે ફુરસદનું બહાનું માત્ર હસવા જેવું છે. ને ખરી હકીકત

તો એ છે કે તમારી ખુદની મરજી ટ્રસ્ટડીડ બનાવવાની છેજ નહી અને તેનો સબબ એ જણાય છે કે "ટ્રસ્ટડીડ વગર મને કોઇ પુછનાર નથી." ટ્રસ્ટીઓમાં તમારા ભાઇ તથા સગા તથા દોસ્તદારો એકઠા થએલા છે તેથી કરીને બધી સત્તા ગોયા તમારા હાથમાં આવેલી છે તે જતી રહેશે એવી બીકને લીધે એવી રીતે ઢીલ કરવામાં આવે છે, ને જો કે પાકી ખાત્રી છે કે તમો ટ્રસ્ટડીડ કરનાર નથી, તોપણુ એક વધુ તક આપીને અમો સાડાચાર માસની મુદત સુધી એટલે તા. ૩૧ જાનેવારી ૧૯૧૯ સુધી થોભીશું ને ત્યાર બાદ બીજે ઠેકાણે દાદ લેવા જઇશું.

આપેલી મુદત વીતી ગઇ પરંતુ ટ્રસ્ટડીડ તૈયાર થયું નહી. પરંતુ છોકરાંને સમજાવવા સરખી એક હીકમત ઉભી કરવામાં આવી હતી. તે એ હતી કે ટ્રસ્ટીઓ પાસે ખરડો શરૂ કરાવ્યો, ને આઠ દીવસે મીટીંગ બોલાવે, ને દમ વગરનું કામ કરી વખત ગાળે. બીજે વખતે ટ્રસ્ટીઓ પરગામ ગયા હોય તેવું જાણવા છતાં મીટીંગની સંખ્યા બતાવવા સારૂ પણ મીટીંગ બોલાવવાનો સરક્યુલર નીકળતો હતો. એ એમ જણાતું હતું. આવી રીતોથી છેવટ થાકીને ગયા જાનેવારી માસમાં કોર્ટમાં જવાના ખરચનું ઉઘરાણું અંજુમન તરફથી કરવા સારૂ એક સરક્યુલર કહાડવો પડ્યો અને તેની સાથે ખા. બા. આદરજી ઉપર દાખલા દલીલો સાથે તા. ૩-૨-૧૯૧૮ નો કાગળ રવાના થયો કે હવે નાલેસી કોર્ટે ચહડાવવાનો વખત લાવી મેલ્યો છે.

ચાલતા માસની તા. ૬ ના "ભરૂચ સમાચાર" પેપર સરવે લોકોની અજાયબી વચે ખા. બા. આદરજીના હદથી બેહદ વખાણોથી ભરપુર બહાર આવ્યું અને તેમાં તેમનો એક કાગળ પણ પ્રગટ થયો, ને તેની સાથે સામી બાજુ તરફ નખાઈ તેટલી ધુળ પણ ઉડાડવામાં આવી. લોકો હસવા લાગ્યા કે છાપખાનામાં પોતે દોડી જવામાં હુશીઆરી તથા ડહાપણુ શું વાપરેલું છે? ત્રણ વરસ ઉપર

પણ એવીજ રીતે પોતે પ્રથમ દોડી ગયા હતા. ભરૂચ જેવા નાના શહેરમાં હળીમળીને તથા ભાઇબંધીથી રહેવાને બદલે રાજ્યદ્વારી પટપટોમાં જેમ છાપખાનાનો આશરો અનેક રસ્તે લેવાય છે તેવી નાપસંદ કરવા જોગ રીતી અહીં દાખલ કીધેલી જણાય છે. એવી "વીર વિદ્યા" તો સઉ કોઈ સમજે છે, પણ સમજદાર માણુસો આવી બાબતમાં તેનો ઉપયોગ કરતાં શરમાય છે. લોકો સારી પેઠે જાણે છે કે "ભરૂચ સમાચાર"ના એડીટરના વખતમાં પંચાતના કારભારના વાવટા તે કેવી રીતે ઉડાડતું હતું, ને હાલમાં શા કારણે તેજ પેપર ગીતડાં ગાવા બેઠું છે. છાપખાનાની પનાહ પકડવાની ખા૦ બા૦ આદરજીની મકસદ ગમે તેમ હોય પરંતુ શીરૂ થયેલા ઉઘરાણામાં રૂપીઆ ભરાવામાં કાંઇક ખલલ પહોંચાડવાનો પણ ઇરાદો સ્વાભાવિક રીતે નીકળે છે. પેપરમાં જઇને શેઠ આદરજી ખુલાસો કરવા માંગે છે તે વાત જાનેવારી માસમાં બહાર આવી ગઈ હતી. પેપરમાં જવાથી પહેલો ગેરફાયદો એ થાય છે કે પરનાતમાં આપણને નીચું જોવાનું થાય છે, અને નાતમાં તડો પડવા સરખું થાય છે.

ત્રસ્ટીઓ પાસે ખરડો ઉભો કરવાની જરા પણ જરૂર નહતી. સીધો રસ્તો એ હતો કે અંજુમનની મીટીંગ તુરત બોલાવી એક કમીટી ખરડા સારૂ નીમવી હતી. જે કામ પહેલે નંબરે કરવાનું હતું તે પાછળ નાખીને વખત ગાળેલો છે. એમના લખવા મુજબ પાંચ માસ ખરડામાં ગયા છે, ને બીજા ત્રણ જશે, ને પછી નકલ કરવામાં બીજો માસ જશે, ને પછી અંજુમનની મીટીંગ થશે, ને કમીટી નીમશે. હવે તે કમીટીને ખાસ ફરજ થશે કે તમામ કાગળો વીગેરે નવેસરથી વાંચવા, ને ઠરાવપર આવવું. એટલે એમને કહાડેલો વખત બરબાદ ગયો. આ બધું ખુલ્લું દેખાડે છે કે મુળ મતલબ વખત કહાડવાનો છે. વળી ત્યારબાદ તરેહ તરેહની હરકતોથી વીલંબ લાગી મહીનાના મહીના તો શું પણ પાછાં વરસો બરબાદ થશે.

અમારો વિચાર ખા૦ બા૦ આદરજીને ખોટી રીતે જરા પણ વગોવવાનો નથી, અગર તેમને તોડી પાડવા માંગતા નથી, પરંતુ જ્યાં શરમાશરમીથી અને હકીકતથી ઉલટી રીતે તેમનાં ગીતડાં ગાઇને આજુબાજુને ધુળ ઉડાડવાનું કરવા જેવું થાય છે, તે વારે ખરી હકીકત બહાર લાવવાની ઇનસાફની રાહે ફરજ પડે છે.

ખા૦ બા૦ નસરવાનજી તથા ખા૦ બા૦ સોરાબસા, તથા શેઠ બમનશા તો બહુ ઇન્તેજારી ને ઉમેદ રાખતા હતા કે સલાહ શાંતિથી અને સોભા ભરેલી રીતે કામનો નીકાલ લાવી અંજુમનની સેવા બજાવીને ખુશી કરવી. પરંતુ તે ઉમેદો ભંગ થઈ ગઇ ત્યારેજ ફરજના માર્યા ઉગ્રરાણું શીરૂ કરાવ્યું.

અત્રે કહેવું જોઇએ કે ત્રસ્ટીઓએ જે ખરડાની શરૂઆત કીધી છે. તે એ ત્રણ સાહેબોના લખાણના પુર્ણ પ્રતાપથીજ છે. ખા૦ બા૦ આદરજી શેઠે પોતાની મેળે અગર રાજી ખુશીથી શીરૂઆત કરી નથી. પરંતુ ઇલાજ રહ્યો નહીં ત્યારે અંજુમનનાં આંસુ નુછાવા સરખું કરેલું છે. ભરૂચનો દરેક જરથોસ્તી પોતાથી બનતી મદદ તે ગમે એટલા કમી હોય, તો બી આ કામમાં કરશે ને ભલા કામનાં કરનાર માણસોને ઉત્તેજન આપશે, અને નહીં તો આવો બીજો વખત આવશે તે વારે અંજુમનની વારે કોઈ ગૃહસ્થ ભાગ્યેજ નીકળશે. માટે ભવિષ્યનો પુરો વિચાર કરવાની આ વાત છે.

કજીઆ કંકાશને દુર કરવાનો હજુ પણ એક રસ્તો છે, અને ખા૦ બા૦ આદરજી પોતે ખરા અંતકરણથી ત્રસ્ટડીડ બનાવવા ચહાતા હોય અને અંજુમનના પૈસાની બરબાદી જોવા માગતા ન હોય તો, પોતે તથા સરવે ત્રસ્ટીઓ કોરટમાં અરજદારો સાથે સામેલ થઇને કબુલ કરે કે આટલા માણસોની કમીટી નીમીને ખરડો તૈયાર કરવો અને કોરટ પોતે અમારા મતફેરનો નીવેડો લાવી ત્રસ્ટ-

ડીક મંજુર કરી આપો. આ રસ્તો સહેલો અને સુતરો છે અને વળી ખરચ વીગેરેમાં ઘણો કીફાયત થશે, ને ઘણા ટુંક વખતમાં નીકાલ થઇ જઈ મીનાકસાનું મુલ નાબુદ થઇ જશે. તા. ૧૨-૨-૧૯

M. F. Alanishaw. હાઇકોર્ટ વકીલ.
એરચશા. નવરોજી ગાંધી.
જાંહાંગીર દીનશાજી દલાલ.
દારાશા જીવાજી હાથી.
દારાશા દીનશાજી.
જમશેદજી શાપુરજી હમાવાલા.
શાપુરજી હોરમસજી.
રૂસ્તમજી જામાસજી દારૂવાલા.
ધનજીશા દીનશાજી ગાંધી.
જમશેદજી રૂ. વખારીઆ.
માણેકશા દીનશા.



## મહેરબાન ખા. બા આદરજી મંચેરજી દલાલ, પારસી અંજુમનનાં ફંડના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ ભરૂચ.

સાહેબ,

ભરૂચની પારસી અંજુમનનાં ફંડનું ત્રસ્ટડીડ નહી થવાથી અંજુમનના પોકારનો છાપેલો કાગળ તા. ૧૨-૨-૧૯૧૯નો આપણા શેહેરના જાણીતા અગીઆર સાહેબોની સહી સાથેનો બહાર પડેલો છે, તેની પાંચ નકલો આ સાથે બીડી છે. ને આપ સાહેબને તસ્દી આપવાની કે એ છાપેલા કાગળનાં છેલ્લા પેરેગ્રાફમાં ત્રસ્ટડીડ બનાવવા સારૂ જે રસ્તો સુચવેલો છે તે મુજબ અમલ કરવાને ત્રસ્ટી સાહેબો કબુલ છે કે કેમ? અગર કાંઈ હરકત તેઓને દીસતી હશે તો તે શી શી છે, તે બાબતનો વિચાર કરી ઠરાવ થાય તે મેહેરબાનીની રાહે વેળાસર લખી જણાવશો તો ઉપકાર થશે.

ભરૂચ તા. ૧૪-૨-૧૯૧૯.

લી. દુવાગો સેવકો,
**સોરાબસા હોરમસજી.**
N. S. Ginvala.
**બમનસા જામસજી.**

# વાંચો ને વિચાર કરો.



સારી કેળવણીવાળા ગ્રહસ્થો અને કેળવણી વગરના માણસોમાં કેટલો બધો ફેર હોય છે કે જેમ એક હાથી અને એક સસલામાં તફાવત છે તેટલો. કેળવણીવાળો માણસ જો કોઇ કદાપિ ભુલ કરેછે તો તે તુરતજ સુધારવાની તજવીજ કરે છે, એ એટલુંજ નહીં પણ તે સુધારવામાં પોતે માન તથા મોટાઈ સમજે છે. એથી ઉલટું કેળ-વણી વગરનો માણસ હમેશાં પોતાની હઠીલાઈ પકડીને બેસેછે, અને વળી પોતાની હઠીલાઈ તથા હુશીયારીનું રણશીંગડું ફુંકવામાં પણ પોતાની મોટાઈ માની લેછે, ને ભુલ કબુલ કરવામાં તેને ભારે શરમ આવે છે. આવી હકીકત દુનિયામાં દરેક દેશમાં, દરેક પ્રજામાં, દરેક કાળે અવારનવાર જોવામાં આવે છે.

આપણા ભરૂચ શહેરમાં પારસી અંજુમનના ફંડનું ત્રસ્ટડીડ કરવામાં જે આજે ચૌદ ચૌદ વરસ થયાં તરેહવાર બહાનાં હેઠળ ઢીલો આજ સુધી મેનેજીંગ ત્રસ્ટી સાહેબ તરફથી થયલીછે તે ઉઘાડી પાડવાની હાલમાં તજવીજ ચાલી રહી છે. તે સંબંધમાં ખુદ મેનેજીંગ ત્રસ્ટી ખાનબહાદુર આદરજી મંચેરજી દલાલ દોડીને પ્રથમ છાપામાં બીરાજી ગયા હતા, ને તેમાં વાંચનારાઓને ખુશ કરવા સરખી ચતુ-રાઇથી કેટલાક ખુલાસા કરેલા હતા. એ ખુલાસા ઉપર ભરોંસો રાખીને-દોરવાઈ જઇને-મુંબાઇના જાણીતા "જામે જમશેદ" પેપરમાં

તેના એડીટર સાહેબે પોતાના તરફથી તા. ૨૬ ફેબ્રુઆરી ૧૯૧૯ને રોજ એક લીડર પ્રસિદ્ધ કીધો હતો. એ લખાણ એક તરફનુંજ સાંભળ્યા પછી લખાયાથી કુદરતી રીતે ખરી હકીકતથી દુર હતું, તેથી તેનો રદીઓ અત્રેથી ખાન બહાદુર સોરાબસા હોરમસજીએ પોતાની સહી સાથેનો કાગળ લખી છાપવા સારૂ મોકલ્યો હતો, અને કહેવાને ઘણી ખુશી ઉપજે છે કે તે કાગળ એડીટર સાહેબે તાબડતોબ તા. ૮ માર્ચ ૧૯૧૯ના પોતાના પેપરમાં છાપીને પુરતી રીતે સામી બાજુને ઇનસાફ આપ્યો, એટલુંજ નહિ પણ પોતાના લખાણથી જે કાંઇ અસર થઇ હશે તે તદન દુર કરી નાંખવા દીધી—અત્રે લખવું જરૂર છે કે "જામે જમશેદ" પેપર મોટા રોયલ કદના કાગળનાં આશરે ૧૨ થી ૧૬ પાનાનું ભરપુર દરરોજનું પેપર છે, ને સાત હજાર કોપીઓનું વેચાણ થાય છે, એવું તે વજનદાર–તેમજ મોભાવાળુ તથા વખણાએલું પેપર છે.

ભરૂચમાં એક પેપર નામે "ભરૂચ સમાચાર" નીકળે છે તે આઠ દીવસમાં એક વખત આવે છે, ને તે માત્ર ફુલીસકેપનાં બે કાગળોના છેક નાના કદનું છે, ને તેની કોપીઓ ઘણામાં ઘણી તો પાંચસો સુધી નીકળતી હશે. તે પેપરમાં આ ટ્રસ્ટડીડ બાબત ઘણાં લખાણો એકજ બાજુની તરફેણમાં આવતાં હોવાને લીધે તેનો જવાબ અત્રેના જાણીતા શેઠ એરચશા નવરોજજી ગાંધીએ પોતાની સહીનો કાગળ એડીટર સાહેબે છાપ્યો નહિ, એટલુંજ નહિ પણ પોતે પોતાના તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૧૯ ના પેપરમાં જાહેર કીધું કે "અમારા પત્રમાં કયો કાગળ છાપવો અગર નહિ છાપવો એ અમારી પોતાની મુનસફી ઉપર રહેવુંજ જોઇએ." મતલબ કે સચ્ચાઇ અને ઇનસાફ ઉપર આધાર રાખવાનો નથી, અને ઇનસાફ કરવાનો તે તો એડીટરની મરજી તથા મુનસફી ઉપરજ રહેવું જોઇએ અને વાંચનારી આલમની અક્કલ મુજબ ઇનસાફ કરવાનો નથી. અત્રે જણાવવું દુરસ્ત

લાગે છે કે મજકુર પેપરમાં જે ચાલુ એક તરફી-ખરી હકીકતથી દુરનાં-રણશીંગડાં ફુંકાયા કરે છે, અને સાથે સાથે પોતાને મનપસંદ વિચિત્ર વિચારો બહાર પડે છે તેનો રદીઓ આપવાને દેખીતી જરૂર છેજ નહિ.

ઉપર બતાવેલા બે પેપરોના એડીટરોની કામ કરવાની રીત ઉપર કાંઈ પણ ટીકા અત્રે કરવાની જરૂર રહેતી નથી; પરંતુ એટલુંજ કહેવું બસ થશે કે જેમનામાં ઇનસાફ આપવાની ઇચ્છા છે તે બન્ને બાજુ જોઈ શકે છે, અને બન્ને તરફની હકીકત છાપી જાહેરઆલમને તોલ કરવાનું સોંપે છે અને જેને તેની મકસદ નથી, તે એકજ તરફનાં બણગાં ફુંકવામાં મજાહ સમજે છે.

"જામે જમશેદ" ના લીડરનું લખાણ તથા તેનો જવાબ ખાન બહાદુર સોરાબશા હોરમસજીએ આપેલો તે આ નીચે છાપવામાં આવેલો છે કે ખરી હકીકત તથા ખરી તકરાર શી છે તે સર્વ કોઈના જાણવામાં આવે ને તે ઉપર વિચાર કરે.

ભરૂચ તા૦ ૧૩ માર્ચ ૧૯૧૯.

**M. F. Alamshaw.**

High Court Vakil,

Broach.

---

તા૦ ૨૬-૨-૧૯૧૯ ના રોજ મુંબઈના "જામે જમશેદ" પેપરના પાના ૮ ઉપર-"ફજીઆનું મોઢું કાળું" એ મથાળા હેઠળ જામેના એડીટરે લખેલા લીડરની નકલ—

# કજીયાનું મોઢું કાળું!

ભરૂચની પારસી પંચાયતના ટ્રસ્ટડીડને લગતી ખટપટ હવે, અમો આશા રાખીએ છીએ કે, કોરટે ચઢતી દપટ પડશે. જ્યારે પણ એક આશામી અથવા કોઇ સંસ્થા કોરટે જવાની દોડાદોડ કરતી જણાયછે, ત્યારે અમે હમ્મેશ તેને સુચવીએ છીએ કે પ્રથમમાં પરસપર મસલત કરીને, અથવા કાંઇ વિશ્વાસુ લવાદ નેમીને તેની માર્ફતે તે ઝઘડો પતાવવાની કોશીષ કરવી કે જેથી પૈસા, વખત અને મહેનતની બરબાદી થતી બચે. અમે પારસીઓ માટે એક લવાદી કોરટ સ્થાપવાની હીમાયત કરતા આવ્યા છીએ, તે પણ એજ સબબથી છે. એ યોજનાને કોમ હીતકારીક પારસી ન્યાયમૂર્ત્તિ સર દીનશાહ દાવરનો બળવાન ટેકો હતો. દુનિયાની પ્રજાઓ જ્યારે દેશપ્રદેશના વાંધાવીસ્તી લવાદીથી પટાવવાને એકાદ ધરખમ કાર્યસાધક યોજના રચવામાં રોકાઇછે, ત્યારે પારસી જેવી નાની કોમ, પોતાના કોમી વાંધાવીસ્તીનો ફડચો કરાવવા સારૂ એકાદ પારસી સંસ્થા સ્થાપે તો તે આજના વખતને બરતું કામ કહેવાશે. પણ તે જુદી વાત છે. અમે આજે ભરૂચની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબો અને ત્યાંની અંજુમનના કેટલાક ગૃહસ્થો વચ્ચે પડેલા મતફેર બાબે બોલવા ચાહીએ છીએ.

ભરૂચ પારસી પંચાયતનું ટ્રસ્ટડીડ ઘડાવવાના સંબંધમાં ટ્રસ્ટી સાહેબોએ કરેલી ઢીલથી ત્યાંના કેટલાક સાહેબો નારાજ થયા હતા, અને એ ઢીલ માટે પંચાયતના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ આદરજી મંચેરજી દલાલ સામે આપખુદીથી વર્તવાના આક્ષેપ મેલી તેવણની સખત ઝાટકણી કહાડતાં એટલી હદ સુધી ટીકા કરી હતી કે "ટ્રસ્ટડીડ બનાવવાની તેમની મરજી નથી, કારણકે ટ્રસ્ટડીડ વગર તેવણુને કોઈ પુછનાર નથી અને તેવણે જે સઘળી સત્તા પોતાના હાથમાં રાખીછે તે જતી રહેવાની ચિંતાને લીધે તેવણ ટ્રસ્ટડીડ કરવા ચહાતા નથી!"

આ લગાર બહુજ કડક આરોપ હતો અને તેને હેન્ડબીલદ્વારા પ્રસિદ્ધતા આપવામાં અમે નહીં ધારતા કે સહી કરનારા સાહેબોએ સારી સમજ વાપરી હોય. એટલેથી સંતોષ નહી પામતાં એ સાહેબોએ એક ફંડ ઉઘરાવીને ટ્રસ્ટી સાહેબોને કોરટે ઘસડવાની નોટીસ આપી હતી. મામલો કટોકટ સ્થિતિએ પહોંચ્યો હતો, તેવા વખતે મેનેજીંગ ડીરેક્ટર સાહેબે તેનો બહુજ કુનેહથી અને સહનશીલતાથી જવાબ આપીને ભડકું સમાવી દીધું છે. ખા. બા. આદરજી મંચેરજી દલાલનો જવાબ, જે અમે ગયા શનિવારના અંકમાં પ્રકટ કરી ગયા તેની ભાષા સાથ રેક્વીઝીશનીસ્ટ સાહેબોના લખાણ સરખાવી જોનારને એમ લાગ્યા વગર રહેશે નહી કે શેઠ આદરજી દલાલે બહુ જ વખાણવાલાયક ખામોશી અખત્યાર કરી છે અને ટ્રસ્ટડીડ કરવાના બાબમાં થયલી ઢીલનો મનપતીજ ખુલાસો રજુ કર્યો છે. અમોને ઉમેદ છે કે રેક્વીઝીશનીસ્ટો હવે આ મનપતીજ ખુલાસાથી સંતોષ પામશે. પારસી પંચાયતના કારોબારી સાહેબોએ કોમની સેવા બજાવવાની એટલી નેમથી એ જોખમભર્યું કામ બીનસ્વાર્થ માથે લીધું છે અને તેમના વરસોની અથાક મહેનતથી તથા કરકસર ભર્યા વહીવટના પ્રતાપથી ટ્રસ્ટ ફંડો લગભગ બાર લાખની નાદર રકમે ગયાં છે. તે પછી તેઓના એક મુખી સામે "આપખુદીથી સઘળી સત્તા પોતાના સ્વાધીનમાં રાખવાની નેમથી ટ્રસ્ટડીડ ઘડવાનું કામ ઢીલમાં રાખવાના" આરોપ મેલાય એ ખરેખર ખેદકારક છે. તોપણ ખા૦ બા૦ દલાલે બહુ સભ્ય ભાષામાં પોતા સામે મેલાયલા તહોમતનો જે રદીઓ આપ્યો છે તે તેમની સહનશીલતાને જેબ આપનારી વાત છે. તેવણ કહે છે કેઃ—

ખરડો કરવાનું કામ અંજુમને ટ્રસ્ટીઓને સોંપેલું હોવાથી પોતાની ફરજ સમજી તેઓ કામ કરે છે. "ખાલી મમત" અગર "મીથ્યા અભિમાન" અથવા "સત્તાની ભુખ" યાતો "લોભ"ને ખાતર, "અંજુમનને ઉડાવી દીલ કરવાના ઇરાદે" એ ટ્રસ્ટડીડનો

ખરડો ઘડવાનું કામ ઢીલમાં રાખવામાં આવ્યું નથી. ટ્રસ્ટડીડ તથા સ્કીમનો ખરડો તૈયાર કરવાનું કામ સને ૧૯૧૮ ના સપ્ટેમ્બર માસથી ચાલુ છે. જુદી જુદી અંજુમનનાં ડીડો મંગાવી તેમાંથી અત્રેની અંજુમનને લાગુ પડે તેવા નીયમો શોધી એક ડીડ તૈયાર કરવાનું કામ ધારવામાં આવે છે તેટલા ટુંક વખતમાં ઓનનરી કામ કરનારા માણસો કરી શકે એ બનવા જોગ નથી. જાહેર સંસ્થાઓના પેટા કાયદાઓ વગેરે તૈયાર કરતાં કેટલો વખત થાય છે અને તે તૈયાર થયા બાદ પણ જુદી જુદી મુશીબતો માલમ પડવાથી તેના ધોરણે પગલાં લેતાં કેટલો વીલંબ થાય છે તે કાગળ લખનાર સાહેબોને રોશન હોવું જોઇએ. અંજુમનની મોટી મીલકત ઉતાવળથી થયલા ટ્રસ્ટડીડના ભોગરૂપ બનાવી તેને બરબાદ થતી જોવા ટ્રસ્ટીઓ ખુશી નથી અને ઉપલાંજ કારણે શરૂઆતમાંજ બનતી ચોકસાઇ કરી પાછળથી વહેવારૂ મુશીબતો ન નડે એવા ધોરણે ધીમે ધીમે એ કામ કરવામાં આવ્યું છે.

ટ્રસ્ટડીડ તથા સ્કીમના ખરડા મોટે ભાગે તૈયાર થઈ ગયા છે અને આવતા માસની આખર સુધીમાં એ ખરડા પુરા કરી અંજુમનની મીટીંગ સમક્ષ પુરતી નોટીસ આપી રજુ કરવામાં આવશે.

એ ખરડાઓમાં સુધારા વધારા કરવા માટે અંજુમનને જે પગલાં લેવાં હશે તે તેમની સત્તાની વાત છે અને તેમાં ટ્રસ્ટીઓ ઘણી ખુશીથી બીજા નીમાયલા ગૃહસ્થો સાથે અંજુમનની ખુશી હશે તો સામેલ થશે."

ભરૂચા સાહેબો બહુજ ઠાવકા, ધીમા ધીરા પણ કામમાં વીરા ગણાય છે એટલે પંચાયતનું જાથુકનું એક ટ્રસ્ટડીડ તૈયાર કરાવતાં જુદી જુદી અંજુમનોના બંધારણ અને તેમના કાયદા કાનુનો તથા ટ્રસ્ટડીડોની તપસીલનો ધીમે ધીમે અભ્યાસ કરવા પાછળ વખત લીધો

હોય તો તે વહેવાર ભરૂચાઓને છાજતું કામ કર્યું તેમાં ફેર નહીં! આપણે આશા રાખીશું કે હવે જ્યારે ટ્રસ્ટડીડ તથા સ્કીમના ખરડા મોટે ભાગે તૈયાર થયા છે, અને માર્ચ મહિનાની આખેરી સુધીમાં અંજુમનની સંમતી માટે રજુ થનાર છે તો રેક્વીઝીશનીસ્ટો મજકુર ખુલાસા પછી કોરટે જવાને બદલે સમસ્ત અંજુમનના હીતને ખાતર ટ્રસ્ટીસાહેબોની સાથે મળીને સલાહ સમાધાનથી કામ કરવાની જરૂર પીછાણશે. આ ટ્રસ્ટડીડ હાલના વખતને અનુસરતું તથા આવતા વખત માટે સલામત બનાવવા માટે ભરૂચની અંજુમનના દરેક વિચારના કિંવા તડના સાહેબોએ તાસુખી તજીને ઐક્યતા એકદીલીથી મસલહત કરવામાં એક બીજાને મદદ કરવી ઘટે છે. કોઇપણ રીતે મી. દલાલના જવાબની ઢબ અને વલણ ઉપરથી રેક્વીઝીશનીસ્ટો જોઈ શકશે કે કોમના સામાન્ય રીતના કામમાં જરીક નરમાશથી કામ લેવામાં કાંઈ ખોહવું પડતું નથી. મેનેજીંગ ટ્રસ્ટીએ આપેલા બહુજ કટોકટ વખતે એક સભ્ય જવાબથી આ નાપસંદ તકરારનો છેડો આવ્યો છે અને ખેદકારક કજીયાનું મોંહ કાળું કર્યું છે. અમો બન્ને પક્ષોને આગ્રહ કરીએ છીએ કે તેઓએ પરસપર તાણા ટીકા ભુલી જઇ ભરૂચની પારસી અંજુમનને, તેની હાલની અને આવતી ઓલાદને લાભકારી થઈ પડે એવું ટ્રસ્ટડીડ ઘડવાના કામમાં ભાઇબંધીથી અને એકદીલીથી સામેલ થવું. તેમ કરવાથીજ અંજુમનના પૈસા અને વખતની બરબાદી થતી બચાવી શકાશે અને તે સાથ અંજુમનની કીર્ત્તિ અને નામનામાં વધારો થશે.

ઉપલા લીડરનો જવાબ, ખાન બહાદુર સોરાબશા હોરમસ્જીએ આપેલો તે તા. ૮ માર્ચ ૧૯૧૯ ને રોજ "જામેજમસેદ પેપર"ના પાના ૮ ઉપર છપાયલો તેની નકલ—

## ખા. બા. આદરજી દલાલના ખુલાસાનો જવાબ.

મી. એડીટર,

તા. ૨૬ મી ફેબરવારી ૧૯૧૯ ના આપના જાણીતા પેપરમાં "કજીયાનું મોંઢું કાળું" એ મથાળા હેઠળ ભરૂચની પારસી અંજુમનના ત્રસ્ટડીડ બાબત આપે એક લીડર લખ્યો છે તે માટે આપનો ખરેખર આભાર માનવાનો છે. તેનું પહેલું કારણ એ કે જો કે આપે માત્ર ત્રસ્ટી સાહેબની બાજુનું સમજીને લખાણ કીધેલું લાગેછે, તેથી હવે ઇન્સાફની રાહે બીજી બાજુની તકરારો શું છે તે ખુલ્લી કરવાની અમને તક આપશો, અને બીજું એ કે હવે એ સવાલ એટલોબધો ચરચાયો છે કે અવલની માફક તેને ત્રસ્ટી સાહેબો ખોરંબે નાખવાની હિંમત ધરશે નહિં.

૨. ત્રસ્ટડીડનો સવાલ જેમ તમોને સમજાવવામાં આવ્યું છે, તેમ કાંઈ આજ કાલનો નથી; પરંતુ ચૌદ વરસ થયાં સને ૧૯૦૫ થી લંબાયા કરે છે. જ્યારે નવ વરસ ઉપર પાછું સખત દબાણ થયું ત્યારે એક સોલીસીટર મારફતે તૈયાર કરાવેલો ખરડો રજુ થયો. તે ઉપરથી એક કમિટી એ ખરડો તપાસી નક્કી કરવા સારૂ નીમાઈ હતી તે કમિટીના ખાન. બા. આદરજી પોતે ચેરમેન નીમાયા હતા. તેની એકાદ બે મીટિંગો મળી હતી પણ ત્યારબાદ ખોદા જાણે શા કારણથી ફરીથી કદી મીટિંગ પોતે બોલાવીજ નહિં ને કમિટી સુવડાવી દીધી. ઘણા સારા માણસોએ લેખીત તથા મોંઢેથી અરજો કીધી, તોપણ કામ ખાંચરે પાડી રાખવામાં આવ્યું, ને જે કોઈ પુછે તેને એકનો એકજ જવાબ મળતો કે "થોભી જાઓ, ઉતાવળમાં ફાયદો નથી, તે કામ અમારા ધ્યાનમાંજ છે" વિગેરે. એવી રીતે અગીયાર વરસની લાંબી મુદત નીકળી ગઇ. છેવટે ફરીથી અત્રેના એક ગ્રેજ્યુએટ અને સરકારી અમલદારે સને ૧૯૧૬માં પાછો સવાલ સજીવન કીધો,

તો તે બાબત તેને જવાબ ન વાળતાં તેને ઘણો વગોવવામાં આવ્યો. આથી હિંમત ન મુકતાં તે ગ્રહસ્થે સારી ચાંપ જારી રાખી, તેવારે તે વાત ત્રસ્ટીઓની મીટિંગમાં મુકવાની ફરજ પડી ને ત્યાં ૧૯૧૭ ના સપ્ટેમ્બર માસમાં ઠરાવ થયો કે કુલ અંજુમનની એક મીટિંગ તા. ૪ થી નવેમ્બર ૧૯૧૭ ને રોજ મેનેજીંગ ત્રસ્ટી સાહેબે બોલાવવી ને તેમાં એ સવાલ રજુ કરવો. પરંતુ એ ઠરાવ તો દફ્તરે બંધાયલો રહ્યો, ને આજ સુધી મીટિંગ બોલાવી નહિં. આશરે બે વરસ ઉપર મેત્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટની ચુંટણી કરવા સારૂ મેહેરબાન કલેક્ટર સાહેબના હુકમથી અંજુમનની મીટિંગ બોલાવવામાં આવી હતી તેમાં પણ એ કામ પોતે મુક્યું નહિં, ને જયારે તે બાબત તે મીટિંગમાં પુછવામાં આવ્યુ તેવારે આદરજી શેઠે ખુલાસો કીધો કે બે માસ પછી ચોમાસામાં સૌ સાહેબોને ફુરસદ મળશે તે વારે જરૂર બેજરૂર ત્રસ્ટડીડનો સવાલ, સુવાવડ ખાતાનો સવાલ તથા મીડલ સ્કૂલનો સવાલ રજુ કરવામાં આવશે. તમો સાહેબને સાંભળીને અજાયબી લાગશે કે હજુ તો તે બાબત અંજુમનમાં આવી નહિં, ને પોતે મીડલ સ્કૂલ ખોલી બેઠા ને સુવાવડ ખાતું પણ ઉઘાડયું, ને તે અંજુમનની પરવાનગી લીધા વગર, અગર પુછયા વગર ખોલ્યાંછે.

૩. હવે છેવટે થાકી થાકીને અંજુમનના પુષ્કળ ગ્રહસ્થોના આગ્રહથી ખા. બા. નસરવાનજી શેરીઆદજી જીનવાળા ( એક જુના ને પ્રસિદ્ધ ગુજરાતી તથા અંગ્રેજી લેખક ) તથા મી. બમનસા જામાસજી જંબુસરવાળા ( રૂના મોટા વેપારી તથા જીનોના માલીક ) તથા સેવકે ૧૯૧૮ ના જુલાઈ માસમાં એક કાગળ મેનેજીંગ ત્રસ્ટી સાહેબને લખ્યો ને તેમને પુછયું કે વરસો થયાં ઠરાવો થયા છતાં, અને છેવટ સને ૧૯૧૭ માં ત્રસ્ટી સાહેબોએ તા. ૪–૧૧–૧૯૧૭ ની તારીખ પણ આપને નક્કી કરીને આપી, તે છતાં આપે અંજુમનની મીટિંગ કેમ બોલાવી નહિં, ને પાછી એક વરસની મુદત

કહાડી નાંખી ને આપ કેમ છેક હલકી રીતે અંજુમનને ગણો છો? ત્યારે જવાબ મળ્યો કે અમને ફુરસદ મળી નહોતી. આ જવાબ ખરેખર હસવા સરખો હતો, તેથી તેમને છેવટે લખવાની ફરજ પડી કે હવે જો એ કામ તા. ૩૧ જાનેવારી ૧૯૧૯ સુધીમાં એટલે પાંચ માસમાં નહિં થશે તો, બીજે ઠેકાણેથી દાદ લેવાની અમોને ફરજ પડશે. હવે જો ખા. બા. આદરજીને ત્રસ્ટડીડ કરવાનો ખરેખરો નેક વિચાર હતો ને "કજીયાનું મોઢું કાળું" કરવા ઇચ્છતા હતે તો સરળ રસ્તો એ હતો કે અંજુમનની મીટિંગ તાકીદે બોલાવી તે કામ મુકવું હતું. પણ તેને બદલે તેઓએ વખત પાછો ગાળવાના હેતુથી ધીમે ધીમે એ કામ ત્રસ્ટીઓ પાસે શરૂ કરાવ્યું ને વખત ગાળ્યો. સૌ કોઈ સમજી ગયા કે પાછલી સાલોના કડવા અનુભવનો સ્વાદ અંજુમનને પાછો ચાખવાનો આ મામલો છે, અને કોરટે ગયા સિવાય હવે એવણ પોતે બીજો રસ્તો દેખાડતા નથી, તેથી અંજુમને ખર્ચનું ઉઘરાણું શરૂ કીધું. એટલે ખા. બા. આદરજી કદાચ વિચારવા બેઠા કે એ વાત કેમ ઠંડી પાડવી. તેવારે પોતે ન્યુસપેપરમાં દોડી ગયા, ને ખુલાસો કરવા બેઠા, તથા ખરડાનું કામ પણ આટોપવા લાગ્યા, કે જેથી કરીને ઉઘરાણાનું કામ અટકે ને લોકો ઠંડા પડે, તેથી આ ચાલતા માર્ચ માસમાં ખરડો રજુ કરવાને એકવાર ફરીથી પોતાનું વચન અંજુમનને આપીને ખુશ કીધી છે.

૪. હવે જોવાનું એ છે કે તાકીદે અંજુમનની મીટીંગ બોલાવવાનો પોતાનો ઇરાદો છે, એવો ખુલાસો પ્રથમ અમને અગર અંજુમનના કોઈ ગ્રહસ્થને લેખીત આપવાને બદલે અત્રેના એક પેપરમાં દોડી જઈ ખા. બા. આદરજીએ ખુલાસો કીધો કે એકાદએ માસમાં અંજુમન સન્મુખ ખરડો રજુ કરવામાં આવશે. અત્રે લખવું જરૂરનું છે કે અત્યાર સુધી અમોએ અગર બીજા કોઇપણ સખ્સે છાપાનો આશરો લીધો નહોતો. ચાર વરસ ઉપર ગંભારનાં ખાણું

બંધ કરી ભારે તકરાર પોતે ઉભી કરી હતી, તેવારે પણ પોતે છાપામાં પ્રથમ ગયા હતા. હવે વિચારવાનું એ છે કે જ્યારે સ્થાનિક પેપર બીજી બાજુની ખરી હકીકત છાપતુંજ નથી, તેવારે હેન્ડબીલ શિવાય ખુલાસો કરવાનું બીજું સાધન કયું હોય તે આપ સ્હેજમાં વિચારી લેશો.

૫. "સહનશીલતા"ની હદ હોયછે, "મન મોટું રાખવા"ની પણ હદ હોય છે, પણ જ્યારે એક સવાલ જાણીબુજીને ચઉદ ચઉદ વરસ થયાં ખોરંબે પાડવામાં આવે ને લેખીત તથા મોઢેનાં વચનો પાળવામાં મોળા માલમ પડે ને અંજુમનને ગોયા એક મુંગા ઢોર મુજબ ગણવામાં આવે, તે વારે લાચારીએ કોરટનો આશરો લીધા વગર બીજો શો ઇલાજ રહે છે?

૬. આદરજી શેઠે જે છેલ્લો ખુલાસો બહાર પાડેલો છે, તે ખરી હકીકતથી ઘણો દુર છે. તેનો જવાબ અમોએ આપ્યો છે, તેની એક નકલ આપની જાણ માટે આ સાથે બીડી છે. માટે સચ્ચાઇ ને ઇન્સાફને ખાતર તે પણ આ સાથે પ્રકટ કરશો કે જેથી કરીને બહાર ગામના અંજુમનોને બન્ને બાજુની હકીકતનું વજન તોલ કરવાને બની આવે.

૭. આપ લખોછો તેમ મજકુર બંને ખુલાસા પછી "જવાબ લગાર બહુ જ કડક આરોપ હતો." "થયલી ઢીલનો મનપતીજ ખુલાસો રજુ કરેલો છે" "જરીક નરમાશથી કામ લેવામાં કાંઇ ખોવું પડતું નથી." "હેંડબીલદ્વારા પ્રસિદ્ધતા આપવામાં સારી સમજ વાપરી હોય" વિગેરે ઉદ્દગારો આપે બ્હાર પાડ્યા છે તે બંધબેસતા છે કે કેમ, તથા "કજીયાનું મોઢું કાળું" કઇ પક્ષ તરફથી કરવામાં આવ્યું નથી તે બાબતનું તોલ કરવાને હવે આપની તથા વાંચનારની સુન્સફી ઉપર સોંપીએ છીએ.

૮. બધો વહીવટ એક હાથે આવી ગયો છે એવું જે અમારા

તરફથી કહેવામાં આવેલું છે તેનો ખ્યાલ સ્હેજમાં આવશે કે હાલમાં બધા મળીને આઠ ત્રસ્ટી સાહેબો છે તેમાં ખુદ ૧ આદરજી શેઠ, ૨ એમના ભાઇ, ૩ એમના ભત્રીજા, ૪ એમના માસીના દીકરા, ૫ ને ૬ એમના જુના ફ્રેન્ડો તથા નજદીકના સગાંઓ, ૭ પણ એમના સગા ને ૮ મા એક "હાજી હા" કરનારા સાહેબ છે. વળી ઘણાં વરસો થયાં ત્રસ્ટીની એ જગા ખાલી છે તે હજી પણ પુરાવતા નથી. આવી રીતના મેમ્બરોથી બનેલું ત્રસ્ટીનું બોર્ડ કોઇ શહેરમાં હશેજ નહિં, ખરૂં જોતાં બધો કારભાર એકહાથ થઇ જઇ, તરેહવાર રીતે અંજુમનને ખમવું પડે છે ને હજુ પડશે.

ભરૂચ, તા. ૫ મી માર્ચ ૧૯૧૯.

તમારો સેવક

**સોરાબસા હોરમસજી.**

રીટાયર્ડ ડેપ્યુટી કલેક્ટર અને ફ. ક. મેજીસ્ટ્રેટ,

તથા ભરૂચ સીટી મ્યુનિસિપાલિટીના

માજી પ્રેસીડન્ટ.

*** ખા. બા. આદરજી દલાલના ખુલાસાના મેસર્સ સોરાબશા હોરમસજી, નસરવાનજી શેરીઆદજી જીનવાળા અને બમનશા જામાસપજીએ મોકલેલા જવાબની છાપેલી નકલ અમોને મળી છે. શેઠ સોરાબશા હોરમસજીના ઉપલા પત્રમાં તેને લગતી સઘળી મતલબ સમાઇ જતી હોવાથી એ હેન્ડબીલ પ્રકટ કરવાની અમો જરૂર જોતા નથી.

અ૦ જા૦ જ૦

# ભરૂચની પારસી અંજુમનને એક સુચના.

૧ હજારો હજાર સુકરાનાં પાક પરવરદેગારનાં કે તે સાહેબની
ેા બક્ષેસથી આપની પંચાતના ફંડના ટ્રસ્ટડીડનો સવાલ જે
ચૌદ વરસ સુધી તરેહવાર સબબો વખતો વખત બતાવીને
ણા મેનેજીંગ ટ્રસ્ટી સાહેબે બાંધી મુકેલો હતો તે હવે અંજુમન
આખરે આવેલો છે. આજ સુધી આપણી રાંક અંજુમન કશા
બમાં ગણાતી નહોતી તે હવે પુજાવા લાગી છે. મહાન અંગ્રેજી
સેક્ષપીયર પોતાના એક નાટકમાં એક ચાનક આપનારો ટુચકો
ે છે, તે એ છે કે બે દોસ્તદારો વાતો કરતા હતા તેમાં એકે
તને સવાલ કીધો કે ભાઇ! એ "સીઝર" કઇ જાતનો ખોરાક
ા છે કે તે આટલો બધો જોરાવર બનેલો છે. તેનો જવાબ બીજા
દારે વાળ્યો કે "સીઝર સમજી ગયો છે કે આપણે સૌ ઘેટાં
ના છીએ તેથી તે પોતે વરૂ બનેલો છે." એ વાતનો સાર એ
ે જો કોઇ સખ્સ પોતાના ખરા હકો ભુલી જઈ મુંગે મોઢે
ને જે અણઘટતું થાય તે જોયા કરે તો પોતે ઘેટાં સમાન ગણાય
ને સાંમાવાળા વરૂ સમાન થઈ પડે છે.

૨ આજ સુધી કોઇ સખ્સ હીંમત ધરીને મેનેજીંગ ટ્રસ્ટી
બને પુછતું નહોતું કે તમો શા માટે ટ્રસ્ટડીડ બનાવતા નથી,
આ પરીણામ આવ્યું કે ચૌદ વરસ સુધી ગરીબ અંજુમનનું
એ વળ્યુંજ નહીં. તેવારે ઘણી ઘણી ઠેકાણેથી અને ઘણા ઘણા
સ્થો તરફથી અમને એલતેમાસ થઇ છે કે એ બાબત અમારે
ડવી અને ટ્રસ્ટડીડનો સવાલ અંજુમનની રૂબરૂ રજુ કરાવવો.
એ જોયું કે અંજુમન છેકજ કફોડી હાલતમાં આવી બેડી છે,

અને તેની આવા વખતમાં સેવા કરવી એ ગોયા અમારી ફરજ છે, તેથી જુલાઇ ૧૯૧૮ માં મેનેજીંગ ત્રસ્ટી સાહેબ સાથે અમોએ પત્ર વ્યવહાર શીરૂ કીધો ને તેમને પુછ્યું કે ત્રસ્ટડીડનું કામ શા માટે ચૌદ ચૌદ વરસો થયાં તમો સાહેબે ધાલી મુકેલું છે ને અંજુમનના હુકમ મુજબ તેમના આગલ તે કેમ રજુ કરતા નથી? તેવારે ન છુટકે અમને પોતાનો હંમેશનો જવાબ આપવો પડયો કે એઓ સાહેબને "આજ સુધી ફુરસદ મળી નહોતી." ખરૂં જોતાં તો એમની ફુરસદની વાત હતીજ નહીં. એમની ફરજ હતી કે અંજુમનની મીટીંગ તરતજ બોલાવવી હતી ને કમીટી નીમી કામ શીરૂ કરાવવું હતું, પણ મુળ મતલબ તો ત્રસ્ટડીડ બનાવવુંજ નહીં, તેથી આટલા બધા વરસો કહાડયા ને હમણાં પણ વગર કારણે ત્રસ્ટી સાહેબો પાસે ત્રસ્ટ-ડીડનો ખરડો ધીમેધીમે શીરૂ કરાવ્યો ને પાછા છ માસ ગાળ્યા.

૩ અમો તુરત આ તદબીર પામી ગયા તેથી વીચાર કીધો કે મામલો કોર્ટમાં લઈ ગયા વગર કશું ઠેકાણું પડે તેમ નથી. આખી અંજુમન અમારી પાછળ અમારી મદદે હતી અને તેથી અમોએ કોર્ટના ખરચના ઉઘરાણાની ટીપ શીરૂ કરાવી, તેમાં કેટલાક સાહેબોએ સારી સારી રકમો ભરી આપી, એટલુંજ નહીં જાદે રકમની જરૂર પડશે તો જાદે રકમ આપવા સારૂ ખુશી પણ બતાવી હતી. અંજુ-મનની આવી હીંમત ને ઠરાવ અને ખસુસ કરીને ઉઘરાણું થતું જોઇને મેનેજીંગ ત્રસ્ટી સાહેબની ખાતરી થઇ કે અંજુમન હવે પાછી હઠનાર નથી, ને જરૂર બેજરૂર કોર્ટમાં વાત લઇજ જવાની છે. તેવારે ઉતાવળથી કામ આટોપવા લાગ્યા ને પ્રથમ છાપામાં જઈ અંજુમનને પટાવી લેવા સરખો ખુલાસો કરવા લાગ્યા. આ બધો પ્રતાપ અંજુમનની એકદીલી તથા જાહેર હીંમતનો છે. કબી જો તેમ નહીંથતે તો હજુ પણ બીજા બાર વરસ નીકળી જતે. હવે આખરે મેનેજીંગ ત્રસ્ટી સાહેબે ત્રસ્ટડીડનો ખરડો રજુ કરવા સારૂ અંજુમનની મીટીંગ તા. ૩૦ મી માર્ચ ૧૯૧૯ ને રોજ બોલાવી

છે. આ ઉપરથી અંજુમન જોઇ લેશે કે અમોએ જે કામ માથે લીધું હતું તે ખુદા તાલાની મહેરથી પાર પડેલું છે, એટલે કે ટ્રસ્ટ-ડીડનો ખરડો ચૌદ વરસે અંજુમન રૂબરૂ લાવી મુકાવ્યો છે.

૪ હવે અંજુમનનું કામ એ છે કે સારી કમીટી નીમીને ખરડો બરાબર તપાસવો જોઇએ. ને જો તેમાં કસુર થશે તો તેનું પરીણામ ખરાબ આવશે. વળી તે કામ રીતસર ને વખતસર થવું જોઇએ અને નહીં તો બીજાં દશ વરસ નીકળી જશે. મોટી મોટી બાબતનો અધિકાર ખુદ અંજુમનના હાથમાં રહેવો જોઇએ. રજુ થયલો ખરડો તપાસવા સારૂ નીચે લખેલા ગ્રહસ્થોની એક જનરલ કમીટી નીમવી ને તે પૈકી હેઠળ બતાવેલા સાહેબોની એક વર્કીંગ કમીટી ઠરાવવા અમો ભલામણ કરીએ છીએ. કમીટીનું કામ એ છે કે આપણી પંચાતની ઓફીસમાંથી ટ્રસ્ટડીડ બાબતનું તમામ દફતર લેવું, ને તે બરોબર તપાસવું. ત્યાર બાદ આપણા શેહેરને લાયક ને બંધબેસતો ખરડો તૈયાર કરી તે ખરડો જનરલ મીટીંગમાં મુકવો, ને જનરલ કમીટીએ પોતે તપાસવો ને સબ કમીટીમાં જે મત ફેર થયેલા હોય ને જે તેમની રૂબરૂ રજુ થાય તે ઉપર વીચાર કરવો, ને પોતાને જે દુરસ્ત લાગે તે ફેરફાર કરી ખરડો છેવટનો મંજુર થવા સારૂ અંજુમન આગળ મુકવો ને તે તાકીદે છપાવીને અંજુમનની જાણ માટે પ્રથમથી વહેંચવો. આ અમારી ભલામણનો થોડો યા ઘણો અમલ કરવો કે નહિ કરવો એ વાત અંજુમનની અખત્યારીની છે.

( અત્રે મોટી તથા વરકીંગ કમીટીના મેમ્બરોનાં નામનાં લીસ્ટ—છાપ્યાં નથી )

૫ હવે અંજુમનની મીટીંગમાં સર્વે સાહેબોએ જરૂર ધ્યાનમાં રાખવું કે કામ રીતસર અને નીતીસર ચલાવવાનું છે. તથા મીટીંગનો વખત ઘણો થોડો છે ને કામ ઘણું કરવાનું છે ને કદાચ

મીટીંગમાં બોલનાર ગ્રહસ્થોની સંખ્યા જાદે થશે માટે જેમ બને તેમ થોડા બોલોમાં બધું કામ આટોપવા ઉપર નજર રાખવી. મીટીંગમાં જે સવાલો રજુ કરવાના છે તે દરેક સવાલથી બાહેર જવું નહી ને વગર કારણે કોઇને વખોડવામાં અગર તેમનાં ગીતો ગાવામાં કાંઈ સાર નથી. જે સવાલ રજુ થાય તે ઉપરજ વીચાર ચલાવવા દેવો. આપણે તો સારી પેઠે જાણીએ છીએ કે ચૌદ ચૌદ વરસ થયાં ત્રસ્ટડીડનું કામ જાણી બુજીને બોરંબે નાંખેલું છે. વળી સને ૧૯૧૦ માં રજુ થયેલો ખરડો તપાસવામાં જે કમીટી નીમાઈ હતી તે ખા૦ બા૦ આદરજીએ સુવાડી દીધી છે. વળી તા. ૪ નવેમ્બર ૧૯૧૭ ને રોજ મીટીંગ બોલાવવા ત્રસ્ટી સાહેબે ઠરાવ કીધેલો તે પણ શેઠ આદરજીએ પીઠ પાછળ ફેંકી દીધો હતો ને હંમેશાં એમને ફુરસદ મલતીજ નથી એજ એમનો એકનો એકજ જવાબ છે. માટે હવે "કોડી ધોઇને કાદવ કહાડવામાં" કાંઇ ફળ નથી. ગઇ ગુજરી ભુલી મોટું દીલ બતાવવું જોઇએ.

૬ આજદીન સુધી એમણે જરાક પણ સંતોષકારક ખુલાસો કીધો નથી ને હવે મીટીંગમાં જે કાંઈ ખુલાસારૂપી બોલે તે ધ્યાન દઈ સાંભળવામાંજ શોભા છે. વળી મુંબાઇવાળા કામાજી શેઠે ફલાણી શીખામણ આપી હતી, વાડીયાજી શેઠે ફલાણી સમજણ પાડી હતી, ફલાણા ભાઇએ ધીરજ રાખો એવું કહ્યું હતું, એવા એવા શેઠો તથા ભાઇઓની શીખામણરૂપી વાતો ઘણી વખતે આપણે સાંભળી ચુક્યા છીએ માટે હવે મુંગે મોંઢે સાંભળવામાંજ ડહાપણ છે, કેમકે એમના ખુલાસા અંજુમને આજદીન સુધીમાં જોઈ લીધા છે, તેના જુવાબો પણ એમને મળી ગયા છે. હવે એમના ખુલાસા ઉપર વીચાર કરવામાં વખત ગુમાવવામાં કાંઇ સાર નથી. પણ કામ મહકમ હાથે લેવું જોઇએ, પાછા ફસકી જવું નહી. ઘણી વખતે એમ બને છે કે કેટલાક માણસોને જયારે ખુલાસો આપવાની ફરજ પડે છે, તેવારે સામા માણસની દયા પોતા તરફ ખેંચવાના હેતુથી પોતાની મોટી

કસુર થઈ છે એમ કબુલ કરે છે, માફી માગે છે ને દરગુજર ચાહે છે, એટલે સામી બાજુ મોટું દીલ બતાવીને ઠંડા પડી જાય છે. માટે હવે કામ લેવામાં કશી વાતે ઢીલાપણું બતાવશો નહીં અને એવી તરેહના મીઠા મીઠા ખુલાસાથી ફુલણજી બની પાછા ઘેટાં સમાન ખુદાની ખાતર ગણાશો નહીં.

૭ ચુંટણીની રૂલ સારી બનાવવાથીજ કાંઈ કામ સારી રીતે થતાં નથી, પણ રૂલનો અમલ કરવાને સારા માણસોની ખાસ જરૂર છે. હાલમાં આપણા ટ્રસ્ટીઓનું મંડળ એક કુટુંબ પરિવાર સમાન થઇ ગયું છે, માટે તેમની જોડે બીજા નવા ટ્રસ્ટી બેસાડવાને અવસ્ય જરૂર છે. માટે અમો બીજી ભલામણ એ કરીએ છીએ કે હેઠળ બતાવેલા શેઠો જેઓ નીમનુક માટે લાયક જણાય છે, તેમના વીશે અંજુમને વીચાર કરવો જોઇએ. એથી વધારે લાયક કયા સખશો સોધી કહાડશો ? વળી એવા ગૃહસ્થની નીમનોક કબી કરવી નહીં કે જેથી કરીને સગપણ, અગર દોસ્તી, અગર વેપાર-ધંધો યા હરકોઇ કારણને લીધે હાલના કુટુંબ પરિવાર તરીકે ગણાતા ટ્રસ્ટીઓના મંડળમાં કોઇપણ રીતે ઉમેરો થઈ જાય તેવું થવા પામે નહીં, તે ઉપર લક્ષ રાખશો.

( અત્રે નવા ટ્રસ્ટીઓ કરવાના તેમનાં નામો છાપ્યાં નથી. )

૮ વળી ટ્રસ્ટીઓની નિમનુક કરવી તે માત્ર સાત વરસનેજ માટે કરવી હાલની માફક હૈયાતી સુધીના કરવા નહિ. એક વખતે નીમીને તેમને જીંદગી સુધીનો પટો કરી આપી ખુરશીપર બેસાડવાથી તેઓ બેપરવા બનવાનો સંભવ રહે છે, માટે થોડી મુદતની નીમનોક કરવી વાજબી લાગશે. જનરલ તથા સબ કમીટીના ચેરમેન દાખલ અમોએ શેઠ આલમશાનું નામ ઉપર સુચવેલું છે, એનું કારણ એ છે કે તેઓ ઘણા વરસના અનુભવી હાઇકોર્ટના વકીલ છે. આ કામમાં કાયદા તથા કાનુનો ઘડવાના છે, અને એ કામ માટે તેઓ બધી

વાતે લાયક છે. વળી ચેરમેન પણ એવા જોઇએ કે તેઓ સ્વતંત્રપણે કામ કરે અને તકરાર વખતે પોતાનું રૂલીંગ હિંમતથી ખરે રસ્તે આપે, કે જેથી અંજુમનનો વિશ્વાસ એના ઉપર રહે. ખોટા રૂલીંગો આપવાથી પરીણામ નબળાં આવે છે. મુદાસર કામ ચાલે ને કોઇને આડે ફાટવા દેય નહીં, એવા મજબુત હાથે કામ કરનાર ચેરમેનની જરૂર છે. ને તેવા માણસ અમારા ધારવા મુજબ શેઠ આલમશા છે.

૯ ત્રસ્ટડીડનું કામ હાલ જે તબકે આવેલું છે તે તો માત્ર પાશેરામાં પહેલી પુણી તરીકે ગણવા જેવું છે. ખરેખર કામ તોલક્ષ રાખીને હવે કરવાનું છે. પરંતુ અત્યાર સુધીમાં અમને જે જે હરકતો તથા મુશીબતો નડી છે તેનો પુરો ખ્યાલ આપવો કંઈ સહેલ વાત નથી. પત્ર વહેવાર ચલાવવામાં જે મહેનતો પડી છે તે તો કશા હિસાબમાં નથી. સીધે રસ્તેની તેમજ બહાદુરી તથા પ્રમાણીકપણેની વિરૂદ્ધતા તો બેશક આશીર્વાદ સમાન ગણાય, ને તેને પહોંચી પણ સહેલાઇથી વળાય; પરંતુ જ્યાં અદેખાઈ, ખુશામત, લોભ, લાલચ, શરમ, મરવત, વચમાં આવે ને અથડે ને તેને લીધે ઘેર ઘેર અણબનાવ ને મારામારી થાય તે ઘણું હીણું લગાડનારૂં છે. ધણી તથા ધણીઆણીને ખટપટ ઉભી થાય, બાપ દીકરાને મારામારી કરાવે, ભાઇ ભાઇમાં કેર વસાવે, સગાવા'લામાં અણગમો પેદા કરે, અને દોસ્ત આશનામાં મીના કેશો કરે, અને વળી દેશ પરદેશથી ભલામણો તથા કાગળો મંગાવીને તથા અનેક નાપસંદ કરવા જોગ ઉપાય લઇને એવા કામો થાય ને લડાઇઓ સળગે, ને વળી એવા માણસોના હાથે કે જેના નામ સાંભળતાની સાથે કમકમાટ છુટે એવી હકીકતો જોઇ અમને ઘણી વખતે વીચાર પડતો હતો કે માણસ જાતનો સ્વભાવ કેટલે દરજ્જે સ્વાર્થી અને હલકો છે. તેમાં વળી કુલ અંજુમનના સાહેબો ઘણા નરમ તથા રાંક છે તે માટે હીંમત આપવા તથા સરળ રસ્તો બતાવવાની જરૂર છે. તેઓ અંજુમનની મીટીંગમાં હીંમતથી ઉભા રહે, અને રીતસર કામ કરી શકે તેટલા માટે અમોએ

ઉપર કમીટીઓ વગેરે કેવી રીતે ભરવી, ને શું શું કરવું તે વીગેરેની સુચનાઓ કરી છે. અંજુમનના સાહેબોએ ખાતરી રાખવી કે એ કામ ઉપર અમે પુરતી નજર રાખતા રહીશું કે ત્રસ્ટડીડનું કામ કેવી રીતે ચાલે છે તે જોતા રહીશું, ને કભી જો પસોપેસ, ખટપટ, ખોટી તકરાર, ભંગાણુ વગેરે જોઇશું તો તરત વચમાં પડી ખરો ઇન્સાફ લેવા માટે બીજે ઠેકાણે દાદ લેવાને અંજુમનને સઘળી મદદ કરવાને અમો તૈયાર છીએ.

૧૦ ફરી ફરીને આવો વખત આવવાનો નથી, માટે પાછળથી પસ્તાવો નહીં થાય તેવી રીતે કામ લેજો. ને જે સત્તા ખુદ અંજુમનનાજ હાથમાં જોઇએ તે છોડી દેશો નહીં. દાખલા તરીકે દરેક અભણુ માણુસ પણુ પોતાની પુંજીનો હીસાબ વરસમાં એક વખત જોવા માંગે છે. પરંતુ આપણી અંજુમનનો હિસાબ આઠ વરસે પણુ ખા૦ બા૦ આદરજી બતાવતા નથી. તો એનું નામ શું કહેવાય? જે વારે અમારા તરફથી ઉપરા છાપરી ત્રસ્ટડીડની તાકીદો થઇ ને કોરટે જવાની નોટીસ ગયા સપટેમ્બર માસમાં મળી ત્યારે સમજણુ આવી કે આ વાતને લીધે કોર્ટમાં નાલાશી ખુલ્લી થશે. તેથી સને ૧૯૧૧-૧૯૧૨-૧૯૧૩નો હીસાબ હાથમાં લઇ બેઠા ને સને ૧૯૧૯ના ફેબ્રુઆરી માસમાં છપાવીને બહાર પાડયો. વળી તે હીસાબ સાથે પોતાનો એક રીપોર્ટ પણુ છાપેલો છે, ને ઓડીટરોની સહીના શેરાઓ પણ તેમાં બતાવેલા છે, પરંતુ કોઇ ઠેકાણે તારીખ, માસ, કે સાલ બતાવેલાં નથી કે જે આટલી લાંબી મુદતે એટલે આઠ વરસે હીસાબ બહાર આવેલો છે, તે વાત કોઇ સમજી શકે નહીં ને આજે પણ હજુ ગયા પાંચ વરસનો હીસાબ પણુ બાકી છે. એ વાત કેટલી તાજુબી ભરેલી છે! વળી હીસાબમાં "જે જનરલ ખાતું," કે જે ખરી રીતે અંજુમનની ખુદની પુંજી છે, તેના ખરચની તપસીલ જોવામ આવતી નથી. આવા અધુરા હીસાબ બતાવવાને બદલે હીસાબ રજુજ નહિ થાય તે બહેતર છે. શું એનું નામ તે રીતસરના હીસાબ કહે

વાય ? આઠ આઠ વરસે હીસાબ રજુ કરીને ટ્રસ્ટી સાહેબો અંજુમનની દરગુજર ચાહે છે, ને લુલા સબબ બતાવે છે કે બધાં મળીને હીસાબમાં પાંચશો ખાતાંઓ છે, તેથી દેર થઇ હતી. એક તલાટી એના કરતાં વધારે ખાતાંઓ તથા ચોપડા રાખે છે, ને રૂપીઆ ૨૦) ના પગારમાં તમામ હિસાબ વખતો વખત તૈયાર કરે છે. આપણી પંચાતમાં ઘણા નોકરો મોટા પગારના છે, તો પણ આવા હલકા હિસાબ રાખવામાં આઠ વરસ લાગે ને તે વાતમાં અંજુમન બેદરકાર રહે, તો પછી પારકા લોકો હસે તેમાં શી નવાઈ! કબી જો ટ્રસ્ટડીડ થયું હોતે તો આવી રીતે કદી પણ ચાલી શકતે નહીં. દર વરસે રીતસરનો હીસાબ રજુ કરવાની કાયદાસર ફરજ ટ્રસ્ટી સાહેબો ઉપર રહેતે અને જો આવા આઠ વરસો તો શું, પણ એ વરસ ઉંઘમાં કહાડતે તો કોર્ટ આ ભારે કસુર કબી માફ કરતે નહીં પણ બધા ટ્રસ્ટીઓને એકદમ દુર કરવાનો હુકમ તાબડતોબ આપતે તેમાં જરા પણ શક નથી. વળી ગંભારો પણ કોઇની મકદુર નહોતી કે તે બંધ કરવાની હીમત કરેજ કેમ? વળી એક ખાતાના રૂપીઆ બીજા ખાતામાં પણ કદી વપરાતે નહીં. અજુમન રીતસર ઇલાજ લેય તો કોઇથી પણ ગંભાર બંધ થાય નહીં. કાયદો તુરત ફરજ પાડે. માટે વેળાસર તજવીજ કરો.

૧૧ જમાતના મુખીઓ અને ટ્રસ્ટી બાબત તા. ૨૧-૨-૧૯નું મુંબઈનું "પારસી અને પ્રજામિત્ર" જે અભીપ્રાય આપે છે તે બોધકારક ધારી અત્રે નીચે આપેલો છે કે જે વાંચવાંથી સર્વે સાહેબોને એક જાતની રમુજ મળશે. "કેટલાક શેઠીઆઓ અને ટ્રસ્ટીઓ "જેવો પોતાને જમાતના ગરીબ ભાઇઓ ઉપર સાહેબી ભોગવવા" "માટેજ અને ગરીબોને કચડવા માટેજ પેદા થયલા સમજે છે," "તેઓને હું વખતો વખત બેહદ માન સહીત ચાબુક ચચરાવતો" "આવ્યો છું, પણ પેલી કહેવત છે તેમ કુતરાની પુછડી વાંકી તે" "વાંકી. આજકાલ કેટલાક શેઠીઆઓ અને ટ્રસ્ટીઓ એવા પણ છે"

"કે જેઓને પોતાની ખામી દેખાડવામાં આવે તો તેઓ ઘોડાના"
"તોબરા જેવા મોહોડાના થોબડા ચઢાવે અને તેઓ એમજ માને"
"છે અને પોતાના પુછડાઓને એમજ મનાવે છે કે અમો ખામી"
"રહીત છીએ. અને કોણની માએ સુંઠ ખાધી છે અમારી તરફ"
"પોતાની આંખ પણ ઉઠાવી શકે? ભલે, તેમની ગમે તેટલી ખોટી"
"તારીફના બાકાં ફૂંકાય પણ પોતાની સાચી ખામી યા ખરી ભુલ"
"દેખાડનારા તેઓના મનથી હડહડતા શત્રુ છે."

ભરૂચ તા૦ ૨૧ માર્ચ ૧૯૧૯

સોરાબશા હોરમસજી.
નશરવાનજી સેરીઆદજી જીનવાલા.
બમનશા જામાસજી.



ટ્રસ્ટડીડનો સવાલ જુનો ચોત્રીસ વરસનો છે.

ચોત્રીસ વરસે ટ્રસ્ટીઓએ રજુ કરેલા નમુનેદાર
ખરડાની ખુબીઓ !

હાલના ચાલુ છ ટ્રસ્ટીઓને જીંદગી સુધી
કાયમ રાખવાનો પટો જોઇએ છીએ !

---

ટ્રસ્ટીઓની સંખ્યા પાંચથી કમી નહિ અને સાતથી
જાદે નહિ જોઇએ, એટલે હાલનું મામા-માસીનું
બનેલું મંડળ જારી રાખવું.

હવે પછી ટ્રસ્ટીઓની નીમનોક સાત
વરસને માટે કરવી.

---

ખરચની બાબતમાં તમામ અધિકાર ટ્રસ્ટીઓના
હાથમાં રાખવો.

ટ્રસ્ટીઓ પોતાની નજરમાં આવે તેમ ખરચ કરે અને
એક ફંડમાંથી બીજા ફંડમાં લઈ જઈ શકે.

---

ટ્રસ્ટીઓની ચુંટણી કરવાની ભલામણ ધુળધાણી જેવી છે.

ટ્રસ્ટીઓ પોત પોતામાંથી ચેરમેન નીમે, ને પોતાના
કામકાજ માટે પોતેજ રૂલ ઘડીને અમલ કરે.

ચેરમેન પોતે ચાહે તેને જોડીયા મેનેજીંગ ટ્રસ્ટી નીમે: વીગેરે.

---

**હવે સવાલ કે અંજુમનને અધિકાર શું શું છે ને કેટલો છે?**

**જવાબ—અંજુમનનો અવતાર રાંડીરાંડ ડોસીના જેવો કરેલો છે.**

---

**અંજુમનનો ખરો ખેરખાહ તેજ હોવો જોઇએ કે જે આવું ટ્રસ્ટડીડ બનાવીને જાવેદાન સુધી અંજુમનને હાથે તથા પગે સાંકળ વડે બાંધીને રાખે કે કોઈ વખત ફીતુર કરે નહિ, અને ટ્રસ્ટીઓને નમી નમીને ચાલે.**

**હજુ પણ અંજુમનની આંખ અને કાન ઉઘડશે કે નહિ?**

---

શ્રી ભરૂચની પારસી પંચાએતના ફંડના ટ્રસ્ટડીડ કરવાનો સવાલ ઘણો જુનો પુરાનો છે. અત્યાર સુધી લોક માન્યતા તો એ સવાલ ચોદ વરસનો જાણતી હતી. પરંતુ હાલમાં શેઠ એરચશા નવરોજજી ગાંધીએ ન્યુસ પેપરની જુની ફાઇલો ઉપરથી સાબેત કરી આપ્યું છે કે ચોદ વરસનો નથી. તેમ તેને ચોવીસ વરસ પણ ઓછા પડે, અને તે તો ચોતરીસ વરસનો જુનો સવાલ છે, અને નવ વરસ ઉપર તે સવાલની સીલવર જુબીલી ગએલી તેવારે તેની જુબ્બેસ પાછી "ભરૂચ સમાચાર" પેપરમાં જાગી રહી હતી. પરંતુ તે પેપરના લખાણની દરકાર પોતાના રીવાજ મુજબ ટ્રસ્ટીઓએ સહેજ પણ કરી નહોતી.

હવે જયારે ગયા નવ માસ થયાં એ બાબતની ખરેખરી પુછપુરછ ચાલી ને ચાંપતા ઇલાજો લેવાયા તેવારે ખા૦ બા૦ આદરજી મંચેરજી દલાલે પોતાના જોડીયા ટ્રસ્ટીઓ પાસે ટ્રસ્ટડીડનો ખરડો ખુદ પોતાની

સત્તાથી ઉભો કરાવીને તા૦ ૩૦ મી માર્ચ ૧૯૧૯ ને રોજ અંજુમનની મહા માથાકુટે બોલાવેલી મીટીંગમાં રજુ કીધો, તે ખરડાની ઉડતી ખબર લેવાની જરૂર જણાય છે.

આ ખરડો હાલમાંજ છપાઇને બહાર પડેલો છે. તે ફુલ્સકેપ કાગળ ઉપર છપાએલો છે. કાગળનો અર્ધો ભાગ હાસીયા તરીકે કોરો છે, અને બીજી બાજુ ઉપર છાપેલો છે, અને બીજી બાજુ કોરી છે. એવી રીતે પોણા નવ પાના ઉપર તે છપાએલો છે. એક કાગળની એવી આઠ બાજુઓ થાય તેમ છે. એટલે કે આખા કાગળ કરતાં સહેજ લખાણ વધે એટલું છે, અને તેમાં વળી ખુબી એ છે કે દર પાનાના મથાળે અને તળીયે મળીને આશરે આઠ આંગળ જગા કોરી રાખી છે. તે લંબાઇના ચોથા ભાગ કરતાંયે જાદે જગા થાય છે, અને જો તે ખાલી જગા બાદ કરીએ તો એ ત્રસ્ટડીડનું તમામ લખાણુ એક ફુલ્સકેપ કાગળ ઉપર સમાઇ જતાં પણ ઘણી જગા તેમાં ખાલી રહે. હવે વિચારવાનું એ છે જે આટલે બધે વર્ષે ત્રસ્ટડીડ જેવો ભારે અને કીમતી દસ્તાવેજ એવો શસફુસ બનાવેલો છે તે ભારે અફસોસ કરવા જેવું છે. વળી તે તૈયાર કરતાં એમના પોતાના ખુલાસા મુજબ નવ માસ થયા છે. આટલા જુજ અને દમ વગરના લખાણુને આટલી લાંબી મુદત લાગે કે કેમ તે સવાલ તપાસતાં નીકલે છે કે એ નવ પાના પૈકી પહેલાં બે પાનાં તો પ્રસ્તાવના છે. તે હરકોઇ બીજા દસ્તાવેજ ઉપરથી નકલ કરેલી લાગે છે, અને બાકીના ભાગના લખાણો પૈકી બીજા ત્રણ પાના જેટલું જ્યાદે લખાણુ તેવીજ રીતે ઉતારા કરેલા છે. એટલે કે અરધા ભાગ ઉપરનો તો ખરો ઉતારો છે, અને બાકીના ભાગ ટાપટીપ લાગે છે. આવી રીતનું એક દમ વગરનું પટાકડું રજુ કરવામાં નવ માસ શા માટે થયા હશે, તેનું કારણુ સમજવું ઘણું સહેલું છે. જ્યારે કોર્ટે ચહડવાનો મામલો આંખ આગળ આવી ઉભેલો જોયો તેવારે આઓ એક હસી

કાઢવા જોગ નમુનેદાર ખરડો દેખાડીને "પોતાની પવિત્ર ફરજ પોતે કરી બજાવી છે." એમ પોતે ખુલાસો કરે છે.

વળી આ કીમતી ખરડાનું પોકલપણું કોઈ પકડી શકે નહીં તે ખાતર લાંબી મુદત થઇ પોતાના વાજીંત્રો તથા તરેહવાર પુછડાંઓ મારફતે એમ સમજાવવામાં આવતું હતું કે "બાઇઓ, ટ્રસ્ટડીડ તો સાદું અને સુતરૂ જોઇએ," કે આગલ ઉપર કાંઇ તકરાર પડે નહીં અને કોર્ટે જવાનો મામલો ઉભો થાય નહીં ને વળી તેની સાથે પોતે પણ હાલમાં અનેક વખત ભાર દઇને એજ મુજબ મીટીંગમાં બોલતા જણાતા હતા. આથી કરીને એમ સમજવામાં આવતું હતું કે પોતે બનાવેલો ખરડો તો સાદાઈ અને સુતરાઇનો એક ખાસ નમુનો હશે ને વળી એવો તોફો હશે કે આગળ જતાં કાંઈ પણ તકરાર થવાનો જરા પણ સંભવ રહેસે નહીં. પણ જ્યારે એ ખરડો છપાઇને બહાર આવ્યો તેવારે તો વાઘને બદલે કાગ દેખાયો. આ ખરડો એવો છે કે તે કસા દમ વગર તેમજ દરેક વાતે તકરારો ઉભો કરનારો અને હરકોઇ સખ્સ હરકોઈ કલમને માટે ચાહે તો કોર્ટમાં ઘસડી જઈ શકે તેવો છે. ખા૦ બા૦ આદરજી સુધારાના સાથી ભરૂચ તથા મુંબઇ શહેરમાં ગણાય છે. તેમણે એ ખરડો આવો લુલો તથા કંકાસના મુળનો ભરપુર કેમ બનાવ્યો હશે તે થંડકથી શોધી કાઢવા જેવું છે. હવે એટલું નહીં પણ એમણે જે જે બાબતનો અધીકાર વીગેરે ટ્રસ્ટીઓને આપવાની ખુલ્લી તથા ભેદી ભલામણો કરેલી છે, તે ઉપર હવે સહેજ સાજ નજર ફેંકવી જરૂર લાગે છે. ટુંકમાં કહીએ તે અંજુમન પૈસા ભર્યા કરે ને ટ્રસ્ટીઓ પોતાને ફાવે તે રીતે તેનો વહીવટ કરે, અને અંજુમનથી જરાપણ ચું કે ચાં થાય નહીં એવો સુતરો ને સાદો ટ્રસ્ટડીડનો ખરડો અંજુમનના એક ખરા ખેરખાહ તરીકે રજુ કરેલો છે, કે પાછળથી કોઇને મહેનત લેવાનો રસ્તો ખુલ્લો રહેજ નહીં.

કલમ ૨—જંગમ અને સ્થાવર મીલકતોનો વહીવટ પોતાની નજરમાં આવે તેવી રીતે ટ્રસ્ટીઓ કરવા માંગે છે, ને તે પણ વળી "ચાલતા આવેલા વહીવટ મુજબ" વાપરવા માંગે છે. એ રીવાજ તો ટ્રસ્ટીઓની મરજી મુજબનો હતો તે રીવાજને પોતાના આધાર તરીકે સમજાવીને અંજુમનને બાજુપર મુકે છે, એવો અધિકાર આપવો સલામત છે કે કેમ તે વીચારવાનું છે.

કલમ ૭—વેપાર ધંધાને માટે કોઇને નાણાં ધીરવા સારૂં કુલ અધીકાર લેવા માંગે છે, પણ ધીરવાની રકમની હદ બતાવેલી નથી. તેથી પોતે ચાહે તેને ને તેવી રીતે અંજુમનને ભોગે નીહાલ કરી શકે.

કલમ ૮—(ડ) એ બાબતમાં પણ સ્વતંત્ર અધીકાર માગે છે, કે પોતે ચાહે તેટલી રકમ બક્ષેશ આપે અગર દર માસે ખર્ચી શકે. એની પણ હદ હોવી જોઇએ.

કલમ ૮—(ઇ) મહેતા સીપાઈ વીગેરે તમામ એસ્ટાબ્લીશમેંટ કેટલું અને શા પગારથી રાખવું, તે પણ ટ્રસ્ટીઓ નક્કી કરે. ટ્રસ્ટીઓ તો ફાવે તેટલો પગાર આપે અને પછી તે માણસ પાસેથી ખાનગી વીગેરે કામ કરાવે. ભરૂચના કલેકટર સાહેબને પણ તે અધીકાર નથી, તો ટ્રસ્ટીઓને હોવો જોઇએ નહીં. ટ્રસ્ટીઓનું કામ તો નક્કી ઠરાવેલાં માણસો રાખી લેવાનું છે. કબી મંજુર કરેલી નીમણુંકમાં ફેરફાર જણાય તો અંજુમન પાસે મંજુરી માગે.

કલમ ૮—(ફ) પંચાત હસ્તક ચાલતી નિશાળો તથા સુવાવડ ખાતાનો ખર્ચ ચલાવવાનો બધો અધિકાર ટ્રસ્ટી સાહેબો માગે છે. આ પેટા કલમ ઘણીજ ભેદ ભરેલી છે. તે મુજબ તો ટ્રસ્ટીઓ ચાહે તેટલો ખર્ચ છોકરા અને છોકરીઓની ગુજરાતી તથા અંગ્રેજી નિશાળો ઉપર કરી નાંખી શકે, ને અંજુમનથી કાંઇ બોલી શકાયજ નહિં. આજે પણ હજારો રૂપીયા ખરચી નાખેલા છે. તે રકમો ક્યાંથી આવી, તે કોઇ જાણતું નથી અને ટ્રસ્ટીઓને અસેમસે પુછતાં તો

જાણે પોતે સાંભળતાજ નથી, એવું બતાવીને બેસે છે. શેઠ મંચેરશાની હાલની યાદીમાં પણ એમણે ખુલ્લું પુછેલું કે જનરલ ફંડમાંથી છોકરીઓની અંગ્રેજી નિશાળમાં શું ખર્ચ થાય છે, પણ તેનો તેઓ જવાબ આપતા નથી. હવે વગર અધિકારે ખરચેલાં નાણાં બાબત ખુલ્લું ચેલંજ થયા છતાં ચુપકીદી પકડીછે. તો પછી કાયદાસર સત્તા મળેથી ત્રસ્ટીઓ નિશાળ વિગેરેમાં મનમાનતો ખર્ચ કર્યા કરશે. આવો અધિકાર એમને હોવો જોઇએજ નહિં.

કલમ ૯—(ગ) ને (હ). ઉપર મુજબ વગર અંકુશે ખર્ચ કરવાની રીતિથી પોતે નહિં ધરાતાં વળી તે શિવાય બીજા ખાતામાં પણ પોતાને જરૂર લાગે તેમ ખરચો કરવાનો અધિકાર ત્રસ્ટીઓને જોઇએ છીએ. ટુંકામાં કહીયે તો એનું નામ એ કે ત્રસ્ટીઓ પોતેજ પોતાને પસંદ આવે તેમ દરેક બાબતનો ખર્ચ કરવા સારૂ પટો ખુલ્લે ખુલ્લી રીતે માગે છે.

કલમ ૧૦—વળી હરકોઈ બક્ષેશ રાખવી કે ના પાડવી તેનો પણ અધિકાર ત્રસ્ટીઓને જોઇએ છીએ. અંજુમન કશા હીસાબમાં નથી.

કલમ ૧૧—આ કલમમાં જે સત્તા માગીછે, તેતો વળી બધા કરતાં સરસ છે કે એક જાહેર ફંડની ખોટ પોતે બીજા ફંડમાંથી પુરી પાડે, એટલે તો કાંઇ બાકી રહેજ નહિં. પોતે મનપસંદ ખર્ચ કરે અને આ કલમથી અંજુમનની આંખો તથા મોં બંધ થાય.

કલમ ૧૨—જનરલ ફંડમાંથી પોતે ગમે તેવી રીતે વહીવટ કરવા માગે છે, ને તે એવી રીતે લલચાવીને લખેછે કે "પંચાયતનાં સામાન્ય લાભ માટે કોઇપણ કામ માટે કોઇપણ વખતે વાપરવાને ત્રસ્ટીઓને સત્તા છે." એનું નામ શું કહેવાય? જો કબી અમુક સેજ રકમની હદ ઠેરવી હોત તો કાંઇક લેખાસર ગણાતે. આ તો આખું કોલું એક કોલીઆમાં ગળી જવા જેવું છે.

કલમ ૧૩-૧૪-૧૫—ત્રસ્ટીઓની નિમનોક વિગેરે બાબત ખુલ્લુ

વિચારવાની વાત છે. પહેલું તો નરમ ઘી જેવી વાત મંજુર કરાવે છે કે હાલના ૭ ત્રસ્ટીઓ જીંદગી સુધી કાયમ ગણવા. એ ત્રસ્ટીઓ કોઇક કોઇકનાં ઉઠીઆણે એટલે નિમાઇ ગયા છે, તેમને જીંદગીનો પટો જોઇએ. પણ ખરો ને નેક રસ્તો તો એ છે કે તેઓએ પોતાના ઓદ્ધા રાજીખુશીથી છોડીજ દેવાજ જોઇએ. વળી ત્રસ્ટીઓની સંખ્યા સાતથી જાદે રાખવી નહિં, એટલે કે હાલમાં "મામા માસીનું" મંડળ કાયમ રહે ને વળી ચેરમેન કોરમ વિગેરેની રૂલો પણ તે લોકોને ફાવે તેમ તેઓ બનાવ્યા કરે, ને અંજુમન મુંગે મોંહોઢે જોયાં કરે. જે જે અધિકાર ખુદ અંજુમનને જોઇએ તે પોતે ત્રસ્ટીઓ રાખવા માગેછે.

કલમ ૧૬—વળી ત્રસ્ટીઓ નીમવાની તથા તેમની લાયકાતની રીત પણ જુના વખતની છે, ને આજના વખતને સરમાવે તેમ છે. આજે તો રીતસર વોટીંગ કાર્ડથી ચુંટણી કરવી જોઇએ કે સર-સીફારસ ચાલે નહીં.

કલમ ૨૨—પંચાયતનો સેક્રેટરી રાખવાનો ને તેનો પગાર નક્કી કરવાનો તથા જોડીયા મેનેજીંગ ત્રસ્ટી રાખવાનો અધિકાર પણ ચેરમેનને જોઇએ છીએ. આદરજી શેઠ પોતે મેનેજીંગ ત્રસ્ટી છે જ અને પોતાના ભાઇ રતનજી હાલમાં જોડીયા ત્રસ્ટી લખાયલા છે. તે કાયદાસર ઠરે ને પછી તો કાંઇ વાત બાકી રહીજ નથી. અંજુમન અંજુમનને ઘેર ગઈ. "તાતે નામે હમે" "પાતે નામે હમે" "ભ્રાતે નામે હમે" "હમે હમે" એવી હોરમજદ યસ્ત ભણવાની વાત છે.

કલમ ૨૫—અંજુમનની મીટીંગ પણ ત્રસ્ટીઓ બોલાવે, અને જો બીજાઓને બોલાવવાની જરૂર હોય તો માંહી એટલાં તો વિધન રૂલથી નાંખેલાં છે કે, વાત બનવીજ મુસ્કેલ છે.

એ વિગેરે બીજી ઘણી બાબતો પરચુરણ છે કે જે અત્રે લખ-વાની જગા નથી. પ્રથમથી અંજુમનને વિનંતી કરવામાં આવી હતી કે નવો ખરડો કરવા સારૂ વિચાર પૂર્વક કમિટી નિમવી જોઇએ ને

તેનો ચેરમેન તો કોઇક સ્વતંત્ર ગૃહસ્થ હોવો જોઇએ. એ બાબતમાં અંજુમને દરકાર રાખી નહિં, અને મીટીંગમાં જે જે તદબીરો થઇ તે તો સૌને મશહુર છે, ને ફાવતી કમિટી ગોઠવઇને આદરજી શેઠ ચેરમેન થયેલા છે. તો હવે જોવાનું છે કે કમીટી કેવી રીતે કામ છેવટ લાવે છે. પોતાની તરફના મેમ્બરોનો ભાગ મોટો છે, તેથી ફાવતી વાતો જરૂર મંજુર થશે, ને અંજુમન તો રાંડીરાંડ ડોશી કરતાં નપેતર હાલતમાં રેહશે. જો આનું નામ ટ્રસ્ટડીડ કહેવાય તો પછી આગળ ચેતવણી મુજબ અંજુમનનો અવતાર ઘેટાં કરતાં તે નપેતર થઈ જશે, માટે હજુ પણ વખતસર ચેતવાનું છે. મીઠી મીઠી વાતોથી વેચાઇ જવાનું નથી. ખરડો ધ્યાન દઇને વાંચતાંની સાથે હર કોઇને પણ તુરત સમજણ પડે કે ટ્રસ્ટીઓનું વલણ શું છે, અને અંજુમનને કેવી રીતે બનાવવા સારૂ ચાહે છે.

અંજુમનનો ખરો ખેરખાહ તે જ સખ્સ હોવો જોઇએ કે આવું તોફો ટ્રસ્ટડીડ બનાવવાની હિમાયત તથા ભલામણ કરીને જાવેદાન સુધી અંજુમનને હાથે તથા પગે-દોરડાં ને બદલે-લોખંડની સાંકળ વડે બાંધીને રાખે કે કોઈ વખત ફીતુર કરે નહીં અને ટ્રસ્ટી-ઓને નમી નમીને ચાલે. જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે.

આ તમામ પંચાતી એકજ રસ્તે દુર થઇ શકશે, કે હાલમાં જે "મામા માસીનું" વિચિત્ર મંડળ છે, તેમાં ૭ ટ્રસ્ટીઓ છે, માટે મીટીંગમાં સમતોલો રાખવા ખાતર બીજા નવા આઠ ટ્રસ્ટીઓ નીમવા જોઇએ. હાલના ટ્રસ્ટીઓનાં મંડળથી થયલા ગેરફાયદાનો તાજો દાખલો તો છોકરાઓની અંગ્રેજી સ્કુલનો છે, કે ખા. બા. આદરજીની નામના રાખવામાં આ સ્કુલમાં દોઢ વરસની મુદતમાં અંજુમનને આશરે ત્રણ હજાર રૂપીઆની ખોટ ગઈ છે. એ મોટી ખોટને માટે કોણ જવાબદાર છે તેનો ખુલાસો આદરજી શેઠ મહેરબાની કરી જણાવશે કે અંજુમનને કાંઇક સંતોષ મળે.

આ ટ્રસ્ટડીડનો રજુ કરેલો ખરડો તો ગોયા એક ગુલામગીરીનું ખત છે. શું અંજુમનને જરાપણ પઇભાર અક્કલ નથી, એવું ધારીને આ ખરડો બનાવવા તથા રજુ કરવાની હિંમત ધરી છે? ભલે ભલે. અંજુમનના પૈસાનો વહિવટ કરવા નિમેલા માત્ર ટ્રસ્ટીઓ આવા રસ્તા લેય છે તેથી અંજુમને તેમનો મોટો ઉપકાર માનવો જોઇએ.

ભરૂચ તા. ૨૩ એપ્રિલ ૧૯૧૯.

સોરાબશા હોરમસજી
નસરવાનજી સેરીઆદજી જીનવાલા.
બમનસા જામાસજી.



# ભરૂચની પારસી પંચાતના ફંડનું કમનશીબ ટ્રસ્ટડીડ.



**કાલાવાલા અને ભાઇબાપે જે પાંત્રીસ પાંત્રીસ વર્ષો સુધી ખોરંબે હતું તે ઇન્સાફની કોર્ટના તેજદાર નેઝાનું નામ સાંભળતાંજ તૈયાર થઇ જવા આવ્યું.**



"A trust is a sacred duty from Provid^nce, for the abuse of which, tho trustee is deeply answerable. It aught not to be subservient to his will & pleasure." (*Burke.*)

"ટ્રસ્ટ તો ખોદાતાલાની દરધામાંથી ઉતરી આવેલી એક પાક ફરજ છે, અને તેનો ગેર ઉપયોગ કરવા બદલ ટ્રસ્ટી પોતે ભારે જવાબદાર છે. કોઇ ટ્રસ્ટીની મરજી તથા ખુશીને તાબે કદી પણ ટ્રસ્ટ રાખી શકાય નહિ."

ટ્રસ્ટડીડ તો હમેશાં અંજુમનનાં હીત સાચવવા ખાતરજ થાય છે. તે કોઇ અમુક માણુસ, અગર માણુસો, અગર ટ્રસ્ટીની મોટાઇ અને મગરૂબી જાળવી રાખવા કદી પણ બનાવવામાં આવતું નથી.

ખોદાઈ રાહા અને નેક ઈન્સાફ ઉપર નજર રાખીનેજ તે બનાવવું જોઇએ. તેમાં પક્ષાપક્ષી અને ખેંચમ ખેંચા અને ખટપટ કદી ન જોઇએ.

ટ્રસ્ટીઓએ પોતે તૈયાર કરી રજુ કરેલો ખરડો તો ઉમદા (?) વિચારોથી દરેક બાબતમાં ભરપુર હતો. તમામ અધિકાર પોતાનાજ હાથમાં જારી રાખવા જોઇતો હતો, ને અંજુમન પાસેથી ગોયા

ગુલામગીરીનું એક ખત લખાવી લેવા જેવું હતું. ભોળી અંજુમન તરફ તેમના ટ્રસ્ટીઓએ પોતાની પવિત્ર (?) ફરજ અદા કીધી તે એનું નામઃ

એ ખરડો તો એક નમુનેદાર (?) ઇતિહાસીક દસ્તાવેજ તરીકે હંમેશાંને માટે ખાસ જાળવી રાખવો પડશે.

અંજુમને નીમેલી કમીટીએ ટ્રસ્ટીઓએ બનાવેલા તોફા ખરડામાં મોઠા ફેરફાર કરેલા છે, તો પણ હજુ તેમાં ઘણી ખામીઓ છે, અને તેનાં કારણો દીલગીરી ભરેલાં છે તે સૌ કોઇ સમજે છે. તે ખામીઓ ભારે અને નુકશાનકારક છે.

તે દુર કરવાની આ છેલ્લી તક જવા દેવામાં આવશે તો આંખે પાટાબાંધીને ખાડામાં પડવા સરખું થશે, ને જાવેદાન સુધીની જોખમદારી હાલની અંજુમનના શીર રહેશે અને તેમને તથા તેમનાં ફરજંદોને તેનાં કડવાં ફળ ભોગવવાં પડશે. હજુબી ચેતો—ચેતો—ચેતો.

---

અમારી મદેહનજર તા. ૨૧ મી માર્ચ ૧૯૧૯ માં અમોએ કેટલીક જરૂરી સુચનાઓ કરી હતી, અને તે ઉપર ખાસ લાંબી નજરે વીચાર કરવા સારૂ ભલામણ કરી હતી. તે પૈકી એક સુચના એ હતી કે તા. ૩૦ મી માર્ચ ૧૯૧૯ ના રોજ અંજુમનની મીટીંગ મળનારી હતી, તેના ચેરમેન ચુંટી કાઢવામાં એવા ગ્રહસ્થને પસંદ કરવો કે જેને ટ્રસ્ટડીડ બનાવવાના કામમાં જાણીબુજીને કરેલી ભારે ઢીલ સાથે કાંઇ પણ લાગતું વળગતું નહી હોય. આ સુચના ઉપર જોઇએ તેટલું લક્ષ અપાયલું નહીં અને તેનાં પરીણામ કેવાં નાખુશી ભરેલાં આવેલાં હતાં તેનો હવે અંજુમને વીચાર કરવાનો છે. વરસોનાં વરસની લાંબી ઢીલ બાબત જે ગ્રહસ્થ પાસેથી જવાબ અગર ખુલાસો લેવો જોઇએ, તેમનેજ આ મીટીંગના ચેરમેનની ખુરસી ઉપર બેસાડવામાં જે મોટું દીલ બતાવવા જતાં તુરતજ તે બાબતનો પસ્તાવો કરવાનો વખત ઘણાં ઘણાં સમજદાર શખસોની નજર આગળ

આવીને ઉભો રહ્યો હતો. તેના દાખલામાં પહેલું તો મી. એરચશા નવરોજી ગાંધી જેવા એક જુવાન તથા ઉત્સાહી માણસને ત્રસ્ટડીડનો ખરડો તૈયાર કરવાની કમીટીમાં નીમવાની એકથી જાદે મેમ્બરોએ દરખાસ્ત મુકેલી તથા તેને ટેકો આપેલો છતાં, તે સવાલ ચેરમેને મીટીંગમાં મુકેલો નહિં, અને તે ઉપર મત લીધા વગર, વાતચીતમાં એટલી બધી ગરબડ થવા દીધી ને તે સવાલ પડતો મુકીને તુરતજ બીજા કામ ઉપર ઉતરી ગયા. ચેરમેનની ફરજ હતી કે તે બાબત ઉપર મેમ્બરોના મત લેવા જોઈતા હતા, ને ત્યારબાદ રીતસર નીકાલ કાઢવો હતો. મી. એરચશાહની સામે શા માટે આવી રીતે ચાલવામાં આવેલું હતું તેનાં કારણો શોધવા જવાની જરૂર નથી, પરંતુ જો ચેરમેન પોતે તેનાં કારણો દેખાડશે તો લોકો સમજીને સંતોષ માની લેશે.

બીજી બાબત એ હતી કે અંકલેશ્વર કસ્બાનાં બે ગ્રહસ્થોનાં નામો ત્રસ્ટડીડ તૈયાર કરવાની કમીટીના મેમ્બરો તરીકે મુકાયલી દરખાસ્તમાં સુચવવામાં આવેલાં હતાં. તે વિરૂદ્ધ ઘણા મેમ્બરોએ તકરાર લીધી કે તેઓ કાંઈ ભરૂચની અંજુમનના માણસો નથી, કોઇ વખત આગળ અંકલેશ્વર કસ્બાના અગર પરગામના કોઇ માણસોને એવી રીતે દાખલ કરેલા નથી, અને તેમને લેવાયજ નહી; તે વારે ચેરમેન ખા. બા. આદરજીએ પુર ગંભીરાઈથી ખુલાસો કીધો કે એ બે નામો મારા પોતાના કહેવાથી દાખલ કરેલાં છે, અને તેનું કારણ એ કે અંકલેશ્વરની અંજુમનના આશરે વીશ હજાર રૂપીઆ આપણી ભરૂચની અંજુમનમાં અનામત જમે રાખેલા છે માટે તેમને મીટીંગમાં નીમવા જોઇએ. તે ઉપરથી ઘણા જણાએ તેમને જવાબ વાળેલો કે સુરત તથા બીલીમોરાની અંજુમનનાં નાણાં મુંબઈની પંચાત પાસે અનામત છે તો શું તે બે શહેરના માણસોને મુંબઇ શહેરની અંજુમનની મીટીંગમાં બેસવાનો હક કોઈ વખત આપવામાં આવેલો છે? આટલી હદે તકરાર થઈ, તો તેનો નીકાલ કહાડવાનો હક તો મીટીં-

ગને હતો. ખુદ શેઠ આદરજી એક વેપારી છે. તેમની પેઢીમાં જો કોઇ સખસ રૂ. વીશ હજાર અનામત મુકે, તો તે સખસને પોતાની પેઢીમાં ભાગીયા યા મેમ્બર તરીકે પોતે કદીપણુ સમજનાર નથી. તે છતાં આવી વિચિત્ર દલીલ મુકી અને મુળ તકરારને નિકાલ કરવાનો અધિકાર પોતે પોતાના હાથમાં લઇને વાત માંડી વાળી અને તેને મીટીંગમાં મુકી નહી, એ વાત કેવી કહેવાય? અને તેનો ખુલાસો પોતે શું આપી શકશે? વળી ત્રીજી બાબત એ હતી કે ખુદ ખાન બહાદુરને તથા તેમના ભાઇને બાગ બાગ બનાવી દેનારી એક હસવા સરખી દરખાસ્ત એઓના મળતીયાઓ પૈકી રજુ થઈ. આ દરખાસ્તની મીટીંગનાં કામ સાથે જરાપણુ નીસબત નહોતી, અને તે લાવી શકાયજ નહી, તે છતાં સર્વેની અજાયબી વચ્ચે તે આવીને પડી. અને જાદે અજાયબી તો એમ ઉભી થઈ કે ચેરમેને તે પસંદ કરી મંજુર કીધી એટલે તમામ મીટીંગ ખળભળી ઉઠી કે એમને ગીલી લાગવાની દરખાસ્ત લાવવા સારૂ અત્રે મીટીંગ ભેગી થએલી નહોતી, અને તે દરખાસ્ત તદ્દન ગેરવાજબી હતી. જ્યારે જોવામાં આવ્યું કે આ દરખાસ્ત પસાર થનાર નથીજ, અને તે ઉડી જશે અને તેના અર્થ દુનીયામાં જુદાજ થશે, તે વારે તે દરખાસ્ત પાછી ખેંચાઇ લેવાઈ હતી. કામ ચલાવવાની આવી રીત તથા આવા નવાઇ જેવા રૂલીંગો તો ભરૂચની શરમાળ પારસી અંજુમનજ સાંખી શકે. ખા. બા. આદરજી અનુભવી ગૃહસ્થ છે. આશરે ૪૩ વરસ થયાં ગ્રેજ્યુએટ થયલા છે. ઘણી ઘણી મીટીંગમાં હાજરી આપી હશે ને રીતભાતથી વાકેફગાર છે. છતાં આવા તરેહવાર રૂલીંગો તેમણે કરેલા છે. હવે ફરીથી એકવાર ચેતવણી આપવાની જરૂર દીસે છે કે હવે ત્રસ્ટડીડ છેવટનું મંજુર કરવાનો વખત આવેલો છે. તેની મીટીંગમાં ફોકટની શરમ અને ખાલી મશ્વત તથા સ્વાર્થ ને લોભ તેમજ ખુશામત ને પક્ષાપક્ષી બાજુપર મુકીને માત્ર લાંબી નજર તથા ડહાપણુ વાપરીને એવા ગ્રહસ્થની એ મીટીંગમાં ચેરમેન તરીકે ચુંટણી કરવી કે તે

નીયમસર મીટીંગનું કામ આટોપી લઈ શકે. તા. ૩૦ માર્ચ ૧૯૧૯ ને રોજ ભરાએલી અંજુમનની મીટીંગનો હેવાલ તા. ૨૧મી એપ્રીલ ૧૯૧૯ રોજના સાંજ વર્તમાનમાં આવેલો છે. તે વાંચી જોવાથી ખાત્રી થશે કે તે વખતે કેટલી હદે, કેવી રીતે, આખા શહેરમાં ખુશામતીયા માણસોએ ઘેરે ઘેર ને દુકાને દુકાન ફરીને ધમાલ ચલાવી મુકી, અને લોકોને આડે રસ્તે ઉતારેલા હતા. હવે તેવા માણસોથી ખાસ સંભાળ રાખવાની છે કે પોતાના ખાનગી કામના અર્થે તેઓ ફરીથી ભોળા લોકને ઉંધે રસ્તે લઈ જાય નહી. આ કામ આખ્ખી અંજુમનનું છે, તે રાસ્તી અને નેક વીચારથી હળીમળીને કરવાનુંછે, એમાં આટલી બધી ખટપટ કરવાની શી જરૂર હતી તે સમજણ પડતી નથી. "ફલાણા ભાઇને જીતાવજો," ને "ફલાણા ભાઇને હરાવજો" એવી હસદ આવા કામમાં હોય કે? દેશ પરદેશ તો શું, પણ ખોદાતાલાની દરગહમાં પણ આવી ચાલથી સરમાવા જેવું થાય છે. વળી ત્રસ્ટડીડનો ખરડો તૈયાર કરવા માટે મુકરર થએલી કમીટીના ચેરમેન પણ શેઠ આદરજીને કરેલા ને તે મીટીંગમાં કેટલીક ને કેવી કેવી વાતો થઈ ગએલી તે અંજુમનમાં તાજી પથરાએલી છે એટલે તે વીશે અત્રે લંબાણ કરવાની જરૂર જણાતી નથી. પણ સર્વે હકીકત ઉપર નજર કરતાં એટલી વાત સીદ્ધ થાય છે કે આવી મીટીંગનો ચેરમેન એવો જોઇએ કે જેને આ તકરારી સવાલ સાથે ઝાઝી નીસબત કે લેવું દેવું હોય નહીં.

ખાસ જરૂરની ખુદ યાદ રાખવા જોગ વાત એ છે કે, આ ત્રસ્ટડીડ બનાવવાનો મુળ હેતુ તો અંજુમનના હકો બધી વાતે જાળવવાનો છે, ને સરળ ને રીતસર નાણાંનો ઉપયોગ કરવા દેવા માટે નિયમ નક્કી કરી આપવાનો છે, અને પોતાનાં કામો વગર કારણની હરકતે બજાવવા સારૂ ત્રસ્ટીઓને જરૂર જેટલોજ અધિકાર આપવાનોછે. જો જરૂર કરતાં જાદે અધિકાર આપવામાં આવે તો આગળ ઉપર અંજુમન ભારે નુકશાનમાં આવી પડે; અને જો ત્રસ્ટીઓને

અધિકાર રીતસરનો અને જરૂરી મળે નહીં તો, ડગલે ને પગલે તેમનું કામ કરવાને અડચણ પડ્યા કરે. માટે પાકો વિચાર તથા સારી સમજ સાથે કામ લેવાનું છે. જરૂર કરતાં જાદે અધિકાર જો ત્રસ્ટીની તરફેણમાં માગવામાં આવે તો તુરત સમજવું કે અત્રે નેક વિચાર દુર જતો રહેલો છે. આ ટ્રસ્ટડીડ મંજુર કરતી વખતે કદિ પણ એવો વિચાર કરવાનો નથી કે આ વાતથી હાલના ત્રસ્ટીઓ ખુશી થશે, કે દિલગીર થશે. એમની ખુશી, અગર દિલગીરીનો આ સવાલ છેજ નહી. ત્રસ્ટડીડ રજીસ્ટર થયા બાદ એક જાતની બેડી અંજુમનના હાથ ઉપર આવી પડશે, માટે જે જે સવાલ આવે તેમાં અંજુમનનું હીત કઈ રીતે સાચવીને સંભાળી શકાય તેજ નક્કી કરવું ને બીજી તરફ જોવું નહિં. હાલના ત્રસ્ટી તો ઉંમરે પુગી ગયલા છે. લેકીન ત્રસ્ટ-ડીડ તો જાવેદાન સુધી અમલમાં રહેનારૂં છે. માટે ત્રસ્ટડીડના દરેક અક્ષરે અક્ષર ઉપર વિચાર કરીને મંજુર કરતા જવાનું છે. ત્રસ્ટ-ડીડના સંબંધમાં ત્રસ્ટીઓએ અંજુમન તરફ કેવી વર્તણુંક આજસુધી ચલાવેલી છે, તે તો સૌ કોઇ જાણે છે. આટલા બધા પાંત્રીશ વરસ સુધી ત્રસ્ટડીડ કર્યું નહિં, તેમજ કરવા દીધું નહિં; અને હવે જ્યારે તેઓએ ખરડો પોતે બનાવીને અંજુમનની મીટીંગમાં મંજુર કરવા રજુ કીધો, તે ખરડો કેવી તરેહનો હતો, તે ઉપર ઉડતી નજર કરતાં તુરતજ કોઇપણ સખ્સ કહી શકશે કે તેમાં તો તમામ અધિકાર ત્રસ્ટીઓએ પોતેજ રાખવા માગેલો હતો, ને અંજુમનને કશા હીસા-બની નહિં ગણીને, રાંડીરાંડ ડોસી તરીકે બાજુપર ફેંકી દેવાની તજ-વીજ કરી હતી. આવી રીતે કરવાનો શો હેતુ હોવો જોઇએ? કેટલાક જણા તો એમ વાત લાવેલા કે જાણે ત્રસ્ટીઓની જગા જાવેદાનસુધી હાલના ટ્રસ્ટીઓનાં ફરજંદા-ફરજંદમાં કાયમ રાખવાની હોય તેમ દીસે છે, પ્રમાણીકપણે અંજુમનનું હીત હૈયે રાખીને આવો નમુનેદાર ખરડો કોઇપણ સખ્સ રજુ કરવાની હિંમત ધરે જ નહિં. જ્યારે આવો પવન ફુંકાએલો છે તો અંજુમને ચેતીને ચાલવું જોઇએ,

ને એમ નહીં સમજવું કે ફલાણી બાબતમાં ટ્રસ્ટીઓએ ભલામણ કરી છે, તેથી તેજ ખરી હશે. ડગલે ને પગલે અંજુમને વિચાર કરતા જવું કે અંજુમનનું હીત શામાં સમાયેલું છે. ને જરૂર જેટલી કામની સગવડને માટે જે અધિકાર ત્રસ્ટીઓને જોઇએ તેટલોજ આપવો ને બાકીનો અંજુમને પોતાના હાથમાંજ રાખવો. સંભાળ રાખવી કે હવે જો તમો "કાકાના ભત્રીજા" બન્યા તો તમારી ફરજ બજાવવામાં તમે ભારે ગફલત કરી છે, ને તેનાં કડવાં ફળ તમારાં ફરજ દોને તમારા વારસામા સોંપી જશો, ને તેનો ભારે જોખમ તમારે માથે રહી જશે. દરેક જણે તે દિવસે મીટીંગમાં પોતાનો પ્રમાણીક ને અપક્ષપાત વિચાર બાહિંમતથી જણાવવો જોઇએ અને કોઇની શરમથી અંજાઇ જવું નહિં.

ખુદાતાલા ખુશામતીઆ માણસથી પન્હે રાખે. ખુશામતીઓ પોતાની જાતને હલકી પાડે છે, એટલુંજ નહીં, પરંતુ જે સખ્સની ખુશામત કરે છે, તેને પણ સાથે હલકો પાડે છે. હવે કેટલાક ખુશામતીઆ બરાડા મારે છે કે ખા. બા. આદરજીએ તો પંચાતનું ફન્ડ વધારીને આઠ દશ લાખ રૂપીઆનું બનાવેલું છે, અને સામાવાલાઓ તો ફન્ડમાં માત્ર નામનીજ રકમો ભર્યા કરે છે. હવે વિચાર કરો કે આ તકરારમાં માત્ર એકજ સાદો સવાલ સમાયલોછે કે આટલાબધા વરસો થયાં ખા. બા. આદરજીએ વારંવાર કબુલાતો આપ્યા છતાં ટ્રસ્ટડીડ બનાવવાનું કામ શા માટે પાંતરીશ વરસો સુધી ખોરંએ નાંખી મુકેલું છે. ખા. બા. આદરજી કહે કે "હા, તમો ટ્રસ્ટડીડ બનાવો મારી તમને રજા છે," તોજ ત્રસ્ટડીડ બનાવવું જોઇએ ? અને તે કરવાની ફરજ પાડવાનો બીજા કોઈ ગ્રહસ્થને હક શું નથી? ને તે સવાલ ઉભો કરનાર સખ્સે કાંઈ ગુનોહ કીધો છે? કોઇ કમઅક્કલી માણસ પણ એવી બેહુદી વાત બોલી શકે નહી. પંચાતનું ફન્ડ શા કારણથી વધેલું છે, તે સવાલને અત્રે કશો સંબંધ નથી. તોપણ તકરારની ખાતર બોલીએ છીએ કે ઘણાં વરસો થયાં સખાવત કરવા

ઉપર લોકોનો દીલગુર્દો ખીલેલો છે, અને ખુશી તથા ગમીની મીજ-
લસમાં ભારે ઉલટથી મોટી મોટી રકમો વારંવાર ભરાતી જાય છે,
તેને આ વાત ખરી રીતે આભારી છે, ને તેની સાબેતી ખુદ પંચા-
તનાં દફતરોથી જ ખુલ્લી માલમ પડી જાય છે. હવે વધારો થવામાં
તો શેઠ આદરજીની છેલ્લી આંગલી પણ આવેલી નથી. છતાં તેમને
ફોકટમાં કઢંગી હાલતમાં ખુશામતીયાઓ દેશ-પરદેશમાં લાવી મુકે છે.
જુઓ કે ગયા બાર વરસમાં માત્ર ગંભારો ખાતે રૂપીયા એક લાખ
ઉપરાંતની રકમ ભરાયલી છે. સૌ કોઈ જાણે છે કે શેઠ આદરજી
ગંભારાની ઘણા વિરૂદ્ધ છે. તકરાર તરીકે કબુલ કરીએ કે તમામ
ફન્ડનો વધારો એ શેઠે કરાવેલો છે, અગર આગળ વધી કહીએ કે
પંચાતનું દશ લાખ રૂ. નું ફંડ એમણે પોતાના ઘરમાંથી આપેલું
છે, પણ જ્યારે તે રકમ પંચાતની થઇ તો શું પંચાતે ટ્રસ્ટડીડ બના-
વવું નહી જોઇએ? સાદી સમજ તો એમ ભલામણ કરે છે કે જેમ
ફન્ડ મોટું થાય તેમ ત્રસ્ટડીડની વધારે જરૂર છે, ને તે તાકીદે કરવુ
જોઇએ. જેમ વખત જશે તેમ તે બનાવવાનો સ્ટેમ્પ ફી વિગેરેને
ખરચ વધારે થશે. ભરૂચની નજદીકમાં સુરત શહેર છે, ત્યાં ખા.બા
બરજોરજી નસરવાનજી વકીલ પંચાતનો તમામ વહીવટ કરેછે. ને તે
ખરી તારીફલાયક સેવા બજાવે છે, છતાં તેઓ પોતાનાં તારીફોન
બાકાં ફુંકતા નથી, તેમજ ફુંકાવતા નથી, અગર કોઇને ફુંકવ
દેતા નથી. સુરત તથા મુંબઈનાં ઘણાં ન્યુસપેપરો સાથે
તેવણને ઘાડો સંબંધ છે, તે છતાં તેમાં પોતાની તારીફ
આવવા દેતા નથી. સુરતની રીતભાત જુઓ અને ભરૂચની
રીતભાતનો વીચાર કરો. વળી ખુશામતીયાઓ આટલી હદે
બોલતાં પણ ધરાતા નથી, અને બકારો કરે છે કે કાંઈ હાંસલ વગ
આદરજી શેઠ અંજુમનની સેવા બજાવે છે. પરંતુ માણસ જાતન
સ્વભાવ ઉપર વીચાર કરતાં જણાય છે કે એઓ પોતાને પણ દેશ
પરદેશ ઓળખાણ પાળખાણ, ધંધા ધાપા, વીગેરેમાં તેમજ સરકાર

દરબારમાં પણ તેમને પોતાને લાભો મળ્યા વગર રહ્યા નથી. માટે અંજુમનના સાહેબોએ આવી આવી લબાડીઓ ઉપર જરા પણ લક્ષ આપવાનું નથી. તેમનું કામ તો એજ છે કે કોઇ ગ્રહસ્થને ગેરવાજબી ખુશી, અગર ગેરવાજબી દીલગીર કરવો નહી, અને અંજુમનના હીત ઉપર ખુબ નજર રાખવી. વળી વીચાર કરવાનો છે કે આટલા બધા વરસો થઇ ગયા છતાં, અંજુમને તેમજ ત્રસ્ટીઓએ અનેક ઠરાવો પસાર કર્યાં છતાં પણ જ્યારે આદરજી શેઠ ત્રસ્ટડીડ થવાની તજવીજ થવા દેતા નથી, તો પછી અંજુમનની મદદે શું કોઇએ જવું નહીંજ જોઇએ? ને ત્રસ્ટડીડ બનાવવાની એ શેઠને ફરજ શું નહી પાડવી જોઇએ?

અંજુમને નીમેલી કમીટીએ હવે એક ખરડો તૈયાર કરલો છે તે સહેજ મુદતમાં છેવટનો મંજુર થવા સારૂં રજુ થશે, તે વખતે પુરી સાવચેતી રાખવાની છે. આપણા ટ્રસ્ટીઓએ જે ખરડો રજુ કીધો હતો તે તદ્દન નકામો હતો. અને તેમાં ટ્રસ્ટીઓ તમામ અધીકાર પોતે હાથમાં રાખવા માગતા હતા. અને અંજુમનને ઠીકરાં બરોબર ગણીને બાજુપર ફેંકી દીધી હતી. તે ખરડો તો બેશક ઘણીજ દીલગીરી ભરેલી રીતે એક હાથ બધો અધીકાર એકઠો કરવાનો એક નમુનેદાર દસ્તાવેજ હતો. પરંતુ અંજુમને નીમેલી કમીટીએ તેમાં મોટે ભાગે ફેરફાર કરી અંજુમનના કેટલાક હકો સાચવેલા છે, તો પણ તેમાં હજુ ઘણી ખામીઓ છે. અને તે સુધારવાની ખાસ જરૂર છે. એ ખામીઓ કમીટી મધે રહી જવાનાં ઘણાં કારણો જણાય છે. તે અત્રે લંબાવવાની જરૂર નથી. "કોઠી ધોઈ કાદવ કાઢવામાં" હવે કાંઇ ફળ નથી. તે સુધારી લેવાની અંજુમનને તક છે. આશા છે કે હીંમત તથા એકદીલીથી તેમ બનવું ઘણું સહેલું છે. આ તક ખોઈ તો ફરીથી કોઇ દીવસ તે હાથ આવવાની નથી.

અંજુમનનું પ્રથમ કામ જોવાનું એ છે કે હવે થોડી મુદતમાં

મળનારી મીટીંગનો ચેરમેન પસંદ કરવામાં પુરતી નજર રાખવી જોઇએ. હર કોઈ મીટીંગમાં તેના ચેરમેનનાં સીધાં અને પ્રમાણિક કામ કરવાની રીત ઉપર સારાં ફળ આવવાનો મોટો આધાર છે.

હવે ત્રસ્ટડીડના ખરડાની કેટલીક ખામીઓ જણાય છે તે નીચે બતાવવામાં આવે છે.

પાનું ૧ પેરા ૩ લાઇન ૯–"પંચાત તરફથી વખતો વખત ચુંટી કહાડેલા ત્રસ્ટીઓ." એ શબ્દો નુકશાનકારક આગળ ઉપર નીવડશે. કેમકે હાલના કોઈપણ ટ્રસ્ટી રીતસર ચુંટી કહાડેલા નથી. તેઓ તો "ઓટલા ઉડીયાણાની મીજલસમાં" માત્ર વીચીત્ર રીતે નીમાઇ ગયા છે. માટે "પંચાત તરફથી વખતો વખત ચુંટી કહાડેલા" શબ્દોને બદલે "પંચાત ટ્રસ્ટીઓ" રાખવા.

પાનું ૨ પારસી અંજુમનની વ્યાખ્યા—મ્યુનિસિપાલ હદથી ફરતી બે માઇલની હદ રાખીછે તે ઘણીજ છે, એટલી બધી હદ રાખવામાં કાંઈ ફળ નથી. તે કમી કરીને એક માઇલ રાખવી જોઇએ. અને વળી પરદેશીની બાબતમાં વરસ ૩ ના વસવાટની મુદત છે તે ઘણી કમી છે. નોકરીએ આવેલા એવા પંખેડુ ઘણા ઉભા થશે. માટે તે દશ વરસની મુદત રાખવી જોઇએ. તેમ કરવામાં જરાપણ નુકશાન કોઇને નથી.

કલમ ૧ સીડયુલો હજુ તૈયાર નથી.

કલમ ૭ (અ)-આ પેરાની રચના બીલકુલ સરળ ને રીતસર નથી, તેથી ફરી રચવી જોઇએ.

કલમ ૭ (બ)–આ કલમ બરોબર નથી ને તેની રચના ગુંચવણ ભરેલી છે. તમામ મકાનનો રીપેર ખરચ તથા તેના અંગતના નોકરોનો પગાર એ ખાતે એટલે "જનરલ ફંડ" ખાતે લખવા તે હીસાબી રીતથી ઉલટું અને ઇન્સાફથી બેહુદું છે. દાખલા તરીકે જો સુવાવડખાતાનું મકાન હોય તો તે સુવાવડ ખાતે તેના રીપેરનો ખર્ચ

પડવો જોઇએ. નિશાળનું મકાન હોય તો તે નિશાળ ખાતાનો ખર્ચ નિશાળ ખાતે તેમજ લાઇબ્રેરીનું મકાન હોય તો તે લાઇબ્રેરી ખાતે તેનાં રીપેર તથા નોકરનો ખરચ લખવો જોઇએ.

કલમ ૭ (ક)—આ કલમમાં એકદમ હદ વગરનો અધિકાર ટ્રસ્ટીઓને આપવામાં આવેલો છે. છોકરીઓનાં લગનના ખરચ માટે મદદ તેની કાંઇપણ હદ નક્કી થવી જોઇએ. કબી આવા પણ દાખલા બની જશે કે ખટપટીયા તથા લાગવગવાળાઓને હદ ઉપરાંત મદદ મળશે, અને ગરીબ ને રાંકને ઘણીજ ઓછી મદદ મળશે તેનો તાજો દાખલો ખુદ બનેલો છે. એક સાલેસ માણસને એવી મદદ આપવા સારૂ ખોલેલા ઉઘરાણામાં ખા. બા. આદરજીને પ્રથમ ચીઠ્ઠી લખીને પુછવામાં આવેલું, તેને પોતે ચીઠ્ઠી લખીને જવાબ આપ્યો કે પંચાત તરફથી તેને રૂ. ૧૫૦)ની મદદ આપીશું, બાદ બીજે દિવસે ઓફી-શીયલ લખાણ પોતે કીધું કે રૂ. ૧૦૦) આપી શકીશું. હવે એમના લખાણ ઉપર ભરૂંસો રાખીને રૂ. તો ભરાયા. પાછળથી શેઠ આદર-જીએ વિચાર ફેરવી નાંખ્યો, ને વળી રૂ. સોને બદલે રૂ. ૫૦) આપવાનું નક્કી કીધું. એ બાબતમાં એમને લખવામાં આવેલું કે દુનીયામાં સૌથી મોટી ચીજ તો વચન પાળવાની છે અને અંજુમ-નની આબરૂ આ વચન મુજબ ચાલવામાં સમાયેલી છે. તે છતાં ખા. બા. આદરજી પોતાની મરજી મુજબ કરવા બેઠા, તે વારે એમને રીતસર કહેવામાં આવેલું કે આવું કામ તો ટ્રસ્ટીઓની કમિટીએ કરવાનું છે, ને ખુદ તમારા એકલાના અધીકારથી કરવાનું નથી. તે વારે તે કામ ત્રસ્ટીઓની મીટીંગમાં રજુ થયું. હવે હાલના ત્રસ્ટીઓનું મંડળ તો મામા માસીનાં સગાંવહાલાનું બનેલું છે. અને એક બીજાની શરમ રાખવા જતાં આપેલા વચન ઉપર કોઇએ વીચાર કીધોજ નહી. તે વારે છેવટ તેમને લખવાની જરૂર પડી હતી કે હવે પછી પંચાત તરફથી કાંઈ ઉઘરાણું થશે તે વખતે પંચાતનો ફાલો પ્રથમથી અપાયા બાદ કેટ-

લાક ગ્રહસ્થો પોતાને ફાલો આપશે. એ બાબતની નોંધ લેશોજી. કે અંજુમનની આબરૂ સૌથી ચઢતી હમેશા જોઇએ. માટે ઉપર કહ્યા પ્રમાણે કાંઈ અમુક હદ નક્કી થવી જોઇએ.

વળી બીજી જાતની મદદની પણ હદ નક્કી થવી જોઇએ.

કલમ ૭ (ફ)–કેળવણી પાછળ ખરચવામાં કાંઇ પણ હદ રાખીજ નથી, તે મોટી વીચારવાની વાત છે. આજ સુધી હજારો રૂપીઆનો ખર્ચ ત્રસ્ટીઓ પોતાની મરજી મુજબ કર્યા જાય છે, તેનો હીસાબ આજસુધી અંજુમનને બતાવ્યો પણ નથી. જરથોસ્તી છોકરાઓની અંગ્રેજી નીશાળ બે વરસ ઉપર કહાડવામાં આવી તેની ઉત્પત્તી ખા૦ બા૦ આદરજીની નામના કાયમ રાખવાની હીલચાલથી થયલી હતી. એ નીશાળમાં પંચાતને આશરે રૂા. ૩૦૦૦) ની ખોટ ગઇ, ને બે વખત તે નીશાળ બંધ કરવાના ઠરાવ થયા ને બે વખત તે ઠરાવો બાજુપર મુકયા. એક ઠરાવ તો ત્રસ્ટીઓએ ભેગા મળીને મીટીંગમાં કરેલો, પણ અજાએબ વાત એ છે કે તેને બીજેજ દીવસે મેમ્બરોમાં ખા૦ બા૦ આદરજીએ સરક્યુલર ફેરવીને તે ઠરાવ રદ કરાવ્યો, ને નીશાળ પાછી જારી રાખી. વળી નીશાળમાં આઠ દસ પારસીના છોકરા તો વીશ પચીસ પરનાતના છોકરા રાખીને ભરતી કીધી હતી. પૈસો આવી રીતે બેપરવાઇથી વાપરવામાં આવ્યો છે.

તેવીજ રીતે છોકરાઓની અંગ્રેજી નીશાળમાં આશરે વારસીક રૂપીઆ ૬૦૦૦) નો ખર્ચ છે. તે નીશાળ વીશ વરસ ઉપરાંતની નીકળેલી છે. પરંતુ તેનો હીસાબ કોઇપણ વખતે અંજુમનને બતાવેલો નથી. નજરમાં આવે તેવા માસ્તરો રખાય છે. ઘડીમાં અંગ્રેજી મડમ, તો ઘડીમાં પારસણ હેડમીસ્ટ્રેસ. તેના બંગલા ભાડું તથા ગાડીભાડુ વગેરેનો ભારે ખર્ચ થાય છે. વળી ઘડીમાં જુવાન મરદ માસ્તરો નીમાય છે. પરંતુ અંજુમન તેના કારભારના સંબંધમાં અંધારામાં છે. આવી રીતે કોઇએ દુનીઆમાં સમજેલું નહી હશે કે પૈસા આપનાર અંજુ-

અનને ખર્ચ બતાવવો નહી, અને ટ્રસ્ટીઓ પોતાની મરજી મુજબ ખર્ચ કર્યા જાય છે.

હવે વીચાર કરો કે જે વખતે ટ્રસ્ટીઓને કાંઇપણ બાબતનો ખર્ચ કરવાનો અધીકાર નહોતો તે વારે આટલો બધો ખર્ચ પોતાની આપ મરજી મુજબ કરતા હતા. તો જ્યારે તેમને આ કલમથી આટલો બધો ફુલ પાવર આપવામાં આવશે તે વારે કેટલી હદે વાત જશે તે કહી શકાય નહી. માટે કાંઈપણ જાતનો આંકોશ રાખવો જોઇએ.

છોકરીઓની અંગ્રેજી નીશાળના સંબંધમાં એક કમીટી નીમાએલી છે તે કોણે નીમેલી છે ને કોણ ગ્રહસ્થો નીમાએલા તેની કોઇને ખબર નથી. અને એ કમીટી શું કામ કરે છે. ધાર્યા મેળે તો શેઠ આદરજીએ ટ્રસ્ટીઓનાં નામની ઢાલ નીચે એ કમીટી મુકરર કરેલી છે ને તેના મેમ્બરો એવા છે કે એમનાજ પક્ષના છે, કે કોઈ પણ રીતે જરાપણ ખોડ ખાંપણ કાઢી શકે નહી, અગર તેને અજ-વાલામાં લાવી મુકે નહી. ખરૂ જોતાં તો એ કમીટી અંજુમનના તરફથી નીમાવી જોઇએ ને તે વાત ખરડામાં દાખલ થવી જોઇએ.

વળી બીજુ જરૂરનું એ છે કે આજ સુધી નીશાળનો પૈસો કેવી રીતે ખરચાએલો છે ને વહીવટ શા ધોરણ ઉપર થએલો છે ને કામકાજ સારૂં છે કે સડેલું છે, અને સડેલું છે તો તેને માટે કોણ જવાબદાર છે, તે નક્કી કરવા સારૂ એક સ્પેશીઅલ કમીટી અંજુમને નીમીને તપાસ કરાવવી, ને તેનો રીપોર્ટ માંગવો જોઇએ. આટલાં આટલાં વર્ષો થયાં નીશાળ નીકળેલી છે, તેનો હીસાબ તો પંચાતની રૂબરૂ રજુ થએલો નહી ને વહીવટ શી તરેહનો છે, તે વાત છુપી રાખવામાં આવી છે તે નક્કી કરવું જોઇએ. એક દાખલો અમો અહીં આપીએ છીએ. મરહુમ શેઠ નવરોજી અરદેસરજી ગાંધી-એ રૂ. ૫૦૦) ની રકમ પંચાતને એવી સરતે આપેલી છે કે તેના વ્યાજની રકમમાંથી દર વરસે એક ચાંદીની ચીજ જે છોકરી પહેલે

નંબરે પાસ થાય તેને ઇનામ આપવી. હવે લખવાને ઘણી દીલગીરી ઉપજે છે કે ૭ સાત વરસ થયાં એ ઇનામ કોઇ છોકરીને ત્રસ્ટીઓ તરફથી અપાએલું નથી. આશરે સવા વરસ ઉપર એ બાબત મરહુમ શેઠ નવરોજીના દીકરા એરચશાએ ખા૦ બા૦ આદરજીનું ધ્યાન ખેંચેલું તે વારે તેનો ઘણી લાંબી મુદતે એક ઉડાઉ જવાબ આપવામાં આવેલો હતો. વળી તેને પણ બાર માસ થઇ ગયા તો પણ ઇનામ આપવાનું મોંહ માથું નહી જણાયું, તે વારે ભાઇ એરચશાને સમજાવવા બેઠા કે ખા૦ બા૦ એ સલામ કહી છે કે હવે તમો એ વાત બંધ કરો, અમો તેના વીચારમાં છીએ. આ ઉપરથી સહેજ જાણવામાં આવશે કે નીશાળ ખાતામાં ગેર રીત દાખલ છે. અને કેટલી છે તે કોઇ જાણતું નથી. માટે ખાસ તપાસ કરવાની અવશ્ય જરૂર દીસે છે. આટલા બધા વરસોના ઈનામો અપાયાં નહી. તેનો હવે શો ઈલાજ ખા૦ બા૦ કરવાના છે? જે છોકરીઓએ મહેનત કરીને તે મેળવ્યાં હશે તેનાં દફતરો પણ હાલહવાલ હશે અને તે છોકરીઓ પણ નીશાળમાંથી ઉઠી ગઈ હશે ને તે કોણ હતી તે પણ નક્કી થવું મુસ્કેલ છે.

સુવાવડખાતામાં હાલમાં ટ્રસ્ટીઓએ પોતાનીજ મેળે અંજુમનની પ્રથમથી રજા લીધા વગર રૂા. ૬૦૦) આપવાનો ઠરાવ કીધેલો છે. તેને વધારીને એકદમ રૂા. ૧૫૦૦) ઉપર લઈ જવાની પરવાનગી આપી છે, અને વળી એથી પણ વધારે રકમને માટે રસ્તો ખુલ્લો રાખેલો છે. દર વરસે ભરૂચ જેવી નાની વસ્તીમાં આશરે પચાસ જન્મ થાય અને તે પૈકી આશરે ૩૦ બચ્ચાંનો જન્મ એ સુવાવડખાતામાં થવાનો સંભવ છે. તેના ઉપર ફક્ત અંજુમનની મદદ રૂા. ૧૫૦૦) આપવાની છે, એટલે એક જન્મ પાછળ રૂા. ૫૦) ની ખુદ અંજુમન તરફની મદદ અને તે ઉપરાંત વળી બીજા ગ્રહસ્થો તરફની મદદો છે તે હીસાબમાં લીધી નથી. કોઇપણ મેમ્બરે જરા લાંબો વીચાર કરીને તપાસ કરેલી નથી, કે હાલમાં શું ખરચ થાય છે,

અને તેની દેખરેખ કોણ રાખે છે. એ ખાતાની કમીટી કોણે નીમેલી છે, અને તે શા આધારે? જેવી સ્કુલ કમીટી નિમાઈ છે, અને જેવું કામ કરે છે તેવીજ આ પણ કમીટી છે ને તેનું કામકાજ પણ વીચારી લેવાનું છે. જે વારે આવી રીતે લખલુટ ખરચ કરવોજ હોય તો બેહતર રસ્તો એ છે કે આવી કલમો દાખલ નહી કરતાં કુલ અધિકાર પોતે ત્રસ્ટીઓને આપીને હાથ પગ જોડીને બેઠા બેઠા જોયા કરવું. દર વરસે રૂા. પંદરસોની રકમ ઉત્પન્ન કરવા સારૂ મોટી થાપણ બેતાળીસ હજાર ઉપરાંતની રૂા. સાડા ત્રણ ટકાના વ્યાજની સરકારી લોનોની જરૂર પડશે. આપણી પંચાતની પુંજીનો મોટો ભાગ એ સાડા ત્રણ ટકાની લોનમાં રોકાયેલો છે. એકી વખતે વગર તપાસે એવી અર્ધા લાખ રૂપીઆની રકમ કહાડી આપવા સારૂ શું આપણું ફંડ જોઇએ તેવું શક્તિવાન છે? અને તે ફંડ તો ફક્ત પાછું "જનરલ ફંડની રકમ." હવે વીચાર કરો કે આટલાં બધાં વરસો થયાં પંચાતનો હીસાબ છપાઇને બહાર પડે છે તેમાં એ જનરલ ફંડ ખાતાનાં જમા તથા ખરચનાં વ્યાજ હીસાબમાં ટ્રસ્ટીઓ લાવતા નથી. એ લોકો પાકા વેપારી છે, ને હીસાબ રીતથી વાકેફ છે. છતાં તેનો હિસાબ શા માટે આપતા નથી તેની કોઇએ તપાસ કરેલી નહિ. શા માટે નહી કરેલી તેનો જવાબ તો કોઇ આપતું નથી. પણ દેખીતી વાત એ છે કે કાંઈ મુદ્દાસર એ બાબતનો હીસાબ અપાતો નથી. હીસાબી કામમાં ખાનગી મુદ્દા હોવા જોઇએ નહિ. માટે એ જનરલ ફંડનો હીસાબ તપાસવો જોઇએ. અમોએ હાલમાં ગઈ સાલનો હીસાબ એ ખાતાનો પુછેલો તેનો જવાબ અમને મળેલો છે કે એ ખાતાનું વરસાયું હજુ કહાડીને નક્કી કરેલું નથી. વરસ પુરૂં થયાને ૯ માસ થઇ ગયા છતાં એક ખાતાનો હીસાબ થયેલો નથી તેનું કારણ અમારા સમજવામાં આવતું નથી. તો હીસાબ કેવી રીતે રખાતા હશે ને કરતા હશે? માટે એ ખાતાનો પાછલી સાલનો હીસાબ તપાસવા સારૂ પણ ખાસ કમીટી નીમીને રીપોર્ટ લેવો જોઇએ કે તેની

ઉપજ દર વરસે કેવી રીતે થાય છે, ને તેનો ખરચ કેવી રીતે કયા કયા કામમાં અપાયલો છે. અંજુમનની ખરી પુંજી તો એ જનરલ ફંડ છે છતાં તે ઉપર અંજુમનના તરફથી આટલી બેકાળજી રાખી એટલે ત્રસ્ટીઓએ આટલાં આટલાં વરસોનો હીસાબ આપવામાં અખાડા કરી દીધેલા છે. માટે અંજુમને હવે આંખો ઉઘાડવી જોઇએ ને હીસાબ ઉપર નજર રાખવી જોઇએ. હીસાબ આપવાની ટ્રસ્ટીઓની પહેલી ફરજ છે. તે છતાં આપ્યો નથી તેથી તે તપાસવાની જરૂર ઉભી થાય છે.

કલમ ૧૨–હાલના ત્રસ્ટીની નીમણુંક જીંદગી સુધીની ઠેરવેલી છે. અને હવે પછી નીમાનારા ત્રસ્ટીઓની નીમણુંક સાત વરસને માટે રાખેલી છે. બેશક સાત વરસની મુદ્દત બરહક છે. પરંતુ જીંદગી સુધીની નીમણુંક અક્કલથી ઉલટી છે. જે નીમણુંક કાયદાસર અને રૂલ મુજબ હવે થનારી છે તે થોડી મુદતની રાખવી અને જે નીમણુંકો તરેહવાર રીતે રાખરખાવટ અને ઓટલા ઉદીઆણાની મીજલસમાં તદન ન્યાયની રીતથી ઉલટી રીતે થએલી છે તેને જીંદગી સુધી ગણવી બરોબર નથી. ખરૂં જોતાં તો હાલના ત્રસ્ટીઓને બંધ પાડવા જોઇએ. અને તેઓએ પોતેજ અંજુમનના હીતને ખાતર તેમજ વળી અંજુમનનાં માનને ખાતર અને સૌથી તો ખુદ પોતાનાં માન અને આબરૂને ખાતર, બહાર પડીને રાજીનામાં આપવાં જોઇએ અને ફરીથી રીતસર ચુંટણીમાં દાખલ થઈ બીજાઓની માફક ચુંટાવું જોઇએ. સૌથી શોભા ભર્યો રસ્તો એજ છે. તેને બદલે તો જાણે આ મોટો અધીકાર અને તાજો–તખત જીવતાં સુધી જાળવી રાખવાની તેમની ખાલી ઇન્તેજારી હોય એમ દુનીઆને દીસે છે. એક વખતે એક સારા આબરૂદાર ગ્રહસ્થ તરફથી એવી વાત બહાર ચાલેલી કે જો ત્રસ્ટડીડ બનાવવાની ત્રસ્ટીઓને ફરજ પાડવામાં આવશે, તો તમામ ત્રસ્ટીઓ એકદમ રાજીનામાં આપી દેશે, ને પંચાતના કામનું ગાડું અટકી જશે. હવે ત્રસ્ટડીડનું કામ તો આટલી હદે પહોચ્યું છે

પરંતુ રાજીનામાનું તો કશું ઠેકાણું નથી. હવે નવી વાતો ઉડી રહી છે, કે પ્રથમ ખરડો મંજુર થઈ જશે, અને તે રજીસ્ટર થશે ને તેમાં હાલના ત્રસ્ટીઓ જીંદગી સુધી મંજુર થશે ત્યારબાદ રાજીનામાં આવશે, કેમકે તેઓ બતાવશે કે અંજુમનની મકદુર નથી, કે અમને કોઈ કહી શકે, અને અમે અમારો કક્કો ખરો કરી બતાવેલો છે. ખરેખર આ હસવા સરખા ગપાટા છે. અંજુમનથી ત્રસ્ટી છે. કંઈ અંજુમનના શેઠીયા ઉપરી નથી. કાયદાની નજરે તો ત્રસ્ટીનો દરજ્જો તો સાધારણ નોકરની બરોબર છે, પરંતુ માત્ર તફાવત એટલોજ કે સાધારણ નોકર તો પગાર યા મેહનતાણું લઇ મહેનત કરે છે, અને ત્રસ્ટીઓ વગર મેહનતાણે પરમાર્થી કામ કરે છે. પણ જેટલી પગારદાર નોકરને માથે કાયદાએ જવાબદારી નાખેલી છે, તેટલીજ ત્રસ્ટીને માથે છે. માટે આવા વાહીયાત ગપાટા ઉપર લોભાઈ જવું નહી. પરંતુ એકદીલી રાખીને હાલના ત્રસ્ટીઓની બાબતમાં લાંબો વીચાર કરવો જોઇએ. વીચાર કરવા જોગ એ છે કે ત્રસ્ટીઓનો ઓહ્દો એક સાધારણ અધીકારનો છે. તે છતાં પણ તેને વળગી રહેવાને તેઓ કેવા આતુર દીસે છે. એક દલીલ એમ બતાવવામાં આવી છે કે મુંબઇમાં જ્યારે નવું ત્રસ્ટડીડ થયું, તે વારે જુના ત્રસ્ટી ઓને કાયમ રાખ્યા હતા. બેશક તે વાત ખરી છે. મુંબઈની હકીકત જુદીજ છે. મુંબઇના ત્રસ્ટીઓ ઘણા માતબર અને સ્વતંત્ર વીચારના ગ્રહસ્થો છે, ને કોઇથી દોરાઇ જતા નથી ને પોતાનાજ વિચાર મુજબ ઇન્સાફની રાહે ચાલનારા છે. લેકીન ભરૂચમાં તો તદન ઉલટું થઇ ગયું છે, એક હાથ બધો કારભાર આવી ગયો છે, ને એક માણસ ચાહે છે તેમ બધાંને દોરે છે અને વળી બધાઓ મામા માસીના કુટુંબનું મંડળ થઇને બેઠેલું છે. વળી મુંબઇના ત્રસ્ટીઓ તો રીતસર મીટીંગોમાં નીમાએલા છે. તેમ ભરૂચમાં બનેલું નથી. આવું મંડળ તો તદ્દન વિચિત્ર કહેવાય.

રૂલ ૧૩–ત્રસ્ટીઓની સંખ્યા નવની રાખેલી છે. સાધારણ રીતે

એ સંખ્યા જોઇએ તેટલી છે, પરંતુ આપણે જોઇએ છીએ કે ટ્રસ્ટી-
ઓનું હાલનું બનેલું મંડળ ખરેખર મામા માસીજીનું કુટુંબ થએલું
છે, અને તે એટલે દરજ્જે ગએલું છે કે ભરૂચના પારસીઓને તે
બેશક ઘણુંજ હીણું લગાડનારૂં છે કે એવું મંડળ હસ્તીમાં આવવાજ
કેમ દીધું છે. હાલમાં એવા આઠ ટ્રસ્ટીઓ છે તે પૈકી બે જણાએ
રાજીનામાં મોકલ્યાં છે, તે બાદ કરતાં પણ હજી જુના ૬ ટ્રસ્ટીઓ
રહે છે, અને તેઓ તો જીંદગી સુધી કાયમ રહેવાની ખાએશ ધરા-
વતા દીસે છે. તો પછી એ છ જણાના અભિપ્રાય નવા ત્રણ ટ્રસ્ટી-
ઓના અભિપ્રાયને દર વખતે બાજુપર ફેંકી દેસે અને બધો અધિ-
કાર હાલમાં જેમ એક હાથે ચાલતો કહેવાય છે, તે તો પાછો
જારીજ રહેશે, અને વળી તેની સાથે જો તદબીરથી નવા પૈકી કોઈ
ગ્રહસ્થ તેમની પારટીનો અગર તેમનાં સગાં વહાલાં પૈકીનો દાખલ
થયો તો વધારામાં વળી વધારો આવી રીતે થશે. તે વખતે અંજુ-
મન તો ખરેખરી બાતલ હાલતમાં આવીને બેસશે, અને કોઈબી
કામમાં અંજુમન હીસાબમાં રહેશે નહીં. માટે એ બાબત ખુબ લાંબો
વીચાર કરવો અને વખતસર ચેતવું જોઇએ. એ સંબંધી બે રસ્તા
સીધા છે. જો હાલના ટ્રસ્ટીઓ રાજીનામું આપવા કબુલ કરે તો
નવની સંખ્યા વ્યાજબી છે. પણ તેઓ કબુલ કરે તેવી આશા નથી.
માટે દરેક બાબતમાં સમતોલ રાખવા માટે ત્રસ્ટીઓની સંખ્યા અઢાર
રાખવી ને બાર બીજા નવા ત્રસ્ટીઓ નીમવા. એ નિમણુંક કરવામાં
પણ બે ત્રણ ગ્રહસ્થો એમની તરફના દાખલ થવાનો સંભવ છે. એટલે
બેઉ બાજુઓ લગભગ બરોબર થશે. અને એ કલમમાં ઠરાવ કરવો
કે જુના ત્રસ્ટીઓની જે જગા ખાલી પડે તે ફરી પુરવી નહીં, અને
છેવટે હાલના તમામ ત્રસ્ટીઓ પુરા થયા બાદ જે પહેલી સાત વર-
સને માટે ચુંટણી થાય તેમાં ફક્ત નવ માણસોજ ચુંટવા ને ત્યારબાદ
તેજ રીતે અમલ કરવો. ટુંકમાં એ મામા માસીજીના વિચિત્ર મંડ-
ળનો અધિકાર તોડવો જોઇએ. ને આવી રીતે ગોઠવણ કરવામાં

કાંઇપણ અડચણ કોઇપણ પારટીને હોવી જોઇએ નહી. કબી આ રસ્તો પસંદ નહી હોય તો પછી વધારે માથાકુટ કરવામાં ફાયદો નથી, ને ત્રસ્ટડીડની પણ જરૂર નથી. માત્ર એકજ ઠરાવ કરો કે ફલાણો ફલાણો ગ્રહસ્થ નજરમાં આવે તેમ કારભાર કરી લે, અને અંજુમનને કશી વાતની દરકાર નથી. ખોદાતાલાના નામ ઉપર સુખડ લોબાન મુકીને હાથ જોડીને બેસી રહેવું તે વધારે સારૂં છે. ટુંકમાં, કામ કરવું હોય તો રીત અને ન્યાયસર કરો, અને નહી તો તે વાત ઉપર પુળોજ મુંકો.

કલમ ૧૪ માં ઠરાવેલું છે કે ત્રસ્ટીઓના ચેરમેન ત્રસ્ટીઓ વખતો વખત પોતે નક્કી કરી લેશે. એ રીત કોઈ વખતે ભારે પડી જશે. જેમ ત્રસ્ટીઓની નિમણુંક થાય તેમજ તેના ચેરમેનોની નિમણુંક પણ અંજુમને કરવી જોઇએ. બધે જ્યાં કમીટીઓ નિમાય છે, ત્યાં તેવોજ રીવાજ છે. મ્યુનિસિપાલીટી, ડીસ્ત્રીક્ટ બોર્ડ, સરકાર તરફની કમિટીઓ, અને કમીશન વીગેરેમાં ચેરમેન નીમવાનું કામ કોઈ કમિટીને સોંપતા નથી. તો આ સાત વરસની મુદત સુધી ચેરમેને કામ કરવાનું છે, અને આ ત્રસ્ટડીડ જાવેદાનનો દસ્તાવેજ છે. માટે આ અધિકાર અંજુમન પાસે રહેવો જોઇએ.

કલમ ૧૫ માં લખેલું છે કે "કોઈ ત્રસ્ટી ત્રસ્ટમાં ભાગ લેવા કે કામ કરવાને અશક્ત છે એમ બાકીના ત્રસ્ટીઓને જણાય તો તેની જગા પુરવા માટે અંજુમનની મીટીંગ બોલાવવી." આ અધિકાર ઘણો વિચિત્ર પ્રકારનો છે, અને એ વાત નક્કી કરવાનું કામ ટ્રસ્ટીઓને સોંપેલું, તે વળી વધારે વિચિત્ર છે. હરકોઈ ટ્રસ્ટી એવી રીતે અશક્ત થઇ ગયલાં છે એ વાત નક્કી કરવી ભારે જોખમ તથા તકરારનું મુળ અને મહેનતની વાત છે, માટે બેહતર રસ્તો એ છે કે ત્રસ્ટીઓની નાલાયકીના લીસ્ટમાંથી એ કારણ સમુલગું કાઢી નાંખવું જોઇએ. વળી બીજી બાબતોમાં જગા ખાલી પડવાની તારી-

અથી ત્રણ માસની મુદતમાં અંજુમનની મીટીંગ બોલાવવાની હદ રાખી છે, તે પણ વધારે છે, તે કમી કરીને બે માસ થવી જોઇએ. વળી તાજુબી ભરેલી વાત એવી જણાય છે કે મીટીંગ ભરીને તેમાં હાજર રહેલા ગ્રહસ્થોના મત લઇને ખુલ્લી ઉઘાડી રીતે ચુંટણી કરવાની રૂઢી આપણે ત્યાં દાખલ જણાય છે. એ રૂઢી તો જુના જમાનાની છે અને ઘણી અગવડ ભરેલી તથા કજીયા કંકાસના બીથી ભરપુર છે. આખી દુનીઆમાં આવી ચુંટણી માટે કાગળ ઉપર યા કાર્ડ ઉપર છુપી રીતે મત આપવાના છે. પાર્લામેન્ટથી તે ભરૂચના ગામડાના રહીસોમાં પણ વોટીંગ પેપરોથી મત લેવાય છે, અને તેના ઘણા ઘણા ફાયદા છે તે સૌ કોઈ જાણે છે. ખુલ્લી રીતે હાથ ઉંચા કરીને મીટીંગમાં મત આપવામાં મારામારી, અદેખાઈ, તકરાર અને તોફાનોનાં બી રોપાય છે, અને ઘણા મત આપનારાઓ તો એથી કંટાળીને મીટીંગમાં હાજર થતા નથી અને તે દીવસે પરગામ નાસી જઇને પોતાનો છુટકારો સમજે છે. હાથ ઉંચા કરી મત આપતાં તો મત આપનારને પોતાની મરજી મુજબ ચાલવાનું રહેતું નથી, અને પારકા સખસના હુકમ અને ખટપટને તાબે થવું પડે છે. વળી એવી રીતે મત લઇને ભેગા કરી નક્કી કરવામાં કેવી તકલીફ પડે છે, અને તે કામ કેમ થઈ શકશે તેનો એક દાખલો વીચાર કરવા આપવો પડશે. ધારો કે ત્રણ જગા પુરવાની છે, અને નવ ઉમેદવાર છે, અને મીટીંગમાં ૫૦૦ મત આપનારા હાજર છે. તો દરેક ઉમેદવારને માટે મત નક્કી કરવામાં કામ કેટલું અડચણ ભરેલું થઈ પડશે? ત્રસ્ટડીડનો ખરડો કરવા સારૂ નિમાએલી કમીટીની એક મીટીંગમાં એક ગૃહસ્થ તરફથી એવી દલીલ રજુ થઇ હતી કે ખુલ્લા મત આપવામાં આપણા લોકોમાં "મોરલ કરેજ" યાને જાહેર હીંમત આવશે. યુરોપીયનો અને અમેરીકનોમાં જેટલી જાહેર હીંમત છે તેટલી આપણા લોકમાં તે આવતાં હજુ બસો વરસ જોઇશું. છતાં તેઓમાં પણ મત છુપાજ લેવાનો રિવાજ ચાલુજ છે. માટે આ મત આપવાની

બાબત ઉપર ખાસ વીચાર કરવાનો છે, ને જે રૂઢી સુધરેલી દુનીઆએ નામંજુર કીધી તે ભરૂચમાં દાખલ કરવી નહીજ જોઇએ.

કલમ ૧૬ માં આટલો વધારો કરવો જોઇએ કે ત્રસ્ટીઓની કોઇપણ મીટીંગમાં કોઈ બાબતનો ઠરાવ કરવામાં આવેલો હોય, તે પાછો રદ કરવો પડે તો પાછી મીટીંગ મેળવી મેમ્બરો ભેગા થઇને કરવો, પરંતુ સરક્યુલર ફેરવીને તે રદ કરવો નહી. એમ થવાનું કારણ કે ઘણા દાખલા એવા બનેલા છે કે મીટીંગમાં કોઈ વાત રદ થાય છે, તે વારે સરક્યુલર કાઢી ઘેર મોકલીને તરેહવાર રીતે પોતાની મરજી મુજબ અભિપ્રાય લેવાય છે, જેમ થતું અટકાવવું જોઇએ.

કલમ ૧૭—ત્રસ્ટીની લાયકાતમાં જણાવેલું છે કે ત્રસ્ટી તરીકે ઉમેદવારી કરનાર સખ્સ "બાપદાદે" ભરૂચનો વતની હોવો જોઇએ. હવે "બાપદાદે" શબ્દનો અર્થ કેવો કરવો તે જણાવેલું નથી. કેટલી પેઢીઓ હોય તેને "બાપદાદે" ગણવો. માટે એ બાબત નક્કી કરવી જોઇએ, અગર તેમ નહી થશે તો તકરારનું બી રોપાશે.

કલમ ૧૮—મત આપનારાઓનું રજીસ્ટર દર વરસે ત્રસ્ટીઓએ તૈયાર કરવાનું છે. પરંતુ તેને પ્રસિદ્ધ કરવાનું ફરમાવેલું નથી. તો રજીસ્ટર તૈયાર થઇને ત્રસ્ટીઓની ઓફીસમાં પડી રહે, અને તેમાં કાંઈ ભુલભાત્ર હોય, અગર ખોટાં નામ દાખલ હોય, અગર ખરા નામો બાતલ હોય, તે વાત શી રીતે માલમ પડે? માટે તે પ્રસિદ્ધ થવુંજ જોઇએ. અને કોઇની અરજી ઉપરથી તપાસ થઇ તેમાં સુધારો વધારો થવોજ જોઇએ. તેમ ન હોય તો ત્રસ્ટીઓ પોતાને ફાવે તેનાં નામો દાખલ કરે અને ફાવે તેનાં નામો બાતલ કરી શકે. વળી દરેક સખ્સ ૨૧ વરસની ઉમરે પહોંચ્યો હોય તેટલાજ ઉપરથી તેને મત આપવાનો હક્ક આપવો બરોબર નથી. તેમાં જો કેટલીક ખામીઓ હોય તો તેને રદ બાતલ કરવો જોઇએ. દાખલા તરીકે તે ભારે સજામાં ગયેલો હોય વીગેરે.

કલમ ૨૦–ચેરમેન નીમવાનો અધિકાર આગળ કલમ ૧૪ માં કહ્યા મુજબ અંજુમન પાસે રહેવો જોઇએ. એ અધિકાર ટ્રસ્ટીઓને જોઇએ નહી.

કલમ ૨૨–જોઇન્ટ મેનેજીંગ ટ્રસ્ટી તથા પંચાતનો સેક્રેટરી નીમવાનો અધિકાર ટ્રસ્ટીઓને કદી આપવો જોઇએ નહી. એ બે જગાઓ ભારે જોખમની છે, ને તે નીમવાનું કામ અંજુમનનું હોવું જોઇએ. ટ્રસ્ટીઓને સેક્રેટરી નીમવાનો અધિકાર આપવાથી ખટપટ થવાનો અને લાગવગ ચાલવાનો ભારે સંભવ રહે છે. સ્વતંત્રપણે કામ કરવાને બની શકે તે કારણનેજ લીધે સેક્રેટરી પોતાની નિમણુંક માટે કોઇપણ ટ્રસ્ટીનો ખાસ આભારી હોવો ન જોઇએ. અંજુમનનોજ ચુંટેલો સખસ કોઇપણ વખત ટ્રસ્ટીઓનાં ગડબડીયા કામ હશે તો તે બહાર પાડવાની હીંમત ધરી શકશે. ટ્રસ્ટીઓનો નીમેલો માણસ તેમનો પરમાબંદ થઇને રહેશે. આ કામમાં પણ મુંબઈ તથા સુરતના દાખલા ભરૂચને લાગું પાડવા બરોબર નથી. નાના શહેરમાં અંજુમન પોતે નજર રાખી શકે તેમ છે.

કલમ ૨૩–"ઓડીટરો તથા હીસાબ" અને કલમ ૨૮ "ઓડીટ" એ બે કલમો ગડબડીયા લખેલી છે, ને એકની મતલબ બીજામાં આવી ગઈ છે. માટે એ બન્ને કલમોની એક કલમ સરળ ભાષામાં ફરી તૈયાર કરવાની જરૂર છે. કલમ ૨૩ માં હીસાબનું વરસ પુરૂં થયા બાદ છેક બાર માસ સુધી તે છપાવવાની મુદત આપી છે તે ઘણી છે. જ્યારે ત્રણ ત્રણ માસે હીસાબ મંજુર કરવાનો ઠરાવ થયલો છે, તો પછી આટલી લાંબી મુદતની શી જરૂર છે. અને તેની સાથે એ મુદત આપવામાં વાપરેલા શબ્દો એવા છે કે તે મુદત બાર માસ ઉપરાંત લઇ જઈ શકાય. "વરસની આખર સુધીમાં" નો અર્થ કાંઇ એમ નથી થતો કે વરસની આખર "પહેલાં." માટે "સુધીમાં" ને ઠેકાણે "પહેલાં" શબ્દ લખવો

જોઇએ. હવે ઓડીટરોએ હીસાબ તપાસી જે વાંધાઓ તથા ભુલો કાઢી હોય, અગર જે સુચનાઓ કરી હોય તે ઉપર ત્રસ્ટીઓએ અમલ કીધો છે કે નહી તે નક્કી થવું જોઇએ. તમારા ઓડીટરો પોતાનો વખત ગુમાવીને મહેનત કરે અને ત્રસ્ટીઓ તેનાં લખાણુને કચરાની ટોપલીને સ્વાધીન કરે, ત્યારે હીસાબ ઓડીટ કરવાનું પ્રયોજન શું રહ્યું ? આપણી પંચાતના ફંડના જુના ઓડીટર શેઠ રતનજી જીવણજી એકથી વધારે વખત બોલતા જણાયા હતા કે હું જે જે લખાણુ તથા ભલામણો કરૂં છું તેના ઉપર તો લક્ષ ત્રસ્ટીઓ તરફથી અપાતું નથી. અને જ્યારે જ્યારે તે વાત યાદ દેવડાવવામાં આવે છે, ત્યારે મારી ઉપર અણગમો થાય છે ને પોતે તેના દાખલા પણુ બતાવતા હતા. માટે આવી રીતે ફરીથી નહી બને તેને સારૂ હીસાબ પ્રગટ થાય તેની સાથે ઓડીટરની એક સહીનું સરટીફીકેટ પણુ લઇને છપાવવું જોઇએ, કે મેં જે ઓડીટો કાઢેલાં છે, તેના ઉપર પુરો અમલ થયો છે, અગર ફલાણી બાબતનો અમલ કરવો ફલાણાં કારણુસર બાકી છે. એમ થશે તોજ ઓડીટર તરીકે કામ કરવા કોઇને હોંશ રહેશે, ને ઓડીટ કરવાની મતલબ પાર પડશે.

કલમ ૨૫–"અંજુમનની અસાધારણુ સભા બોલાવવા સારૂ બે માસની મુદતનું રેકવીઝીશન મોકલવું." એ સમજથી ઉલટી બાબત છે. બે માસની મુદત હદ ઉપરાંતની છે. જ્યારે અસાધારણુ કામનેજ માટે અસાધારણુ સભાની જરૂર પડે છે, અને તે તો જેમ બને તેમ જલદી બોલાવવી જોઇએ, તેને બદલે આટલી લાંબી મુદત શા સારૂ જોઇએ ? એ મુદતમાં તો એવું પણુ બને કે જે બાબત અગર કામ માટે સભા બોલાવવા સારૂ તજવીજ થતી હોય તે બાબત અગર કામનો વખત પણુ વહી જાય, અને પછી સભાની જરૂર પણુ રહે નહી, અગર દરદીને દફનાવી આવ્યા બાદ ડાક્ટર આવીને ઉભા રહે તે સમાન થવાનું છે. માટે તેને સારૂ તો ઘણી ટુંકી મુદત જોઇએ.

કલમ ૨૯–હીસાબ તથા મિનિટ બુક જોવાને હક આપેલો છે. પરંતુ કાંઈ જાણુવાજોગ પત્ર વહેવાર ચાલેલો હોય ને તે જાણુવાની જરૂર હોય તો ટ્રસ્ટીઓ ચાહે તો તે બતાવશે નહી. માટે તેને સારૂ પણુ સમાસ કરવો જોઇએ. વળી કોઈ ગ્રહસ્થ લખીને હકીકત પુછાવે તો તે પણુ પુરી પાડવી જોઇએ. એવા દાખલા મોજુદ છે કે ત્રસ્ટી-ઓએ એવા કાગળોની પહોંચ પણુ સ્વીકારતાં લાંબી લાંબી મુદતો લીધેલી છે, ને જવાબ આપેલા નથી. માટે એ કલમમાં આ બાબ-તનો ઉમેરો કરવો જોઇએ. પંચાતની ઓફીસ કાંઈ ખાનગી પહેડી નથી, કે કોઈ ગ્રહસ્થનાં લખાણુને બાજુ ઉપર ફેંકી દઈ શકાય. જો કાંઈ ખાસ કારણુસર માગેલી હકીકત આપવાને અડચણુ હશે તો તે કાગળ ટ્રસ્ટીઓની મીટીંગમાં મુકી તેના ઉપર ખાસ ઠરાવ કારણુ સહીત કરીને તેની નકલ તે હકીકત માગનાર ઉપર વેળાસર મોકલી આપવી, કે તેને જરૂર લાગશે તો તે અંજુમન રૂબરૂ અપીલ કરશે.

કલમ ૩૨–ટ્રસ્ટડીડની કલમનો અર્થ કરવા સંબંધી છે. તે ફરી વિચાર કરવા જોગ છે. કબી જો મીટીંગમાં હાજર થયેલાં માણુસો પૈકી પોણા ભાગના સભ્સોનો એકમત નહીં થયો તો પછી તેનો ખુલાસો અગર ઇલાજ કેવી રીતે લેવો તે સંબંધમાં કશુંએ સુચવેલું નથી.

ઉપર મુજબની થોડીક સુચનાઓ રજુ કરવામાં આવીછે, અને બીજા ગ્રહસ્થો તરફથી પણુ ઘણી સુચનાઓ થશે તે બધી ઉપર અંજુમને પુરતો વિચાર કરીને જે કરવાનું તે કરવું જોઇએ. આવા કામમાં ઉતાવળ અગર શરમ મરવતને તાબે થઇને ઘેટાં બનવું નહી જોઇએ, અને જ્યારે તમામ તકરારોનો નિકાલ આવે અને ટ્રસ્ટડીડ તૈયાર થાય ત્યારે એક ઠરાવ એવો પસાર કરવો જોઇએ કે આ મંજુર કરેલો ખરડો મુંબઇના કોઈ કાબેલ અને આવા કામના અનુ-ભવી કાયદા શાસ્ત્રી અગર ગ્રહસ્થોને બતાવવો અને તેમની સુચનાઓ લેવી અને તે અંજુમન આગળ રજુ કરી તેના ઉપર વિચાર કર્યા

બાદ તે મુસદ્દો છેવટનો ગણીને તેને રજીસ્ટર કરાવવું. પરંતુ તેમ કરતાં બીજા લાંબા મહિનાઓ નીકળી જવાનો સંભવ છે. માટે ટ્રસ્ટીઓએ હાલથી જ આ મુસદ્દાને અનુસરીને કામકાજ શીરૂ કરવું અને જે ટ્રસ્ટીઓનાં રાજીનામાં આવેલાં છે તે મંજુર કરવા સારૂ તાકીદે બીજી મીટીંગ બોલાવીને રજુ કરવાં. તેમજ હવે જે જુના તથા નવા ત્રસ્ટીઓની જગા પુરવાની છે તે પુરવા માટે પણ તાકીદે બંદોબસ્ત કરવો, અને તે પુરવા માટે જે કલમો આ મુસદ્દામાં દાખલ કરેલી છે તે મુજબ અમલ કરવો.

વળી નોકરો કેટલા કેટલા અને શા પગારના રાખવા તે બીલકુલ નક્કી કરેલું નથી. જે જે બાબતો ઉપલક રહેશે, અગર ખુલ્લા શબ્દોમાં નક્કી નહિં થશે, તેટલી બાબતો અંજુમનના ગેરલાભમાં જરૂર ઉતરે અને વખતે તેનો ખોટો ઉપયોગ કરવાના દરવાજા ખુલ્લા રહે, માટે કાંઈપણ વાત ચોક્કસ કર્યા વગર રાખવી તે ભારે ભૂલ છે.

હાલમાં શહેરમાં એવી વાત ફેલાયલી ચાલે છે, ને તે બાબત સેજ ચેતવણી આપવી ખાસ જરૂર છે. તે અફવા એ છે કે કમીટી તરફથી જે ખરડો તૈયાર થઇને બહાર પડેલો છે, તેજ હવે અંજુમને મંજુર કરવો પડશે. તેમાં કાંઈ ફેરફાર કોઇથી થઈ શકે નહિં, અને વળી એ કમિટીમાં જે મેમ્બરોનાં નામો હતાં તે લોકોથી તો જરા પણ આડું બોલી શકાયજ નહિં. અત્રે કહેવું જોઇએ કે એ અફવા જેટલી હસવા સરખી છે, તેટલીજ ગલત છે. દરેક જણને સુધારો યા વધારો કરવા સારૂ દરખાસ્ત મુકવાનો તથા તેને ટેકો આપવાનો હક છે, અને અંજુમન છેવટની ઘડી સુધી તેમાં ચાહેશે ફેરફાર કરી શકે છે. આવા ભારી કામમાં કોઈ એવો વાહીયાત ખ્યાલ લઈ શકે નહિં. માટે અંજુમનનાં હિતને ખાતર જે જે ફેરફાર નજર આવે તે દરેક જણે મીટીંગમાં રીતસર મુકવામાં પાછળ પડવું નહિં. આજ સુધી બાહાનાંઓ ઉપર બાહાનાં કાઢીને ત્રસ્ટીઓ ત્રસ્ટડીડ હાથમાંજ

લેતા નહિં હતા. તે લેવાડી ખરડો તૈયાર કરાવી અમોએ અંજુમન આગળ રજુ કરાવેલો છે. હવે તે કેવી રીતે મંજુર કરવું ને પાકું કરવું તે ખુદ અંજુમનનું કામ છે, અને તેનેમાટે અંજુમન જોખમદાર છે.

ત્રસ્ટડીડ નહિં બનાવવા બાબત જે હઠ પકડવામાં આવી હતી, તે તોડવામાં અમને કેટલી કેટલી અને કેવા કેવા પ્રકારની મુશીબતો વેઠવી પડી છે, અને શી શી હરકતો દુર કરવી પડી છે, તેનો પુરો ખ્યાલ તો ભાગ્યેજ અંજુમનને આવ્યો હશે. અમોએ દરેક આપદા તથા મુસ્કેલી ઘણી ધીરજથી ખમી છે, અને જોયું છે કે માણસ જાતનો સ્વભાવ કેટલે દરજ્જે હલકો થતો જાય છે. આ કામ તો આખી કોમનું છે. તે કામ કાંઈ અમુક સખ્સ યા સખ્સોનું ખાનગી નહોતું. દુનીયામાં ખાલી મોટાં મોટાં ભાષણો કરવામાં આવે છે, કે– "ભાઇઓ આપણે સૌએ હળીમળીને ચાલવું જોઇએ અને ગઈ ગુજરેલી વાત ભુલી જવી જોઇએ, અને દરગુજર કરવું જોઇએ." એ બધું ડહાપણ તો મોંઢે મોંઢે બોલવાનુંજ છે. પરંતુ દરેક પગલે અમો તો જોતા આવેલા છીએ કે અમારા રસ્તામાં કાંટા તથા કાચના કટકા વેરાતા હતા, ને વળી આજ સુધી તે જારી છે. અમોએ તો એકજ વાત અખ્ત્યાર કરી હતી ને તેના ઉપરજ મક્કમપણે બેઠા છીએ કે રાસ્તી બુલંદ છે, તે ખુદાતાલાને પણ પસંદ છે. અમોએ જરાપણ ભાગ એવો ભજવેલો નથી કે જેથી શરમાવાનું કારણ મળે. અમોએ કોઈની વચ્ચેનો એખલાસ તોડવા સારૂ તજવીજ કરી નથી, તેમજ દોસ્તદારોને જુદા પાડવા કોશેશ કરી નથી. લોકમાં પાર્ટી પાડવાનો ઈલાજ અમોએ લીધો નથી. બાપ દીકરા વચ્ચે મારામારી કરાવી નથી, તથા સગાંવહાલામાં કજીઓ દાખલ કરવા તદબીર કરી નથી. તેની સાથે ગામ પરગામથી કાગળો મંગાવીને લોકોને અમારી બાજુએ ખેંચી લેવાની બાજીઓ રચી નથી. અમોએ એવી હિંમત કરી નથી કે કોઈના ઘેર જઈ તેના ઉપર કાંઈક પ્રકારનો કાબુનો ખોટો ઉપયોગ કરી તેમને ખોટું સમજાવેલું નથી. અમો કાંઈ પરગામનાં છાપાવાળા-

ઓને હાથે પગે પડી નથી આવેલા કે સાહેબો આજસુધી તો તમોએ અમારી ઉપર ચાબકા લગાવવામાં કાંઇ બાકી રાખી નથી, પણ હવે તો અમારી શરમ આબરૂ તમારે હાથછે, માટે જરા ઠંડા પડી જજો, ને અમને બચાવી લેજો. ટુંકમાં કહીએ તો અમો તરફથી જરાપણ લાગવગ ને ખટપટ થયલી નથી. એવી એવી રીતોને તો જેમ દુનીયા ધિક્કારે છે, તેમ અમો પણ તેને ઘણી નાપસંદ ગણીએ છીએ. ખુદા માલમ કે આ કમનશીબ ટ્રસ્ટડીડ કરાવવાનો ઉપાડ કેવે ચોઘડીએ થયલો છે કે એક સાદી અને સુતરી વાત નક્કી કરવામાં આટલા દરજ્જે ખટપટ ચાલી ગઇ છે કે તેની એક નોવેલ લખવા સરખી હકીકતો બહાર આવી ગઇ છે. વળી કોઇ વખતે નહિં બનેલું કે નહિં સાંભળેલું તેવું પણ બનવા પામેલું છે. એ કામમાં આગેવાન થઇને કેટલીક પારસી બાનુઓએ પણ ભાગ લીધો છે. તેઓ ઘેરઘેર જઇને તેના ધણી ધણીઆણી, બાપ દીકરી તથા દીકરીઓ તથા બીજા સગાંવહાલામાં અણબનાવ પાડવાની યુક્તિઓ ચલાવેલી હતી. આ ટ્રસ્ટડીડનું કામ એવું છે કે આવતી ઓલાદનું ભલું કરવાનું છે. તે રાસ્તી અને મનશનીથી કરવાને બદલે, આવા આવા આડા અવલા રસ્તાઓ લેવાની શી જરૂર છે? એવાં કામમાં જીદ, મમત, હસદ, ખટપટ વિગેરે કશુંએ જોઇએ નહિં, અને દરેક રીતે તમામ વાતો સીધેજ રસ્તે થવી જોઇએ.

આ લખાણ બંધ કરતાં અવલ અમારે એક ફરજ અત્રે બજાવવી જોઇએ, ને તે એ છે કે મુંબઈ શહેરમાં છપાતાં "જામે-જમશેદ" તથા "સાંજ વર્તમાન" જેવાં જાણીતાં તથા માનીતાં ન્યુસપેપરોએ આ કામમાં પોતાનાં પેપરોનાં કોલમો ખુલ્લા મુકી ઇન્સાફની રાહે તથા નિષ્પક્ષપાતે આ બાબત અવલથી આખર સુધી દાખલ કરીને, તેમજ તેનાં ઉપર નુકતેચીની કરીને અમારી ઉપર મોટું આશાન કરેલું છે, અને તેની સાથે ભરૂચની પારસી અંજુમનની તો ખરેખર એક ઉમદા સેવા બજાવેલી છે. મુળ મુદ્દાની તકરાર શું છે ને તે મરડી

મચેડીને અજાણ્યા તથા ભોળા લોકને કેવી રીતે ઉલટી સુલટી વાતો સમજાવવામાં આવેલી હતી, તે બાબતો આ પેપરોમાં તેના ખરા રૂપમાં દાખલ થઇને તમામ હકીકત અજવાળામાં આવી ગઈ છે, અને તે પેશાવરથી મદ્રાસ થઇને કોલંબો (લંકા) સુધી ને કવેટાથી રંગુન થઇને ચીન સુધી ઘેરેઘેર જ્યાં જ્યાં પારસીઓનો ટોળો વસે છે, અને જ્યાં "જામે" તથા "સાંજ" વંચાય છે, ત્યાં ત્યાં પથરાઈ ગઈ છે, અને એ બળવાન પેપરોના ધોંધાટ તથા ગર્જનાને લીધે ઘેરેઘેર કાંન ખુલ્લા થઈ ગયા છે, અને તેનાજ પરિણામે અમારા ટ્રસ્ટીઓને નમી જવા વગર છુટકો દેખાયો નહિં, તેવારેજ ટ્રસ્ટડીડનો સવાલ પાંત્રીસ વર્ષની લાંબી મુદતે અંજુમન આગળ મુકવાની ફરજ પડી હતી, અને જો એ પેપરોની મદદ નહીં હોતે તો ખુદા માલમ કે હજુ બીજાં કેટલાં વરસ નીકળી જતે, અગર તો આ સવાલ કોર્ટના બારણે ચઢી ગયા વગર રહેતે નહિં. આ પેપરોની બજાવેલી સેવા કાંઇ જેવી તેવી નથી, અને ભરૂચની પારસી અંજુમનને તે હૈયેથી કબી ભુલી જવી ન જોઇયે.

ભરૂચ તા. ૨૩ ઓગસ્ટ ૧૯૧૯.

**સોરાબસા હોરમસજી.**
**નસરવાનજી સેરીઆદજી જીનવાલા.**
**બમનશા જામાસજી જંબુસરવાલા.**

# સવખતની ચેતવણી.

## ત્રસ્ટડીડ ખરેખર કમનશીબ છે.

### ફીરદોશી કવિ પોતાના શાહનામામાં એક સવાલ પુછે છે કે,

"દાનાઈ અને રાસ્તી બુલંદ છે, કે ઠગાઇ અને જુઠાઇ?"

When men of rank sacrifice all ideas of dignity to an ambition without a distinct object, and work with low instruments and for low ends, the whole composition becomes low and base. (Burke.)

ભરૂચની પારસી પંચાતનું ટ્રસ્ટડીડ પાંતરીસ-પાંતરીસ વરસ થયાં ખોરંબે નાંખેલું હતું, પરંતુ પંચાતની સેવા બજાવવા ખાતર અમારા તરફથી ઉઠાવેલી મક્કમ ઝુંબેસનાં પરિણામે તે હવે કાંઇક વેહવારૂ રૂપે અને સીધે રસ્તે આવી પુગું છું. ગઇ તા. ૩૦ માર્ચને રોજ અંજુમનની મીટીંગમાં નિમાયલી કમીટીએ મેહેનત લઇને ખુદ ટ્રસ્ટીઓએ મંજુરી સારૂ રજુ કરેલા એક હાલહવાલ ખરડાને તપાસીને તેમાં ઘણા ફેરફાર કરેલા છે, અને નવો ખરડો ઉપજાવી કહાડેલો છે. તે નવા ખરડાને બારિક વિચારમાં લઈ કમી જાદે કરી મુકરર કરવા સારૂ અંજુમનની મીટીંગ તા. ૨૮ સપ્ટેમ્બર ૧૯૧૯ ને રવિવારને દિન બોલાવવાનું નક્કી થયલું છે.

એ મીટીંગ સંબંધી વળી એક નવી ખટપટ બહાર આવી છે કે કેટલાક સખ્સો કે જેઓ પૈસાદારની પુજા કરવામાં તથા કોમને છેવટે હીણું લગાડવામાં જ માત્ર પોતાની મોટાઈ માની લેય છે, તેઓની એક ટોળી ઉભી થઈ છે, તેઓ એવા લાંબા અને ઉંડા વિચારપર આવેલા છે કે આ નવો ખરડો જો જરૂરી સુધારા સાથે મંજુર થઈ જશે તો ગરીબ માણસોની બનેલી અંજુમન ફાવી જશે, અને તે વાત કદી પણ બનવા દેવી ન જોઇએ. માટે એવી તદબીર લઇને બેઠેલા છે કે આગળની માફક અંજુમનમાં લાગવગ-ખટપટ-જબરાઈ વિગેરે તમામ બનતા ઇલાજો કામે લગાડીને આવતે રવિવારે મીટીંગ બંધ રખાવવી અને એવું બહાનું રજુ કરવું કે આ નવો ખરડો સારા ધારાશાસ્ત્રી પાસે પહેલેથી તપાસાવીને મંજુર કરાવ્યા બાદ તેને અંજુમન આગળ રજુ કરવાનો ઠરાવ પસાર કરાવવો, કહેવાની જરૂર નથી કે આવો ઠરાવ જો અંજુમન પસાર કરે તો પોતાને આખી દુનીયામાં પોતેજ રૂસવાઈ કરનાર થઈ પડશે. વળી એ વાતનું પજરણુ પણ મુકાઈ ગયલું છે, અને એવી સતકણની બાજી રચીને "જામે જમસેદ" ના તા. ૧૯-૯-૧૯ નાં તથા "કૈસરે હિંદ"નાં તા. ૨૧-૯-૧૯ નાં પેપરોમાં ખબરપત્રો પણ છપાઈ પ્રકટ થઈ ગયા છે.

આવી બાજી રચનારાઓ અંજુમનના પાકા દુશ્મનો કહેવાય. સાધારણ અકલથી પણ સમજવામાં આવે છે કે કોઇ પણ દસ્તાવેજ કોઇ વકીલ પાસે તૈયાર કરાવતાં અવલ દસ્તાવેજ કરી આપનાર સખ્સના વિચારો શું શું છે તે પહેલેથી નક્કી કરીને વકીલને સમજાવવા પડે છે, કે તે મુજબ વકીલ સરળ ભાષામાં અને રીતસર અને કાયદાસર દસ્તાવેજ તૈયાર કરી શકે. વકીલનું કામ શીરૂઆતમાં પડતું નથી. વિચારો પ્રથમ નક્કી કરવાનાં છે. જો ઘેર બાંધવા બેસીયે તો પેહેલે ઘેરનું છાપરૂં ઠોકી દેવું કે પેહેલાં પાયો મજબુત નાંખવો. હવે પાયો તે આપણો ખરડો સમજવાનો છે. માટે અંજુમને પ્રથમ

પોતાના વિચારો વેહવારૂ રીતે નક્કી કરીને ખરડો તૈયાર કરવો અને ત્યાર બાદ ધારાશાસ્ત્રીને તે બતાવીને તેની ખામીઓ સુધરાવવાની તજવીજ કરવાની છે.

હવે સવાલ એ ઉઠે છે કે આ નવો પીતનો ઉઠાવવાનો હેતુ શું હશે, અને તેથી ટ્રસ્ટીઓને ખુશી કેવી રીતે કરવા ધારતા હશે. તેનો જવાબ એ છે કે અંજુમનની નિમેલી કમીટીએ તૈયાર કરેલા ખરડામાં કેટલાક ફેરફાર કરવાની સુચનાઓ તા. ૨૩–૮–૧૯ ની મદેહનજરમાં અમારા તરફથી બહાર પાડેલા છે. તેમાં જાણવા જોગ એક ભલામણ એ છે કે અંજુમને નવો ખરડો અક્ષરે અક્ષર તપાસીને પસાર કર્યા બાદ એક ઠરાવ કરવો કે ટ્રસ્ટડીડ રજીસ્ટર થતાં થતાં તો ઘણો લાંબો વખત નિકળી જશે માટે આજરોજથી આ ખરડા મુજબ ટ્રસ્ટીઓએ તમામ બાબતોમાં ચાલવું તથા વહિવટ કરવો. આ ઠરાવની અસર એ થશે કે જાણે ટ્રસ્ટડીડ આજરોજથી નક્કી થઈ ગયું છે, ને હવે પાછળથી કાંઇ સેજસાજ ફેરફાર કાયદાને અનુસરીને કરવા જોગ હશે તે નિરાંતે થશે તેની ફિકર નથી. આ ખરડો તો અંજુમનની રૂલો નક્કી કરી આપનાર થયલો ગણવાનોછે. વળી જાદે કે આજ સુધી જે જરાપણ આંકોશવગરનો કારભાર ચાલે છે તેનો અંત આવી જશે, તેમજ વળી નવા ટ્રસ્ટીઓની ચુંટણી પણ રીતસર અને તાકીદે થઇ શકશે અને ત્રસ્ટીઓનાં કામકાજ ઉપર કાયદાસર આંકોશ આવી પડશે. હવે તે વાત ખટપટીઆને રૂચતી જણાતી નથી. માટે જાણે ત્રસ્ટીઓને ખુશ કરવાના હેતુથી આ પીતનો ઉપજાવેલો જણાય છે. માટે અંજુમને ખુબ સાવચેત રહેવું અને છેતરાવું નહી. જો એમ નહિં બનશે તો પાછા વરસો નિકળી જશે તોપણ ત્રસ્ટડીડનું મોં જોવાનું થશે નહી, એટલુંજ નહી પણ આજે જે તમામ અધિકાર એકહાથ આવી ગયો છે, તે જારી રહેશે અને મામા માસીનાં સગાંઓની બનેલી ત્રસ્ટીઓની મંડળી કાયમ રહેવાને

માટે અંજુમને ડાહાપણ વાપરી હિંમત બતાવી કોમનાં ભલા ખાતર વાજબી પગલાં લેવાં જોઇએ.

વળી એક ભારે વિચાર કરવા જોગ સવાલ નિકળેલો છે ને તેથી આગળ જતાં ભરૂચમાં તડાં પડવાનો સંભવ છે, ને તે બીના ખુદ ત્રસ્ટીઓએ ઉભી કરેલી છે. ભરૂચમાં "ફસલી સાલનાં જશનની" એક ટોળીછે. તેના તરફથી કેટલાક રૂપીઆ આપણા ચોપડામાં ખાતું પાડી ત્રસ્ટીઓએ જમે કીધાછે. સૌ કોઈ જાણેછે કે 'ફસલી સાલની' ટોળીની મતલબ એ છે કે ફરવરદીન મહિનો અને હોરમઝદ રોજનો દિવસ તે "જમસેદી નોરોઝનો" દિવસ ગણવો અને તે મુજબ આપણા તમામ માસ તથા દિવસો ગણવા. હવે અત્રે ભરૂચની અંજુમન તો અસલની રાહા તથા રસમ મુજબ ચાલે છે, ને "ફસલી સાલની" ગણત્રી મુજબ કોઈ ઠેકાણે એવું હજુસુધી ચાલુ થયલું નથી. અંજુમનના ચોપડામાં એવા બાબતના રૂપીઆ અંજુમનની મંજુરી વગર ત્રસ્ટીઓએ દાખલ કરવા જોઇતા નહોતા. એ કામ આપખુદીનું ગણાય, કેમકે ચોપડા તો અંજુમનના પૈસાનો હિસાબ છે, અને ફસલી સાલ દાખલ કરવી તે તો હાલની રીત-રિવાજથી ઉલટી વાતછે. કેમકે તેથી આપણું તમામ પંચાંગ બદલીને બાજ રોજગાર-મુખતાદ વિગેરે તહેવારોના દિવસો એકદમ ફેરવી નાંખવા પડે તેમ છે. માટે ખરૂં જોતાં અંજુમન તરફ બેદરકારી બતાવીને ત્રસ્ટીઓએ રૂપીઆ લઇને દફતરે જમે કીધેલા છે તે તેમણે કદિ પણ કરવું જોઇતુ નહતું. માટે એક ઠરાવ કરવો કે, એકદમ એ રૂપીઆ જેના તેને સોંપી દેવા ને ફરીથી આવી રીતે નહિં બને તેને માટે ત્રસટડીડમાં એક કલમ દાખલ કરવી કે ચાલતી આવેલી રીત-રીવાજ તથા રસમથી કોઇપણ વાતમાં જરા પણ વિરૂદ્ધ પગલું ભરતાં અવલ ત્રસ્ટીઓએ અંજુમનની મંજુરી મેળવવી અને મંજુરી વગર તેવી બાબતના રૂપીઆ પણ જમે પકડવા નહિં, અને તેમાં કસુર થશે તો ત્રસ્ટીઓને હોદ્દા ઉપરથી દુર

કરવાને અંજુમન મુખત્યાર છે. આ કલમની ખાસ જરૂર છે.

આજ સુધી અમોએ અમારી ફરજો સીધી રીતે બજાવેલી છે. હવે અમારી સુચના મુજબ ચાલવું યા નહિં ચાલવું, અમલ કરવો યા અમલ નહિં કરવો, તે અંજુમનનું કામ છે.

ભરૂચ, તા. ૨૨ સપ્ટેમ્બર ૧૯૧૯.

સોરાબશા હોરમસજી.

નસરવાનજી સેરીઆદજી જીનવાલા.

બમનશા જામાસજી જંબુસરવાલા.

## ભરૂચ ખાતે ઉભી થયલી ત્રસ્ટડીડની ઝુંબેશ.



## અંજુમન કોર્ટનો આશરો લે એવી વકી.



### ત્રસ્ટીઓના કામ સામે કોમની સખત ખફગી.

"સાંજ વર્તમાન" ના અધીપતિ જોગઃ-

સાહેબ,

ભરૂચની પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબો અને સમસ્ત અંજુમન વચ્ચે પંચાયતનાં ત્રસ્ટડીડ માટે આજ કેટલા કેટલા વરસો થયાં ઝુંબેસ ચાલે છે. તેમાં તે તકરારે હવે ઘણું ગંભીર રૂપ લીધું છે. અને આખી અંજુમન હવે કોર્ટનો આશરો લે એવી ચોક્કસ વાત જણાય છે. દરેક જાણીતા શહેરોમાં પારસી અંજુમન ત્રસ્ટડીડ મોજુદ છે, પણ કમનસીબે આ શહેર તેમાંથી બાકાત રહ્યું છે, અને તેમાં ત્રસ્ટી સાહેબો વીરૂદ્ધ પડતા આવેલા છે એ સૌ કોઇ જાણે છે.

આ ત્રસ્ટડીડનો સવાલ છેક ૧૯૦૫ થી ચાલ્યો આવે છે, અને અંજુમનને અનેકવાર મોંદેના કોલ અને લેખીત કબુલાતો અપાયા છતાં તે કામ હજુ સુધી અભડાઇ ઉપર મેલાયું છે તે એક કમનસીબી છે. ત્રસ્ટડીડ માટે આજ દશ બાર વરસ ઉપર અંજુમનની મીટીંગ મલી હતી, કમીટીની નીમણુંક કરવામાં આવી હતી, ત્રસ્ટડીડનું કામ મેશર્સ આલપાઇવાલા સોલીસીટરોને સોંપવામાં આવ્યું હતું, તેનો કાચો ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. તે છતાં ત્રસ્ટડીડથી અહીંની અંજુમન બાકાત રહી છે એ સરીયામ ત્રસ્ટી સાહેબોની જીદ, ખોટી મમત, સત્તા છોડી દેવાની આનાકાની વીગેરેને આભારીછે. એકબાજુએ ત્રસ્ટી સાહેબોની ખોટી જીકરને તે આભારી છે, તેમ બીજી બાજુએ અંજુમનની

એ તરફ દેખીતી બેપરવાઇને લીધે, "હાથ ઉપર જરૂર લેવામાં આવશે, ઉતાવળ કરવામાં સાર નથી, બીજી અંજુમનનાં ત્રસ્ટડીડોનો અનુભવ લેવાનો છે, એ કામ ઉતાવળમાં થઇ શકે નહી, આકળા પડવામાં ફાયદો નથી" વીગેરે વીગેરે હજારો હીલ્લા બહાનાં કાઢી ત્રસ્ટીઓએ અમુલ્ય વખત હાથે કરીને ગુમાવ્યો છે. જ્યારે બીજી બાજુએ અંજુમનનાં જુસ્સાની કોટાઈ, સ્વતંત્રતાની ગેરહાજરી અને જાહેર હીમતવાલા માણુસોની તાણુને લીધે ત્રસ્ટડીડનું ઘણું અગત્યનું કામ ત્યાંને ત્યાંજ પડી રહેલું છે. તે છતાં આટલું જાણુવાની જરૂર છે કે અંજુમન તરફથી ઘણા સખસોએ ઘણી વેળાએ લેખીત અરજીઓ કરી હતી, સભાઓમાં અનેકવાર તે સવાલ પાછો સજીવન કરવામાં આવ્યો હતો, પણ તે બધાંના ઠંડા મીઠા ઉડાઉ જવાબો વાળવામાં આવ્યા હતા. જો કોઇ કેળવણી લીધેલા જુવાનીઆઓ તરફથી સવાલ કે લખાણ કરવામાં આવતાં તો જુવાનીઆઓ શું સમજે એમ કહેવામાં આવતું. જો કોઈ ઠરેલ પાકા અનુભવી વિરૂદ્ધ માણસો તરફથી તે સવાલનો ઉપાડ કરવામાં આવતો તો તેઓ ત્રસ્ટી થવા માટે તોફાન જગાડે છે વગેરે કારણો બતાવી તેઓની ઠંડા પાણીએ કાસળ કાઢવામાં આવતી. પરંતુ કુદરત અને વખત કોઇ માટે થોભતાં નથી. કુદરત પોતાની વલણ લે છે, અને વખત પોતાનું કામ કરે જાય છે.

છેવટે વાત એટલે આવી અટકી છે કે ગયા સપ્ટેમ્બર મહીનાની અધવચે અત્રેના જાણીતા ગ્રહસ્થો ખા. બા. સોરાબસા હોરમસજી (રીટાયર્ડ ડેપ્યુટી કલેક્ટર અને ભરૂચ મ્યુનીસીપાલીટીના માજી પ્રેસીડન્ટ) ખા. બા. નશરવાનજી શેરીઆદજી જીનવાળા (એક જાણીતા શેહેરી અને મ્યુનીસીપાલીટીના જાણીતા માજી કાઉન્સીલર) અને શેઠ બમનશા જામાસજી જંબુસરવાળા (જાણીતા રૂના વેપારી) એ ત્રણે ગ્રહસ્થોએ એક સખત લેખીત અરજી કરી ત્રસ્ટી સાહેબોને અરજ ગુજારી કે ત્રસ્ટડીડનું કામ હવે વગર ઢીલે હાથમાં લેવું, અંજુમને

ઘણી નાખતી કરી છે, જોઇએ તે કરતાં વધારે સહનશીલતા બતાવી છે, ત્રસ્ટીઓનાં બહાનાઓથી છેકજ કંટાળી ગઈ છે વગેરે; અને છેવટે સાફ જણાવ્યું કે જો અરજીની તારીખથી ચાર માસ અંદર તે કામ પૂરૂં કરી અંજુમન સન્મુખ નહી કરવામાં આવે તો કાયદા મુજબ જે પગલાં લેવાનાં ઘટે તે નક્કી લેવામાં આવશે. આ ત્રણે જાણીતા ગ્રહસ્થોએ જે પગલું ભર્યું તેથી આખી અંજુમન ઘણી ખુશી થઇ અને ત્રસ્ટડીડ હવે થશે એમ આશા બાંધવામાં આવી. આ ચાર મહીનાની મુદત તા૦ ૩૧ જાનેવારીએ પુરી થઇ છે તે છતાં ત્રસ્ટી સાહેબોએ ત્રસ્ટડીડનો ખરડો હજુ સુધી અંજુમન સન્મુખ રજુ કીધો નથી. આ ઉપરથી મામલો વધી ગયો છે. અંજુમને હવે પોતાનો બળવાન અવાજ ઉઠાવવાનો ઠરાવ કર્યો છે. કોર્ટ મારફતે ત્રસ્ટડીડ કરવાનો વીચાર નક્કી થયો છે અને તે માટે ઉઘરાણાની ટીપ ફરતી કરવામાં આવી છે. કોમના સઘળા જાણીતા ગ્રહસ્થો તેમાં સામેલ થયા છે અને અદના કે આલાએ પોતાનો ફાળો આપ્યો છે. ઉઘરાણું હજુ ચાલુ છે અને મુંબઈ વગેરે દેશાવરથી રકમો ભરાઈ છે. ત્રસ્ટીઓએ તે કાગજનો જવાબ વાલ્યો નથી. તેઓએ હમણાંજ પોતાનાં એક સ્થાનીક પેપરમાં આડકતરી રીતે ખુલાસો કર્યો છે કે ત્રસ્ટડીડનું કામ હાથ ઉપર લેવામાં આવ્યું છે, તે માટે થોડીક મીટીંગો થઇ છે, અને હજુ થોડો વખત તે પુરૂં કરવાને વાર લાગશે. પણ આ જવાબ બીલકુલ સંતોષકારક નથી. અંજુમનને તેથી ડબલ ગુસ્સો ઉપજ્યો છે. ખુદ અંજુમનના કોઇ પણ ગૃહસ્થને ઉપર મુજબ સીધો અને સહેલો જવાબ આપવાને બદલે પોતાનાં વાજીંત્ર મારફતે અંજુમનને મનાવવા માગે છે કે કોર્ટનો આશરો ન લેતાં થોડો વાર વધુ થોભી જવું. પરંતુ અંજુમનનું મત એવું છે કે બાર પંદર વરસ એમને એમ નીકલી ગયાં અને આ તો "દીકરા તું મોટો થા, હું તને પરણાવીશ" વાળી પોલીસી છે. કોમનો ત્રસ્ટીઓએ વીશ્વાસ ખોહી દીધો છે અને ત્રસ્ટીઓનો આડકતરો ને ઉડાઉ

જવાબ જોયા પછી ઉલટો વધારે ખળભળાટ પેદા થયો છે. આવી રીતે તોફાનનો વાવટો ચઢી ચુક્યો છે. અંજુમન બીચારી રાંક છે. અને નાખતી કરવા સુલેહ જાળવવા બનતો પ્રયાસ કર્યો છે. કોમના નાણાની બરબાદી અટકાવવા ઘણી નાંખતી કરી છે, પણ ટ્રસ્ટીઓનાં આવાં ગેરબાજબી પગલાં, હુજત ને ખોટી મમતને લીધે ઘણી દીલગીરી સાથે કોર્ટને આશરે જવાનો વખત આવ્યો છે. આ શીવાય બીજા અનેક સવાલોને માટે ટ્રસ્ટીઓ સામે અંજુમનને હમાજોર લેવી પડશે જે આ ટ્રસ્ટડીડના સવાલ સાથે ઉપાડવામાં આવશે અને જે માટે પ્રસંગ આવે વીચારો જાહેર કરવામાં આવશે. અમારી રાંક અંજુમન ઉપર અત્રેના પોતેજ અંદર અંદર નીમાયલા ટ્રસ્ટીઓએ કેવી સખતાઇથી, બેપરવાઈથી, સત્તા વાપરી છે તેનો ખ્યાલ પણ આગલ ચાલતાં આપવામાં આવશે. હાલ એજ વીનંતી.

ભરૂચ, તા૦ ૧૩-૨-૧૯૧૯.

સેવક,

એરચશા નવરોજી ગાંધી.



# ભરૂચની પારસી અંજુમનને જોહતું ત્રસ્ટડીડ

"સાંજ વર્તમાન" ના અધિપતિ જોગઃ—

સાહેબ,

આજકાલ આપણા જોવામાં, વાંચવામાં આવે છે કે, આપણા પ્રીય પારસી બંધુઓ બીજી જ્ઞાતિઓ કરતાં વિદ્યાઅભ્યાસમાં વેપાર-રોજગારમાં તેમજ જાહેર જુસ્સામાં પાછળ પડતા જાય છે, અને પોતાના અસલ બાપદાદાની મેળવેલી મોટાઈ તથા અગ્રપણું ગુમાવતા જાય છે. માટે દરેક પૈસાદાર તેમજ વિદ્વાન પારસીઓની ખાસ ફરજ છે કે પોતાના પૈસાના જોરે તથા વિદ્યાના જોરે પોતાના પારસી ઉધરતા જુવાનીઆઓને દરેક રીતે લાયક ઉત્તેજન આપવું જોઇએ. તેઓને સારૂ સ્કુલોમાં તેમજ કોલેજોમાં ઈનામો, મેડલો અને સ્કોલરશીપો કહાડવી જોઇએ, તેઓને સારૂં ટેકનીકલ શિક્ષણ શીખવા સારૂ કલાસો કહાડવા જોઇએ, તથા નવા હુન્નરો શીખવા ખાતર જાપાન, અમેરિકા તથા વિલાયત મોકલવા સારૂં ફંડો ખોલવા જોઇએ. પારસીઓએ પોતાની સખાવતનો ઝરો બદલવો જોઇએ. પોતાના જ્ઞાતિબંધુઓને ખાતર સખાવત કરવી જોઇએ. આપણા બાપદાદાઓએ લાખો રૂપીઆની સખાવત કીધી છે, પણ વખતનો પ્રવાહ બદલાઈ ગયો છે. અને આપણી પોતાની સ્થિતિ કઢંગી અને ખરાબ થતી જાય છે. માટે હે સખી બંધુઓ સખાવતનો ઝરો બદલી આપણા પોતાના પારસી બંધુઓને તારો. આ કરવાને બદલે પારસીઓ પોતપોતાની અંદર મીનાકેશો, હુંપણું તથા મમતાઈ લઈ બેઠા છે, જે બધી પાયમાલીની નિશાની છે.

આજકાલ દોઢ વરસ થયાં "ત્રસ્ટડીડ" ના ભણકારા ભરૂચમાં પારસી અંજુમનને કાને પડી રહ્યા છે. પણ તેનું હજુ સુધી કંઈપણ છેવટ આવ્યું નથી. તે કામ પાર ઉતારવાને ભરૂચના જાણીતા પારસી

શહેરીઓ જેવા કે ખા. બા. સોરાબશાહ હોરમસજી, શેઠ બમનજી જામાસજી જીનવાલા, ખા. બા. નશરવાનજી શેરયાદજી અને બીજાઓ ઘણોજ આગળ પડતો ભાગ લે છે તે વાસ્તે એક ફંડ એકઠું કરવામાં આવે છે. અને જેમાં લગભગ ૭૦૦ ભરાઈ ગયા છે, અને બીજા સારા રૂપીઆ ભરાઇ જશે એવું સંભળાય છે. પણ સવાલ એ થશે કે એ ફંડ શા માટે છે. તો જણાવવાનું કે એ પૈસાથી કોરટ મારફત લડીને "ટ્રસ્ટડીડ" કરાવવાનું સાંભળવામાં આવ્યું છે. આપણા માનવંત ટ્રસ્ટી સાહેબોને કેટલાક જાણીતા પારસી ગ્રહસ્થોએ "ટ્રસ્ટડીડ" કરવા સારૂ લખ્યું હતું પણ કંઇ પણ પગલાં નહીં લેવાયાથી કેટલાક સખી વજુદ પારસી અંજુમનનું ભલું ઇચ્છિનાર ગ્રહસ્થોએ પૈસાનો ખર્ચ પોતાના માથે ખેડી કોર્ટ મારફતે કેસ જીતી કરવા ધાર્યું છે.

આપણા સમજવામાં આવતું નથી કે આટલી બધી ઢીલ કરવાનું કારણ શું ? જ્યારે પારસી અંજુમન "ટ્રસ્ટડીડ" કરવા માનવંત ટ્રસ્ટીઓને આજે ૧ાા વરસ થયાં કહે છે, ટ્રસ્ટીઓ અંજુમન તરફથી નીમાયલા માણસો છે માટે તેઓને અંજુમન કહે તેમ કરવું જોઇએ. તથા જો ટ્રસ્ટીઓને "ટ્રસ્ટડીડ" કરવાની મરજી નહી હોય તો અંજુમનની મીટીંગ બોલાવીને તેના કારણ બતાવવા અને તે કારણોનો અંજુમન શું જવાબ આપે છે, આ પૈસાનો ધુમાડો થાય તે પહેલાં માનવંત ટ્રસ્ટી સાહેબોએ એકદમ "ટ્રસ્ટડીડ" કરવા સારૂ પગલાં લેવાં જોઇએ અને તેનો ખરડો કરવા સારૂ એક કમીટી નીમવી જોઇએ. આ રીતે સલાહસંપથી કામ કરી પૈસાનો ગેરઉપયોગ અને ધુમાડો થતો અટકાવવો જોઇએ. અને એ રૂપીઆ કોઈ સારી પારસી સખાવતમાં વાપરવા જોઇએ.

ભરૂચ, તા. ૪ થી ફેબ્રુવારી.

સેવક,

ડી. એ. આર. કે.

# ભરૂચની અંજુમનની છેલ્લી સભા.

## "નજરે જોનાર ભોમીઆ"ની નુકતેચીની.

"એક નજરે જોનાર ભોમીઓ" ભરૂચથી લખે છે કે, શ્રી ભરૂચની પારસી અંજુમનની તવારીખમાં તા. ૩૦ મી માર્ચ ૧૯૧૯ ને રવીવારનો દીવસ નોંધી રાખવા જોગ છે. ઘણા ઘણા વરસો સુધી સમસ્ત અંજુમનના ઠરાવો વિરૂધ હરેક પ્રકારે ઉતરીને મેનેજીંગ ત્રસ્ટી ખા. બા. આદરજી મંચેરજી દલાલે અંજુમનના ફંડનું ત્રસ્ટ-ડીડ આજ દીન સુધી કરવા દીધેલું નહી, પણ હવે આખરે ચોગરદમથી ઘેરાઇને એ દીવસે અંજુમનની મીટીંગમાં નાઇલાજે ત્રસ્ટડીડ કરવાનો સવાલ રજુ કરવાની એમને ખાસ ફરજ પડી હતી.

આપના બહોળો ફેલાવો પામેલા પેપરમાં એ સંબંધી તકરારની હકીકત આપ ખરા ઇન્સાફ. તરીકે આપી ચુકેલા છો અને તેથી કરીને ભરૂચની અંજુમન ઉપર મોટો ઉપકાર કર્યો છે. એ કીસ્સો તો દીલગીરી ભરેલી સીરજોરાઈ, આપમત, આપ મમત તથા બેદરકારીથી ભરપુર થઇને જાણવાજોગ નોવેલ બનેલો છે, ને તે એવો છે કે તે રીતે ચાલનાર કોઈપણ સખ્સને પાછળથી પસ્તાવો કર્યા વિના છુટ-કોજ રહેજ નહી.

અંજુમનની આ મીટીંગના ઘણા દીવસ અવલથી લાગતા વળગતાઓ અથાગ મહેનત લઈ બેઠા હતા કે હરેક પ્રકારે બહારનો દેખાવ એવો રાખવો કે પરદેશમાં તો દેખીતી રૂસવાઈ જણાય નહી. તેવા વિચારથી પરગામોથી ભલામણો તથા કાગળો લખાવીને, તેમજ ઘેરે ઘેર ને દુકાને દુકાન ફરી ફરીને, કાલાવાલા કરી કરીને તથા અનેક રસ્તા લઇને આમ તેમ સમજાવીને મોટી સંખ્યાનો એક પક્ષ

ઉભો કીધો, અને તે મીટીંગમાં હાજર પણ કીધો. બીજી બાજુવાળાઓ તો આવી રીતોથી પરહેજ રહ્યા અને પોતાની ખરી હકીકત ઉપરજ મુસ્તાક બેસી રહ્યા કે facts are stubborn things and hard to move. આટલાં બધાં વરસો વીતી ગયાં છતાં ટ્રસ્ટડીડનું કામ અંજુમન રૂબરૂ રજુ થયલું નથી તેજ વાત પુરેપુરી સાબીતી આપવાને બસ છે કે જાણી બુજીને તેમ થવા દીધું નથી.

મીટીંગ વખતસર ભરાઇ હતી. આશરે દોઢસો માણસો હાજર થયાં હતાં. થોડા જુવાનીઆઓની એક ટોળી આગળ પડતી જગામાં બેસીને ધ્યાન ખેંચી રહી હતી, અને આદરજી શેઠ હાજર થતાની સાથે જાણે પ્રથમથી ગોઠવણ થઇ હોય તેમ તાળીઓ પાડીને તેમને આવકાર આપ્યો. તે જોઇ ઘણા સમજદાર ગ્રહસ્થોને હસવું આવ્યું કે આટલા બધા વરસોની મુદતે આ સવાલનું મોહોડું આજરોજ જોવા પામ્યા તેની ખુશાલીમાં આ સાબાશીની તાળીઓ પાડી છે કેમ?

આ મીટીંગમાં ત્રણ કામ કરવાનાં હતાં. ૧ ગુજરી ગયલા ઓડીટરની ખાલી જગ્યા પુરવાની. ૨ બે ટ્રસ્ટીઓએ આપેલા રાજીનામાં રજુ કરવાના. ૩ ટ્રસ્ટડીડનો ખરડો ઉપજાવી કહાડવા સારૂ એક કમિટિ નીમવા બાબત.

હવે કામ શરૂ થયું. એક ગૃહસ્થે ઉઠીને પ્રથમથીજ શેઠ આદરજીનાં વખાણ બોલવા શરૂ કરી તેમને ખુરશી લેવાની દરખાસ્ત મુકી એટલે બીજા ગૃહસ્થે તેને ટેકો આપ્યો કે તુરત પેલી ગોઠવાયલી ટોળીએ તાળીઓ પાડી. ગડબડ મચાવી મુકી, તે દરમ્યાન ખા. બા. આદરજી ઉઠીને ચેરમેનની ખુરશી ઉપર બેસી ગયા. હવે અત્રે નોંધ લેવા જેવું એ છે કે આ કામમાં મીટીંગમાં હાજર રહેલાઓના મત લેવાયા નહી હતા. વળી બીજું જોવાનું એ કે મીટીંગની ઘણા દીવસ અવલથી એક હેંડબીલ મારફતે અંજુમનને ખબર મળી હતી કે આ

મીટીંગમાં ખુદ આદરજી શેઠને ચેરમેન કરવાની વાત દેખીતી રીતે દુરસ્ત નથી. પરંતુ એ કામની સાથે જરા પણ સંબંધ નહોય તેવો માણસજ સ્વતંત્રપણે ને મજબુત હાથે કામ લઇ શકે, છતાં પણ આ ઇરાદા પુર્વક મચાવેલી ગડબડમાં ચેરમેનની ખુરશી રોકાઇ ગઈ તે ખરેખર રીતીથી ઉલટું થયું હતું અને વળી ગડબડ એવી જારી રાખી હતી કે એમની સામે એમેંડમેંટ મુકવાનો કોઇને વખત આવ્યો નહીં. હવે ડહાપણ વાપરી દીલ મોટું કરી કંકાશનું મોહું પાછું કાળું કરવાને ઇરાદે કામ આગળ ચાલવા દેવામાં આવ્યું, અને સર્વ કોઇએ ખામોશી અખત્યાર કીધી. કારણ કે કેટલાક જણાઓની રીતભાત ઉપરથી જણાતું હતું કે તેઓ ગોયા ઢાલ તરવાર બાંધીને ત્યાં હાજરી આપવા સારૂ આવેલા હતા.

પહેલું કામ ઓડીટરની નિમણુંક બાબતનું તો વગર વાંધે તુરતજ નીકાલ થઇ ગયું.

બીજું કામ ત્રસ્ટી સાહેબોનાં રાજીનામાં રજુ કરતાં શેઠ આદરજી બોલવા બેઠા કે જો હાલમાં રાજીનામાં મંજુર કરશો તો આપણે બોંડો તથા ડીબેનચરો જે બેંકમાં રાખેલા છે. તે ઉપાડી તેમાંથી આ નામો કમી કરવામાં રૂપીઆ બારસોનો ખરચ થશે, ને વળી નવા ત્રસ્ટીઓનાં નામો દાખલ કરાવતાં પણ તેવીજ રીતે એટલો બીજો ખરચ થશે. માટે રાજીનામાં મંજુર કરવાં નહી ને જેમ ચાલે છે તેમ ચાલવા દેવું, ને ત્રસ્ટડીડ તૈયાર થાય તે વારે નવા ત્રસ્ટીઓ નીમવા, કે જેથી તેમનાં નામો પણ બોંડો વીગેરેમાં દાખલ થાય. આ ઉપરથી એમને સવાલ પુછવામાં આવ્યો કે આજે નવા ત્રસ્ટીઓ નીમવા સારૂ કેમ તજવીજ નહીં કરી? ને ત્રસ્ટડીડની સાથે આ નીમણુંકને શો સંબંધ છે? તે વારે પોતે ઉડાવનારા જવાબ આપવા બેઠા કે "હા આજે નિમણુંક કરો, હું ખુશી છું." આ જવાબ તદન ફોકટ હતો, કેમકે અંજુમનને તો લાયક ગૃહસ્થની ખોળ કરવાની

હતી, અને વળી તે વાત આજની મીટીંગમાં મુકવાની જાહેર થયલી નહોતી એટલે તે લઈ શકાયજ નહી. છેવટે જાદે મતે રાજીનામાં આવતા ડીસેમ્બર આખર સુધી મુલતવી રહ્યાં.

હવે વીચાર કરવાની વાત એ છે કે રાજીનામાં છ છ માસ થયાં પોતાની પાસે આવી પડેલાં છે–અવલ પણ આવેલાં હતાં, તે પોતે પાછાં ફ્હાઆં હતાં, ને હવે બીજા નવ માસ તો એમજ પડી રહેશે. વળી બે ત્રસ્ટીઓ ઘણા વરસો થયાં બેહસ્તનસીન થયલા છે તેમની પણ જગા પુરાવવા માટે જરા પણ પોતે તજવીજ કરી નથી એનું નામ તે શું કહેવાય? માત્ર મામા માસીનું મંડળ જારી રાખવાની તજવીજ શીવાય બીજું કાંઈજ નથી. ખરૂં જોતાં તો ચાર જગાઓ લાંબી મુદતની ખાલી છે પણ તે તેમને પુરાવવીજ નથી, તે વાત સિદ્ધ થાય છે. દુની-આમાં કોઈના હાથમાં આવેલી લગામ મુકવા ગમતી નથી. આપના તા૦ ૨૪ માર્ચ ૧૯૧૯ ના પેપરમાં આપ ટીકા કરો છો કે "ખા. બા. આદરજી એક મોટા સુધારક કહેવાય છે અને તેઓ ભરૂચના પારસીઓનાજ નહી, પણ મુંબઈના પારસીઓના સંસાર સુધારાના મોટા હીમાયતી છે" હવે સરખામણી કરવા સારૂ વાંચનારી આલમને અરજ કરવામાં આવે છે. દૂરથી ડુંગર પણ રળીઆમણા લાગે છે તો મુંબાઇથી જોનાર સખસની આંખે ભરૂચમાં બનતી ખામીઓ નજરે ક્યાંથી પડે? બીજું વીચારવાનું એ છે કે ત્રસ્ટીઓનાં નામમાં ફેરફાર કરવામાં રૂપીઆ બારસોનો ખરચ થાય છે એવું બતાવવામાં આવેલું છે તે વાત એક જાતનો બાહુ છે, ને તે છોકરાંઓને બીક આપવા સરખો ઉભો કરેલો છે. નામ ફેરફાર તો કાંઇ પણ ખરચ વીના થઈ શકે તેના રસ્તા છે, પણ તે રસ્તા લેવા એઓ સાહેબને કદાચ રૂચતા યા સુજતા નહી હશે, અને તે અત્રે બતાવવાને વખત કે જગા નથી. નાનાં બચ્ચાંઓ પણ સમજે છે કે ત્રસ્ટીઓની નીમણુંક કરવી અને

ત્રસ્ટડીડનો ખરડો કરવો એ બે વાત તદ્દન જુદીજ છે, છતાં પણ તેને ભેલચી નાંખીને વાત ઉરાડી નાખેલી છે.

ત્રીજું કામ ત્રસ્ટડીડનો ખરડો—આ કામમાં અત્રેના શેઠ એરચશાહ નવરોજી ગાંધીએ ખરી તારીફ લાયક સેવા બજાવી છે, તે એવી રીતે કે અત્યાર સુધી સૌ કોઇ એમ સમજતા હતા કે આ સવાલ ચૌદ વરસનો જુનો છે, પરંતુ "ભરૂચ સમાચાર" પેપરની જુની ફાઇલો ઉથલાવી તે ઉપરથી તારીખ, માસ અને સનેના દાખલાઓ ટાંકી એક હેંડબીલ છપાવીને શેઠ એરચશાહે નક્કી કરી આપ્યું છે કે ચૌદ વરસની વાત જે કહેવાય છે તે ભુલભરેલી છે. વળી ચોવીસ વરસ પણ ઓછાં પડે, એતો ચોતરીસ વરસનો જુનો પુરાણો સવાલ છે ને નવ વરસ ઉપર તો એ સવાલની "સીલવર જુબીલીની" ઝુમ્બેશ પેપરમાં ચાલી રહી હતી. વળી બીજી વાત એમણે એ સાબીત કરી કે હાલમાં એ પેપરમાં જ્યાં જ્યાં ભલતું આવે ત્યાં ત્યાં ખા. બા. આદરજીની તારીફો કુંકાય છે ને હસવા સરખાં લખાણો આવે છે. પરંતુ જુની ફાઇલોમાંથી અનેક દાખલાઓ ટાંકીને શેઠ એરચશાહે હાલના લખાણોના વેકડા ને બુકલા કરીને જમીનદોસ્ત બનાવી દીધાં છે, તેનો એક દાખલો ઘણોજ રમુજી આપેલો છે તે અત્રે લખ્યા વીના રહેવાતું નથી કે તા૦ ૨૭ ફેબ્રુઆરી ૧૯૧૯ ના પેપરમાં એ એડીટર પુરતી ગંભીરાઇથી લોકોને સમજાવે છે કે "જે વહીવટ આજ દીન સુધી ચાલ્યો છે તે જરાપણ નામોશી ઉપજાવનારો કે વહીવટ ચલાવનારને ઝાંખ લગાડે એવો ચાલ્યોજ નથી" એ લખાણ ઉપર ટીકા કરતાં શેઠ એરચશાહ ઠાવકી રીતે પુછે છે કે સને ૧૯૧૧-૧૯૧૨ ને ૧૯૧૩ ના ત્રણ સાલના હીસાબ આઠ આઠ વરસે માત્ર ગયા મહીનામાં શેઠ આદરજીએ આપેલા છે તે ખરેખર જેબ આવનાર છે ને ઝાંખ લગાડનાર કહેવાય નહી. વળી તે હીસાબ આઠ વરસની લાંબી ઢીલ સાથે તદ્દન ઢંગ ધડા વગરનાં

છે. અંજુમનના ફંડનાં મોટાં મોટાં ત્રણ ખાતાઓ છે તેમાંથી હજારો રૂપીઆનો ખરચ થાય છે તે ૧. જનરલ ફંડ. ૨. અંગ્રેજી કન્યાશાળાઓ અને ૩ નસેસાલારનું ફંડ. એ ત્રણ ખાતાઓમાં દર વરસે શું શું જમે આવેલું અને તેમાંથી શી શી બાબતનો શું શું ખરચ થયલો તે સંબંધી એક હરફ પણ બતાવેલો નથી. માત્ર વરસ આખરની સીલીક બતાવી છે એનું નામ તે કોઇ હીસાબ કહેતું હશે?

હવે શેઠ આદરજીની પણ ખાતરી થઇ હશે કે આવા દોસ્તદારોની ખોદાતાલા પનેહ રાખે; કે એમની ખોટી તારીફ વખત બે વખત ગાવામાં આવી હતી તેથીજ કરીને તેમની ખરી ખામીઓ વધારે જોરભેર અજવાળામાં આવી ગઇ ને તે ખામીઓ કાંઇ સાધારણ નથી.

ટ્રસ્ટડીડનો ખરડો તૈયાર કરવા સારૂ એક કમીટી નિમવાનું કામ ચાલતાં તરેહવાર ચુંથણા પડ્યા હતાં ને શેઠ આદરજીના બાજુવાળા તરફથી જે કાંઇ બોલાતું હતું, તે પોતે મુંગે મોંદે સમજ્યા કરતા હતા; અને સામી બાજુ તરફ વારંવાર વચમાં પડતા હતા. પોતાને રૂચતી દરખાસ્ત, ગમે તેવી ઓર્ડર બાહેર હોય તો પણ તે ચાલવા દેતા હતા. એ મીટીંગમાં સારે ભાગ્યે મી. નસરવાનજી નવરોજજી જીનવાલા—બેરિસ્ટર હાજર હતા, ને તેમણે ઘણી વખતે સામે થઇ આડા ફાટતા અટકાવ્યા હતા. એક દરખાસ્ત તો શેઠ આદરજી ઉપર અંજુમનનો વિશ્વાસ છે તેવી લાવીને અડાવી દીધી હતી, ને તે મીઠી મધ જેવી હતી તેથી ખાનબહાદુરને બહુ મનપસંદ આવી, માટે ચાલવા દીધી. તે જોઇને લોકોની અજાયબીનો પાર રહ્યો નહીં. વળી એ દરખાસ્તમાં એમના ભાઇ શેઠ રતનજીને પણ સાથે શણગારી દીધા હતા ને ખરી તોફો દરખાસ્ત બનાવી હતી તે પણ મી. જીનવાલા વચ્ચે પડયાથી ઉડી ગઇ હતી.

આટલું બધું કામ રીતિથી ઉલટું ચાલ્યું તેનું મુળ કારણ એજ

હતું કે ખા. બા. આદરજીને ચેરમેન બનાવેલા હતા. ખરૂં જોતાં તો આ લાંબી ઢીલ બાબત તેમનો જવાબ લઇને તોલવાનો હતો તેને બદલે તેમને ઇન્સાફ તોલવાની ખુરસી ઉપર બેસાડયા હતા. એજ કારણને લીધે પ્રથમથીજ અંજુમનને સુચના અપાઇ હતી કે કોઇ ત્રાહીત શખ્સને ચેરમેન નિમવા જોઇએ. છેવટે કેટલીક કસાકસી થયા બાદ એક કમીટી નિમાઇ હતી, ને આવતા ડીસેમ્બર માસમાં ત્રસ્ટ-ડીડ તૈયાર થવાની વાતો નક્કી કીધી હતી. હવે જોવાનું છે કે ઉઠ કેઇ કરવતે બેસે છે, ને હવે કેટલા ડીસેમ્બર માસે જાય છે. ને વળી અધુરામાં પુરૂં એ કમીટીનાં મેમ્બરોનાં નામો પણ એમની પાર્ટી તરફથી સુચવવામાં આવ્યાં હતાં, અને તેનાં ચેરમેન પણ તેવણ પોતેજ નિમાયલા છે. એટલે હવે બાકી શું રહ્યું ? સમજદાર માણસો માંહોમાંહે બડબડવા લાગ્યા કે આટલે વરસે મીટીંગમાં ત્રસ્ટડીડનો સવાલ આવ્યો ને તે હવે બીજા ચોતરીસ વરસે નક્કી થશે. ને જો ખા. બા. નસરવાનજી તથા ખા. બા. ખોદાબક્ષ તથા શેઠ બમનશા જામાસજીની મહેનત અને ચાંપ નહી હતે તો આજ આ મીટીંગ ભરાતેજ નહીં. જે કાંઇ થયલું છે તે આ ત્રણ સાહેબોના પુન્ય પ્રતાપથી થયલું છે ને લાગવગ ને શરમ મરવતની માયનું પેટ બળે કે પાછું કામ અભરાઈ ઉપર જવાનો વખત આવી પુગ્યો છે.

મીટીંગનાં કામનું છેવટ આવ્યું કે એમનાં તરફનાં માણસોનો જીવ બાગ બાગ થઇ ગયલો દીસતો હતો, ને મીટીંગ બરખાસ્ત થતાંની સાથે ખુશી ને ખુશીમાં તકરાર ઉપર વાત આવી ગઇ, વળી તકરાર કેવી હલકી અને કડવાસવાળી ચાલી હતી તેનો સ્હેજ ખ્યાલ આપવા સારૂ એટલુંજ કહેવું બસ થશે કે તે વીશેક મિનિટ સુધી જારી રહી હતી, અને શેઠ પીરોજશા રૂસ્તમજી વખારીઆ કે જેવણ મીટીંગનું કામ શરૂ કરાવતાં બોલ્યા હતા કે કોઇએ જરાપણ તકરાર કરવી નહિં અને શાંતપણે કામ લેવું. તેઓ પોતે ઉઘાડે માથે ખુરસી ઉપર ઉભા

થઇને બુમો પાડતા હતા ને કેટલાક જણાઓ તેમને સમજાવતા હતા. ઉશ્કેરણીની સલગડી મળે તો પછી બાકી શું રહે. હવે આ વખતે લોકો બોલવા બેઠા કે સામી બાજુ તરફનાં ઉપર બતાવેલા ત્રણ શેઠો હમણાં મીટીંગમાં હાજર થયા હોત તો તેમની પાછળ સો માણસો બીજા હાજર થવાનો સંભવ હતો. ને તેમ થતે તો આ બાજુ ઘણી જોરભેર થતે ને મારામારીનો પાર રહેતે નહિં. માટે એ ત્રણ સાહેબોએ ખરી અગમચેતી રાખીને પ્રથમથીજ બહાર ખબર આપી હતી કે અમે હાજર થવાના નથી.



## શ્રી ભરૂચની પારસી અંજુમનના ફંડના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ—ભરૂચ.

સાહેબ,

ઘણી લાંબી મુદત થઈ અંજુમને ઠરાવ કરેલો છે કે અંજુમનનાં ફંડના નવા ટ્રસ્ટીઓની નિમણોક વેળાસર કરવી, પણ તેનો અમલ ઘણે મહિને કરીને એક નોટીસ તા. ૨૬–૮–૧૯૨૦ની બહાર પાડી છે કે ત્રસ્ટડીડનો જે ખરડો અંજુમને પાસ કીધો છે તેમાં ત્રસ્ટીઓની સંખ્યા નવની રાખવાનું ઠરાવેલું છે, માટે હાલનાં ત્રસ્ટીઓની સંખ્યા જે છની છે તે વધારવા માટે ત્રણ નવા ત્રસ્ટીઓની નિમણોક સાત વરસને માટે કરવા સારૂ તા. ૩ અકટોબર ૧૯૨૦ને રોજ અંજુમનની મીટીંગ મળશે.

ત્રસ્ટડીડના ખરડામાં સાફ ફરમાન છે કે હવેથી ટ્રસ્ટીઓની નિમણુંક મીટીંગમાં હાથ ઉંચા કરીને મત લઇને નહિં કરતાં, તે બેલટ ઇઆને વોટીંગ પેપરથી કરવી, તે છતાં આ ખાસ જરૂરી નિમણોક સાથે ભારે સંબંધ રાખનાર રૂલનો અમલ નહિ કરવાનો હેતુ શું છે તે અમારા સમજવામાં આવતું નથી.

મેમ્બરોની નિમણોક મીટીંગમાં હાથ ઉભા કરી મત લેવામાં શું શું ખટપટ–ને લાગવગ તથા ના–પસંદ કરવા જોગ દેખાવો કરવામાં આવે છે તે અત્યાર સુધીમાં અમારી મદેહનજરોથી તથા બીજી રીતે સારી પેઠે બતાવવા ને સમજાવવામાં આવ્યાથી જ ટ્રસ્ટીઓએ પોતે રજુ કરેલા તથા તૈયાર કરાવેલા ખરડામાં તે બાબતની રૂલ રદ કરીને અંજુમને આ મહત્વની રૂલ દાખલ કરી છે તે વાત તમારી ધ્યાન બહાર ગઇ નહિં હશે.

ભરૂચ, તા. ૩ સપ્ટેમ્બર ૧૯૨૦. લી. દુવાગો સેવકો,

**સોરાબસા હોરમસજી.**
N. S. Ginvala.
**બમનસા જામસજી.**

# ભરૂચની પારસી અંજુમનનું ટ્રસ્ટડીડ.

"સાંજ વર્તમાન"ના અધિપતી જોગઃ—

**સાહેબ,**

નામદાર ડ્યુક ઓફ કોનોટ વિલાયતથી હીંદુસ્તાન પધારી તસ્દી લઇને અત્રે રીફોર્મ એકટ મુજબ નવી કાઉન્સીલો ખુલ્લી મુકી અને પાછા પોતાને વતન સીધાર્યા, તેમજ વળી કાઉન્સીલોની પહેલી સેશન્સ પુરી થઇ, અને કાઉન્સીલરો પોતપોતાને ઘરેબારે થઈ ગયા છે. આવાં મોટાં રાજદ્વારી કામો સહેજ વખતમાં આટોપાઇ ગયાં છે. પરંતુ ભરૂચની પારસી અંજુમનનું એક નજીવું કામ કે જે તેનાં નાણાંનું ટ્રસ્ટડીડ આજ પાંત્રીસ વરસ થયાં લટકયાં કરે છે, તેનું કશું પણ ઠેકાણું આજ દીન સુધી પડેલું નથી, અને બીજી રીતે કહીયે તો ભરૂચનાં ટ્રસ્ટીઓનાં અંધેર બોર્ડનો દીવસ હજુ પણ વળેલો નથી. એ વાત ભારે અફસોસની છે.

ત્રણ વરસની વાત ઉપર અત્રેના જાણીતા શહેરી ખા. બા. નસરવાનજી શેરીયાદજી જીનવાળા, તથા બમનશા જામાસજી જંબુસરવાળા તથા આપના સેવકે ભારે મુશીબત ઉઠાવીને એ બાબતમાં ચાલતી ચળવળની આગેવાની કરી હતી, અને તેને "જામે જમસેદ" તથા "સાંજ વર્તમાન" વિગેરે અખબારોએ પોતાનો મજબુત અને વખાણવાલાયક ટેકો આપેલો હતો. અને વળી તેને ચોગરદમથી ઉત્તેજન મળતું જતું હતું, તેના પુન્ય પ્રતાપે અમારા મહેરબાન મેનેજીંગ ટ્રસ્ટી ખા. બા. આદરજી મંચેરજી દલાલને નાઇલાજે નમવું પડયું હતું, અને ટ્રસ્ટડીડનો એક ખરડો ખોડખામીઓથી ભરપુર જેમ તેમ કરીને મંજુર કરાવવો પડયો હતો. આ હકીકત ન્યુસપેપરોમાં આવી ગઈ છે, તેમાં પરગામના સાહેબો એમ સમજતા હશે કે હવે

ભરૂચની પારસી પંચાયતનું ત્રસ્ટડીડ થઇ ગયું છે. પરંતુ ખરૂં પુછો તો એમાંનું કશુંય થયલું નથી.

મુળ તકરાર બે બાબતની હતી. પહેલી બાબત એ હતી કે, રીતસર ત્રસ્ટડીડ બનાવવું, અને બીજી બાબત એ હતી કે ત્રસ્ટીઓનું હાલનું મંડળ જે મામા માસીનું અને લાગવગથી ઓટલા ઉડીઆણામાં ગેરરીતે થયલું હતું તે ખાસ કરીને સુધારવું જોઇએ, કારણ કે તેનાં પરિણામે પંચાતનો બધો વહીવટ અને અધિકાર માત્ર એકજ હાથે આવી જઇને અંજુમનને હીણું લગાડનાર થઇ પડેલું છે.

પહેલી બાબત વીશે ત્રસ્ટડીડનો ખરડો હાથમાં લેવડાવવામાં શું શું ચુંથણા પડેલા હતા તેનો ખ્યાલ પરગામવાસીઓને ભાગ્યેજ આવી શકશે. આ કામ કોઇ અમુક સખ્સના લાભનું કે સ્વાર્થનું નહોતું, પરંતુ આખા અંજુમનના હીતનું હતું. તેવા કામમાં હસદ હઠીલાઈ, અદેખાઇ તેમજ હુંપદ, આપમત કે ખાલી ફીસીઆરીની કશી પણ જરૂર હતી નહી, પણ લાંબો વિચાર રાખીને માત્ર અંજુમનના હિત તરફ નજર રાખીને કામ લેવાનું હતું, પણ તેને બદલે અફસોસ કે લાગવગ, કાલાવાલા, ધાકધમકી તેમજ વળી તરેહવાર યુક્તિઓ તથા બાજીઓ રચાયલી જોવામાં આવતી હતી. કોઈ દીવસ કોઇ પણ ઠેકાણે નહી બનેલું તેવી રીતે રાતના આઠ વાગ્યા સુધી મીટીંગ લંબાવીને જેમ તેમ ઢંગધડા વગરનું કામ ચલાવીને ત્રસ્ટડીડ ખતમ કીધું કે, રખેને આ મીટીંગ મુલતવી રહે ને બીજી મીટીંગમાં પોતાના પક્ષની સંખ્યા ઓછી થઇ જાય, ને મરજી મુજબ કામ પાર ઉતરે નહીં. હલકી અને અભણ કોમને ન છાજે તેટલી ઉતાવળ અને અધીરાઈ કરવાની આવા ભારે કામમાં શી જરૂર હતી તે સમજ પડતી નથી. પ્રથમથી નોટીસ આપીને કેટલીક દરખાસ્તો તથા સુચનાઓ થઇ હતી તે ઉપર વીચાર અગર વિવેચન કરવા દેવામાં આવેલું ન હતું. આવી હાલ હવાલ રીતે બનાવેલો

ખરડો બેશક ઘણી બાબતોમાં ખામીવાળો હોવો જોઇએ. ને તેવી તરેહનો આ ખરડો ખાસ બનાવેલો છે. અને જો ચંદરોજમાં નાણાંની બરબાદી કરીને તે સુધારવાની ફરજ અંજુમનને નહી પડશે તો એક મોજેજા સમાન ગણાશે.

આ ખરડો નાનો સરખો છે ને આશરે ચાલીસ કલમનો બનેલો છે, ને તે પસાર થયા બાદ, ભરૂચથી મુંબઇ તરફથી સોલીસીટર પાસે તપાસવા સારૂ રવાના કરવામાં નવ માસની વીલંબ થઈ હતી. આટલી લાંબી મુદત તેને અત્રે બાંધી રાખવાને કશુંએ કારણ નહોતું. બીજો કોઇ સબબ હોય તો વખત ગુમાવવાનેજ ખાતરજ તજવીજ કદાચ હોવી જોઇએ, અને અમારી તો ખાત્રી છે કે સોલીસીટર સાહેબ તરફથી આ નમુનેદાર ખરડામાં ઘણી અગત્યની બાબતોમાં વાજબી રીતે વાંધા લેવામાં આવશે, અને ઘણો વખત ગુમાવવા ખાતર આવો હાલ હવાલ ખરડો જાણીબુજીને બનાવેલો હોય એવી વાત ખુદ બેવજુદ સાબેત થશે.

હવે બીજી બાબત ઉપર વીચાર કરતાં, નવા ખરડા મુજબ ટ્રસ્ટીઓનું નવું મંડળ, નવ મેમ્બરોનું બનાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું, ને તે પૈકી છ મેમ્બરો જે આગળના એટલા ઉદીઆણાના બનેલા છે તે કાયમ રાખવા, તથા ત્રણ ટ્રસ્ટીઓ નવા ચુંટી કહાડવાનું ઠરાવેલું હતું. ખરડો બનાવવાની મીટીંગમાં ભારે તકરાર ઉઠાવવામાં આવેલી હતી કે હવેથી તમામ ટ્રસ્ટીઓની નીમણુંકની મુદત સાત વરસનીજ થવી જોઇએ. પરંતુ તે વાત જુના ટ્રસ્ટીઓને રૂચતી આવી નહોતી; ને પોતે તો ટ્રસ્ટીઓની ખુરશી ઉપર પોતાની જીંદગી સુધી જારી રહેવાની આટલી બધી ઇન્તેજારી બતાવી હતી કે સમજદાર માણસો વિચારમાં પડયા હતા કે બીન સ્વાર્થી કામમાં આટલી હદ સુધી જવાની શી જરૂર હતી, કે "અમને તો અમારી હયાતી ખતમ થાય ત્યાં સુધી રહેવા દો અને માત્ર નવા ટ્રસ્ટીઓના માટે ચાર વરસની મુદત રાખો."

એટલા ઉઠીઆણુમાં બની ગયલા મામા માસીવાળા જુના ૭ ત્રસ્ટીઓ—જે પોતાની જીંદગી સુધી જારી રહેલા છે—તેમનાં નામ તથા તેમનાં એક બીજા સાથનાં સગપણ તથા સંબંધ નીચે મુજબ છે.

૧. ખા. બા. આદરજી મંચેરજી દલાલ (પોતે), ૨. રૂસ્તમજી મંચેરજી દલાલ ( તે ખા. બા. આદરજીના સગા ભાઇ ). ૩. શેઠ જમસેદજી બમનસા વકીલ (તે ખા. બા. આદરજીના માસીના દીકરા). ૪. ને ૫. શેઠ મંચેરશા સોરાબજી વખારીઆ તથા ખા. બા. ડાકટર બરજોરજી સોરાબસા (તે ખા. બા. આદરજીના સગાઓ, તથા એમના તથા એમના ભાઇના જીવજાન દોસ્તદારો ). ને ૬. શેઠ જામાસજી હોરમસજી જંબુસરવાલા ( તે ખા. બા. આદરજીના સગા તથા દરેક બાબતમાં એમના મતને ટેકો આપનાર ).

કોઇપણ શખ્સ ઉપલી હકીકતથી વાકેફ થઇને કહેશે કે આ મંડળ તો ખરેખર દરેક વાતે ના–પસંદ કરવા જોગ છે, ને તે હસતીમાં કદી પણ આવવું જોઇતુંજ નહોતું. આવો નાલાસી ભરેલો મામલો સુધારવાના હેતુથી ભારે લડત કરીને ખરડામાં એવી કલમ દાખલ કરવામાં આવી હતી કે હવેથી ત્રસ્ટીઓની નિમણુંક મીટીંગમાં હાથ ઉંચા કરીને કરવી નહિં, પણ વોટીંગ પેપરથી મત લઇને કરવી. કે જેથી લગભગ અરસપરસ સંબંધ વિગેરેથી કોઇપણ માણસ દબાય નહિ, અને છુટથી મત આપનારાઓ પોતાની મરજી મુજબ મત નોંધાવી શકે. આવી હકીકત છતાં ખરડો પસાર થયા બાદ બાર માસે ત્રણ નવા ત્રસ્ટીઓની નિમણુંક થઈ તે માટે વોટીંગ પેપરથી મત નહિં લેતાં, મીટીંગ બોલાવીને તેમાં પ્રથમથી નક્કી કર્યા પ્રમાણે નિમણુંકો થઈ ગઈ. આ બાબતમાં પ્રથમથી અને વખતસર મેનેજીંગ ત્રસ્ટી સાહેબને અમારી તરફથી લખવામાં આવેલું હતું કે રૂલ મુજબ વોટીંગ પેપરથી મત લેવાને માટે શા સારૂ બંદોબસ્ત કરતા નથી. તે છતાં પણ એમના વિચારમાં કાંઈ ફેરફાર થયો નહોતો. સૌ કોઇ સમજી

ગયા કે આવી રીતે ચાલ ચલાવવામાં ઉંડાણુમાં હેતુ શું છે, ને તે અત્રે લખવાની કાંઇ જરૂર દીસતી નથી. આનું નામ તે શું કહેવાય? દુનીયામાં આપખુદીની પણ કાંઇ હદ હોય છે.

આ ત્રણ નવા ત્રસ્ટીઓનો સંબંધ ખા. બા. આદરજી દલાલ સાથે નીચે મુજબ છે.

૧. શેઠ રતનજી ફરદુનજી જીનવાલા (તે મહમદપુરા કોટન પ્રેસીંગ કંપનીના એજન્ટ, કે જે કંપનીના ડીરેકટરોની બોર્ડના ખા૦ બા૦ આદરજી ચેરમેન છે).

૨. શેઠ પીરોજશા રૂસ્તમજી વખારીઆ (ઉપલા લીસ્ટના નંબર ૪ વાલા શેઠ મંચેરશા વખારીઆના કાકાના દીકરા અને ખા. બા. આદરજી સાથે વેપાર અર્થે એમના બાપના વખતથી વરસોનો સંબંધ ધરાવનાર.)

૩. શેઠ જહાંગીરજી જમસેદજી ડુંગાજી (આખા ત્રસ્ટીએના મંડળમાં આટલા એજ સખ્સ છે કે જે ખા. બા. આદરજીના રોહમાં સહેલાઇથી આવી ન શકે).

આ ત્રણ નવા નાયકો થયા તેથી શું ફાયદો થયો? તે થઇ તે પણ સરખી અને નહિં થતે તે પણ સરખીજ છે, સબબ કે એક હાથે જામી ગયલી સત્તા તો જામીજ રહી છે. એનું નામ શું કહેવાય? માત્ર નાટક ભજવાયલો કહેવાય. ભરૂચ શહેરમાં પારસી અંજુમનમાં ખા. બા. આદરજીએ ખુદ પોતાનું સ્વરાજ દાખલ કીધું છે. આ તો ફક્ત ભરૂચમાંજ નભી શકે. દુનીયાઇ લોભ તરેહવાર છે.

ભરૂચ, તા. ૧૩ મી એપ્રીલ ૧૯૨૧.

સેવક તમારો,

**સોરાબશા હોરમસજી.**

મહેરબાન ખા. બા. આદરજી મંચેરજી દલાલ.
પારસી અંજુમનના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ,
ભરૂચ.

સાહેબ,

આપની નોટીસ તા. ૯ મે ૧૯૨૧ ની આજરોજ છપાઇને વહેંચાઇ કે ભરૂચની પારસી અંજુમનના ત્રસ્ટડીડનો ખરડો મુંબઈ સોલીસીટર તરફ તપાસવા સારૂ ગયલો તે કેટલાક ફેરફાર તથા વધારાની સુચનાઓ સાથે પાછો આવ્યો છે, તે તા. ૧૨ જુન ૧૯૨૧ ને રવીવારને રોજ અંજુમનની મીટીંગમાં રજુ કરવામાં આવશે, ને તે અંજુમનના જાણવા સારૂ પંચાતની ઓફીસમાં ખુલ્લો મૂકવામાં આવ્યો છે વગેરે.

એ નોટીસના સંબંધમાં લખવાનું કે ત્રસ્ટડીડનું કામ કાંઈ નજીવું નથી, તે ભારે મહત્વનું છે, ને અંજુમને તેમાં ઉંડા ઉતરીને બારીક ને લાંબી નજરે જોવાનું છે. પંચાતની ઓફીસમાં એ બાબતના કાગળો મૂકવાથી કશો ફાયદો થવાનો નથી, લોકો કાંઇ નવરા નથી કે પંચાતની ઓફીસમાં જઈ નીરાંતે કાગળો વાંચીને તેનાં ઉપર લક્ષ પૂર્વક વીચાર કરવાને પોતાનો વખત ફાજલ પાડી શકે, અગર બીજા લોકોની સાથે મસલત કરી શકે. હાલમાં ગજબ ગરમી પડે છે, રાત સુધી ગરમ પવન ફુંકાય છે તેવા વખતે બપોરના બાર વાગ્યા પછી આપ લોકોને પંચાતની ઓફીસમાં બોલાવો છો; લોકોને તકલીફમાં ઉતારવાને બદલે સરળ અને સુતરો રસ્તો એ છે કે સોલીસીટર સાહેબનો કાગળ તથા તેમની ભલામણો તથા સુચનાઓ વગેરે જે કાંઇ થઇ હશે તે છપાવીને તાકીદે અંજુમનમાં વહેંચવી જોઇએ કે તે ઉપર લોકો પોતાની ફુરસદે વીચાર કરી શકે.

આપ સાહેબને સારી પેઠે યાદ હશે કે રાતનાં દીવાબત્તી કરીને લગભગ આઠ વાગ્યા સુધી મીટીંગ લંબાવીને હાયહુસથી કામ આટોપીને ખરડો પસાર કરાવવામાં આવેલો છે, અને તે રીતસર નથી. વખતસર જે જે દરખાસ્તો મીટીંગનાં દીવસ અગાઉ આપના તરફ મોકલવામાં આવેલી હતી તે બધી મીટીંગમાં રજુ થઇ નહોતી, તેમજ એ ખરડાનું ખોખું તૈયાર થયું તેમાં વાક્ય રચના કેવી છે તે ઘણા લોકોના જાણવામાં પણ મુદ્દલ છેજ નહી, અને તે પૈકી એક હું પોતે છું. અને જ્યારે મૂલ ખરડાની બાંધણી આટલી લાંબી મુદતે લક્ષમાં હોય નહી ત્યારે તેમાં ફેરફાર કરવાની સુચનાઓ તે ખરડા સાથે કેવો સંબંધ રાખનારી છે તે વાત ઉપર વીચાર કેવી રીતે થઈ શકે? માટે આપ સાહેબને વિનંતી કરવાની કે એ મુલ ખરડો પણ જરૂર છપાવીને વખતસર અંજુમનમાં વહેંચવો જોઇએ કેમકે તે વિના જે કાંઈ વીચાર કરવા તે નકામા છે. આવી ભારે અને જરૂરી બાબતમાં છપામણના ખરચ તરફ જોવાનું નથી કેમકે આગળ ઉપર એથી સો ગણો ખરચ થવાનો છે.

કબીજો ત્રસ્ટીઓની મીટીંગમાં ઠરાવ કરાવીને આપે આ નોટીસ કહાડી હશે, તો તસ્દી લઇને આ મારો કાગળ ટ્રસ્ટીઓની મીટીંગમાં તાકીદે મૂકી જે ઠરાવ થાય તેની મને વખતસર ખબર આપવાની મહેરબાની કરશો.

ભરૂચ તા. ૧૩ મી મે ૧૯૨૧.

દુવાગો સોરાબસા હોરમસજી.



*To,*

# K. B. Adarji M. Dalal,

**Managing Trustee of the Parsee Panchayat at**

BROACH.

DEAR SIR,

Thank you very much for the correspondence, which I return herewith.

By the bye I cannot allow this opportunity to pass without inviting your attention to a point, which seems to have put you or the trustees on a wrong scent by my correspondence.

In your first letter to Mr. Modi dated 27th August 1917 you have stated "પણ ભરૂચના કેટલાક આજના શીખેલા જુવાનીઆઓના મનમાં કંઇ એવી વાત પેસી ગઇ છે કે ત્રસ્ટડીડ વગર અંજુમનનું કામ ચલાવવું જોખમકારક છે માટે ગમે તે થાય પણ તુરત કરી દેવું." and in your reply to Mr. Alamshaw's letter you have more or less reiterated the same by writing "But our young friends have not the remotest idea of the same.......... ......Is it not just like what people are talking of the "Home Rule" without knowing a bit of it?"

These are statements wholly untrue and seem to convey an insinuation against myself as far as I can judge from the tenor and wording of letters. It is a matter of sincere regret that facts should be so perverted or distorted and the learned Doctor should be made to understand that the young educated men of to-day know absolutely nothing about the Trust-deed and they want to hurry up the matter, come what-may, at all cost, inconvenience, disadvantage & loss to the Anjuman. Who ever said like that? Who ever said 'ગમે તે થાય પણ તે દુરત કરી દેવું.' You Sir, seem to be labouring under an impression that I am all along crying for the moon.

No, I am only fighting on constitutional lines against some of the unconstitutional and some times arbitrary methods of the Trustees. I am simply fighting for the rights & privileges of the Anjuman. Give the Anjuman what is rightly due and consult its wishes in questions which lie within the power of the Anjuman to decide.

There ends the matter, and no body has a right to grumble, but the wishes of the Anjuman are at times over-ridden to the satis-

faction of the microscopic minority at the expence of giving offence to the vast majority.

I shall feel obliged if you will kindly remove the vague impression from your mind that young men have no idea about the expenses, inconvenience and trouble involved in the framing of the Trust-deed.

What I craved for and begged of you in the interest of the Anjuman & Anjuman alone was that the Trustees should make a move and a beginning for the Trust-deed. The scheme seemed to be in abeyance for the last 10 years and nothing practical seemed to have been done by the Trustees. If I wrote anything in this matter or other kindred-questions, you must rest assured that it was all a labour of love and I was not at any time actuated by personal motives.

Another thing which I should like to enter into here is the prevailing notion with some of your party that being a young man I know absolutely nothing about the Trust-deed. Yes, that is a thing peculiar to Broach where I have learnt for the very first time that young age is a sin, hence young men are doomed to

failure in all and sundry matters and should be the last and the least to be listened to. If this is the way of the world, then I would like to be gagged and I would remain contented with sitting in a corner with my arms folded, but I believe it is not so at all places and at all times. There is a change in the angle of vision in all things. The schoolmaster is abroad. The air is full of liberty of speech and freedom of action. This keeps me hopeful of whatever I do and am still doing, inspite of my supposed defect of young age and stature. Many a men among your party can be pointed out for the ignorance of the provisions and scope of our Trust-deed and if I am one of them I can derive consolation that the fault is common to many of us. It is simply a folly to blow one's own trumpet, but this much I can say in passing that in my capacity as the Sub Registrar of deeds and the Registrar of Joint Stock Cos., a number of Trust-deeds relating to private institutions, societies, libraries and persons have passed from my hands. Yet I am fully aware that, a Trust-deed of a Parsee Anjuman is a novelty and must be drafted out by men of mature experience and by those only who have had to work at it.

I feel I have not written sufficiently well to vertilate my view, but I trust this simple letter written with the avowed object of helping a good cause will eredicate some peculiar views expressed in season & out of season by your goodself and some of your colleagues.

Yours truly

**Manekshaw Phirozshaw Kapadia.**



# ભરૂચમાં ગંભાર ફંડનો વિચિત્ર ઉપયોગ.

જમણ બદલ ગરીબ પારસીઓને કાચો અનાજ વહેંચવાનો " સુધારો " !

ભરૂચા જરથોસ્તીઓમાં ખળભળાટ.

વાંધો લેનારાઓને "ધાન દાળ ચાટુઓ"ની ઉપમા !

પંચાયતના મેનેજીંગ ટ્રસ્ટીની નુકતેચીની સામે સખ્ત પોકાર.

" શું ભરૂચા પારસીઓ ખાવામાં નીચા તથા દારૂ પીવામાં છાકટા છે ? "

સખાવત કરનારાં નરનારીઓની કજા બાદ તેઓની ઇચ્છા ઉપર ફેરવવામાં આવતું પાણી.

પંચાયતના ટ્રસ્ટીઓની સત્તાનો સવાલ.

અંજુમનની બહાલી અને કોરટની પરવાનગી વગર ફેરફાર નહીં થઇ સકે.

મી. એડીટર,

તા. ૨૪મી ડીસેમ્બર સને ૧૯૧૫ના રોજના આપના બહોળો ફેલાવો પામેલા પત્રમાં આપના ભરૂચના ખબરપત્રીએ એક પત્ર લખી મોકલેલો છે તે "ભરૂચમાં ગંભારની ઝુંબેસ" ના ચમકાવનારા મથાળા નીચે છપાયલો છે, કે હાલમાં કેટલીક અડચણોને લીધે ગંભારનું જમણ થઈ શકે તેમ ન હોવાના લીધે ગરીબ જરથોસ્તીઓમાં કાચું સીધું વહેંચી આપવાનો પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોએ ઠરાવ કીધો છે તે સામે કેટલાક ગ્રહસ્થોએ ઝુંબેસનો ઝુંડો ઉભો કરેલો છે. આટલેથી એ વાત નહી અટકતાં બીજા પેપરોમાં એ વાતને અચ્છી તરેહથી ગુંચવવામાં આવી છે.

આવી રીતે ઉતાવળે પેપરોમાં દોડી જવાનું કારણ એમ સમજાય છે કે ભરૂચની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબો જે જે કામ કરે છે તે તમામ નેક અને વાજબી છે એમ સમજવું જોઇએ અને તેના સામે કો એ અવાજ ઉઠાવવો નહી. આવી રીતી તો અસલના જમાનાને છાજતી ગણાય, પણ વીસમી સદીના વિચારવંત અને ભણેલા જવાનીયાઓ તેને હસી કહાડે છે.

આજ સુધી જે હકીકતો છપાઇ ગઇ છે તે માત્ર એકજ બાજુ તરફની હીમાયત કરનારી છે અને આશા છે કે બીજી બાજુને ઇન્સાફ આપવાને ખાતર આપ સાહેબ આ લખાણુ આપના પેપરમાં છપાવવાની મહેરબાની કરશો.

લાંબો વખત થયાં ભરૂચના પારસી પંચાયતના ટ્રસ્ટીઓની બાબતમાં કેટલીક કહેણી ચાલે છે ને તે ઘણી મરતબે પેપરમાં આવી પણ ગઈ છે. તેમાં બે બાબતો મુખ્ય છેઃ— પહેલી તો એ કે પંચાયતના ટ્રસ્ટીઓની નિમણુંક કરવાની રૂઢી એવી છે કે જુના જમાનાને પણ તે છાજતી નથી. જે નવી નિમણુંક થાય છે તે અંજુમ-

ના વિચારોને માન આપીને થતી નથી. બીજી બાબત એ છે કે પંચાયતનું ફંડ આશરે રૂ. ૧૦ લાખ સુધીનું થયલું છે તો પણ તેનું ટ્રસ્ટડીડ કરવામાં આવતું નથી. આજથી ૬ વરસની વાત ઉપર અંજુમને ધીરજ મુકી દઇ રીતસરનું દબાણ કર્યું ત્યારે ટ્રસ્ટી સાહેબોએ અંજુમનની મીટીંગ બોલાવી. તેમાં ઠરાવ થયો કે નવી રૂલ ઘડવી અને ટ્રસ્ટડીડ કરાવવું. તે ઠરાવને આધારે મુંબઇમાં એક સોલીસીટરની મારફતે બન્ને બાબતનો ખરડો તૈયાર થઇ છપાઇને રજુ થયો, તે વિચારમાં લેવા તથા તેમાં જરૂર લાગતી વધઘટ કરવા એક કમિટી નક્કી થઈ હતી.

હવે એ વાત અહીંજ અટકી. પછી ટ્રસ્ટી સાહેબો તરફથી કાંઇ પણ પગલાં એ સંબંધમાં આજ સુધી લેવાયાં નહીં. જ્યારે કોઈ ગ્રહસ્થ એ બાબતમાં હિંમત રાખી પુછે છે કે આ બાબતનું શું થયું ત્યારે એકનો એક જવાબ મળે છે કે "ધીરજ રાખો, મુંબઈમાં રૂલ તથા ટ્રસ્ટડીડ થયલાં છે તેનો અનુભવ લેવા દો." આવી રીતે કરતાં કરતાં ૬ વરસ વહી ગયાં ને પાછો હાલમાં પણ તેવોજ જવાબ મળી ચુકયો છે. હવે જોવાનું એ છે કે ધીરજ કેટલાં વરસ રાખવી ને અનુભવ કેટલા વરસ લેવા દેવો અને તે દરમ્યાન નવા ટ્રસ્ટીઓ કેવા ને કેટલા થવા દેવા. વિચારની વાત એ છે કે અંજુમને એક વખતે ઠરાવ પસાર કર્યો તેનો અમલ થતો બંધ કરવાને કોઇ પણ ટ્રસ્ટી સાહેબને અધિકાર છે કે?

દિન પર દિન અંજુમન આવી રીતે નારાજ થતી જાય છે ને બીજી તરફથી ટ્રસ્ટી સાહેબો પોતાને ટ્રસ્ટી તરીકે કેટલો અને શી બાબતમાં અધિકાર છે તે વાત સરતચુક થઇ જાણે પોતાના માની લીધેલા "સુધારા" ના વિચારોને આધારે અંજુમનને શીખવવા બેસે છે કે "તમારે ફલાની ફલાની બાબતોમાં સખાવત કરવી નહી, પણ તેને બદલે અમુક અમુક કામમાં રૂપીઆ વાપરવા." એવી રીતે અનેક

વાર થવાથી લોકોમાં ગભરાટ ફેલાયો કે ટ્રસ્ટી સાહેબોની વળણ જુદી જ તરેહની છે, અને તેને સારૂ સાવચેતી રાખવી જોઇએ.

શેઠ જીવાજી જસુભાઈના ગંભારનો દીવસ નજદીક આવ્યો તે વારે જમણ બંધ કરવાનો વિચાર માલમ પડ્યો. તે વાતથી લોકો એમ સમજ્યા કે હાલમાં તો રૂપીઆનું કાચું સીધું વહેંચી આપવામાં આવ્યું છે, પણ આગળ જતાં તે પણ બંધ કરાવી નાંખશે; માટે આ બાબતમાં કાયદાનો અને અધિકારનો મોટો સવાલ રહેલો છે, તેનો ખુલાસો કરાવવો કે એ નાણાનો ઉપયોગ જુદી રીતે થઈ શકે કે કેમ? તે ઉપરથી એક પ્રોટેસ્ટ લખી મોકલવામાં આવ્યો હતો. તેની એક નકલ આ સાથે બીડી છે તેમજ તેનો ટ્રસ્ટી સાહેબો તરફથી આવેલો જવાબ તથા તેના પ્રતિઉત્તરની નકલો પણ આ સાથે મોકલી છે; તે તથા આ પત્ર છાપવાની મહેરબાની કરશો કે જેથી વાંચનારી આલમને તમામ ખુલાસો થઈ જસે કે એ ઝુમ્બેશ માત્ર "ધાનદાળ ચાટવાની" નથી, પણ અંજુમનના ટ્રસ્ટી સાહેબો પોતાનો અધીકાર કેવી રીતે વાપરે છે તે બાબતની છે. એ પ્રોટેસ્ટમાં ફક્ત ૩૪ ગ્રહસ્થોની સહીઓ લેવામાં આવી હતી. તે ગ્રહસ્થો એવા છે કે તેઓમાંથી ભાગ્યે એક યા બે જણા જમણમાં હાજરી આપતા હશે. એ ગ્રહસ્થો પૈકી બે ગ્રહસ્થો ખાનબહાદુરના ઈલ્કાબ ધારણ કરનારા, ચાર ગ્રહસ્થો બહોળી કમાણીના ડાકટરો, એક હાઈકોર્ટ વકીલ, એક પોલીસ ઈન્સપેક્ટર, એક જીન તથા પ્રેસના માલીક ને રૂના મોટા વેપારી, બે સરકારી પેનશનરો, તેમજ વળી જમીનદાર, કંટ્રાક્ટર, ટીમ્બર મરચંટ, મેશરસ ગ્રીવસની મોટી પેઢીના કુલ એજંટ તથા મોટા કાપડીયા, ગાંધી, દારૂવાળા તથા જાણીતા કુટુંબોના નબીરાઓ જેવા કે ખંબાતા, મારસલ, દલાલ, ડુંગાજી, મુનસફ અને મશહુર વિદ્વાન કુટુંબ દસતુર કાગદીન વીગેરે. આવા ગ્રહસ્થોના સંબંધમાં "ધાનદાળ ચાટવાની" બાબે બોલવું પણ ઠીક લાગે નહી.

આ કાગળ ખતમ કરતાં પહેલાં ઇનસાફને ખાતર અત્રે કહેવું જોઇએ કે અંજુમનના દસ પૈકી એક ટ્રસ્ટી સાહેબ તો પોતાની નીમણૂંક થતાં અવલથીજ કાયમના મુંબઇવાસી છે, ને બાકીના નવ પૈકી કેટલાક સાહેબો અંજુમનના ધંબારો બાબેના વીચારોને ટેકો આપનારા છે.

આ પત્ર લખી જણાવવાની તથા ટ્રસ્ટી સાહેબો સાથેનો પત્ર વહેવાર જાહેરમાં મુકવાની મતલબ એ છે કે ભરૂચની અંજુમન હવે પોતાના શહેરના જાહેર ફંડો માટે ટ્રસ્ટડીડ થયલું જોવા માગે છે, અને ટ્રસ્ટી સાહેબોની નીમણુંક જે કાંઇબી ધોરણ વગર તથા આખી અંજુમનની હાજરી વગર કોઈ કોઇના ઉઠમણાંની મીજલસ જેવા પ્રસંગે થાય છે તે નીમણુંક માટે કાંઇબી કાયદાપુર્વક ધોરણની જરૂર હવે છે એમ અંજુમન ટ્રસ્ટી સાહેબોનાં છેલ્લાં કેટલાંક કામો ઉપરથી જોઇ શકે છે. હાલ એજ અરજ.

તા૦ ૨૧-૧-૧૯૧૬.

લી. દુવાગો સેવક

**મે. ફ. આલમશા.**

હાઇકોર્ટ વકીલ.



( પત્ર વહેવાર. )

## ત્રસ્ટીઓ જોગો ગયલો કાગળ.

ભરૂચ તા૦ ૨૩-૧૨-૧૯૧૫.

શ્રી ભરૂચની જરથોસ્તી અંજુમનનાં ફંડના ત્રસ્ટી સાહેબો, ભરૂચ.

સાહેબો,

શહેર ભરૂચની જરથોસ્તી અંજુમને ઘણી દીલગીરી અને ભારે અજાયબી સાથે એવી ખબર જાણી છે કે બેહસ્તનશીન શેઠ જીવાજી જસુભાઇની નૈયતે જે દરસાલ ઘંબાર જમણ સાથે થયા કરે છે તે ઓણુ સાલ થનાર નથી અને તેમનાં ત્રસ્ટ ફંડના વ્યાજની રકમનો ઉપયોગ ત્રસ્ટનાં ફરમાનથી જુદોજ કરવાનો વીચાર આપ ત્રસ્ટી સાહેબો તથા મુળ ત્રસ્ટ કરનાર સાહેબના વારસો રાખો છો.

૨. આ ખબર જો કાંઇ પાયાવાળી હોય તો આપ સાહેબો તસ્દી લઇને અમને જણાવવાની મહેરબાની કરશો કે એ ત્રસ્ટીને વ્યાજના રૂપીઆ કેવી રીતે ખરચવા સારૂ ત્રસ્ટડીડમાં લખાણુ છે, અને ઓણુ સાલ શા આધારે દર સાલ કરતાં જુદીજ રીતે ખરચ કરવાનો ઠરાવ કરેલો છે.

૩ અમને એવી સલાહ મળેલી છે કે કાયદાનું ફરમાન એવું ખુલ્લું છે કે ત્રસ્ટડીડનાં લખાણથી જરા પણ ઉલટા ચાલવાને કોઇને પણુ, પછી તો ત્રસ્ટના ત્રસ્ટીઓ અગર ત્રસ્ટ કરનારાના વારસો, અગર તો તે બધા ભેગાઓને—એ બાબતમાં જરા પણુ સત્તા નથી. અને વળી સાદી સમજણથી પણ જણાય છે કે અંજુમને જે નવ ગ્રહસ્થોને પોતાના ત્રસ્ટીઓ નેમેલા છે તેઓ સાહેબો ત્રસ્ટ કરનાર સાહેબોના એકાદ બે વારસો સાથે મળીને આખી અંજુમનને બાજુ પર મુકી તેને પુછયા વગર પગલાં ભરે તો તે ભારે નવાઈની વાત બેશક કહેવાય.

૪. આ બાબત એવી છે કે તેમાં વિરૂદ્ધતાનો અવાજ ઉઠાવતાં પહેલાં તરેહ તરેહના વિચાર કરવા પડે છે. કેટલીક અભણ અને અણસમજુ નાતોની માફક આપણી પારસી કોમમાં પણ ખાણીપાણી થવીજ જોઇએ તે ખાતર આ લખાણ કરવાની જરૂર પડી છે એવો ખ્યાલ આપના મગજમાં જરાપણ આવવા દેશોજ નહિં એવી અમો આશા રાખીએ છીએ. આ લખાણ કરવાની મકસદ માત્ર એટલીજ છે કે ખુદ ત્રસ્ટ કરનાર ગ્રહસ્થોએ જે ઇરાદાથી ત્રસ્ટ કીધું છે તે મુજબ નાણાંનો ઉપયોગ થાય છે કે નહિં તે નક્કી કરવાનું છે. અને જો ત્રસ્ટ કરનાર સખ્સના વિચારોને ત્રસ્ટીઓ બાજુપર મુકયા કરે તો તેનું પરિણામ એ આવે કે ભવિષ્યમાં કોઇ માણસ ત્રસ્ટ કરતાં અટકે અને વિચારમાં પડે કે મારા વિચારો પર જયારે પાણી ફેરવાય તો પછી મારે સખાવતો કરવી એ ભુલ છે. અને તેથી સખાવતો થતી અટકે, અને સખાવત કરવા કોઇનું જીગર ચાલે નહિં. વળી ગેરરીતે અને ગેરકાયદે જો કાંઈ ઠરાવ થતો હોય તો તે પણ અટકાવવાનો આ લખાણનો હેતુ છે. કેમકે તેવી રીતે કરનાર સાહેબોને માથે કાયદો કેટલીક જુમેદારી નાંખે છે. તે વાત એવી જાણીતી છે કે તે અહિંયાં લખવાની કાંઇ જરૂર દીસતી નથી.

આ બાબત લખાણ ઉપર ચહડાવતાં પહેલાં રૂબરૂમાં નિકાલ કરવાના હેતુથી મેનેજીંગ ત્રસ્ટી ખા. બા. આદરજી મંચેરજી શેઠને કેટલાક દિવસો ઉપર પુછવામાં આવેલું હતું, પરંતુ તેઓ સાહેબની વલણ જુદીજ જણાઈ ત્યારે આખરે લાઇલાજે આ તસ્દી આખી ત્રસ્ટીઓની બોર્ડને આપવાની જરૂર પડી છે.

અમો છીએ,
આપ સાહેબોના નમ્રતાઇ ભરેલા સેવકો,
સોરાબશા હોરમસજી
નસરવાનજી શેરીઆદજી જીનવાલા

બમનશાહ જામાસ્પજી જંબુસરવાલા
મેરવાનજી ફરદુનજી આલમશાહ
નવરોજજી દીનશાજી દસ્તુર
શાપુરજી હોરમસજી દલાલ
બમનજી એદલજી
ખરસેદજી એદલજી લાકડાંવાલા
બમનજી અરદેશર
માણેકશાહ મંચેરશાહ મારશલ
અરદેશર એદલજી કન્ત્રાકટર
અરદેશર જમસેદજી
પીરોજશાહ અરદેશર
આદરજી એદલજી મારશલ
દારાશાહ નવરોજજી મારશલ
દારાશાહ મંચેરજી કાપડીઆ
ધનજીશાહ દીનશાજી ગાંધી
પીરોજશાહ પેસ્તનજી કાપડીઆ
સોરાબજી ફરામજી કાપડીઆ
બેરામશાહ મંચેરશાહ મારશલ
જહાંગીર જમસેદજી કાંગા
રૂસ્તમજી જામાસ્પજી દારૂવાલા
ફરદુનજી ડોસાભાઇ કાપડીઆ
રૂસ્તમજી નાનાભાઇ
પીરોજશાહ અરદેસર

માણેકશાહ ધનજીશાહ મુનસફ
રૂસ્તમજી ધનજીશાહ મુનસફ
ખરસેદજી જામાસ્પજી દારૂવાલા
ધનજીશાહ દીનશાહ ગાંધી
શાપુરજી મંચેરજી ડુંગાજી
મેરવાનજી મંચેરજી પોસ્ટવાલા
ખુશરૂ હો. ફરેદુન કાપડીઆ
હોરમસજી સોરાબજી દાદા લંગડાન



# ટ્રસ્ટીઓનો જવાબ.

નંબર ૨૦. શ્રી ભરૂચની પારસી પંચાયત ઓફીસ.

ભરૂચ તા. ૧૫-૧-૧૯૧૬.

રોજ ૬ માહ ૫ સને ૧૨૭૬ ઈ. જ.

મેહેરબાન ખા. બા. શેઠ સોરાબશાહ હોરમસજી તથા
બીજા અંજુમનના ૩૩ સાહેબોની સેવામાં—

ભરૂચ.

સાહેબો,

જત આપ સાહેબોનો તા. ૨૩ મી ડીસેમ્બર સને ૧૯૧૫ નો રજીસ્ટર્ડ કાગળ તા. ૩૧-૧૨-૧૯૧૫ ને રોજે પહોંચ્યો છે અને તે ટ્રસ્ટીઓને પ્રથમ વંચાવી તેમની તા. ૯-૧-૧૯૧૬ ની મીટીંગમાં રજુ કરવામાં આવ્યો હતો અને તેનો જવાબ આપ સાહેબોને નિચે મુજબ જણાવવા ઠરાવ થયો છે.

૨. મરહુમ શેઠ જીવાજી જસુભાઈ ભરૂચાની નઇયતે ગહમ્બાર તેમના દીકરા અને વારસ મરહુમ શેઠ દીનશાજી જીવાજીએ સને ૧૮૮૨ માં સ્થાપ્યો હતો, અને તેની સરતો પંચાયતના હિસાબની સંવત ૧૯૩૭ થી સંવત ૧૯૪૦ સુધીની ચોપડીમાં પાને ૧૬૬-૧૬૭ મે છપાયલી છે અને તેની નકલ આપ સાહેબોની વાકેફગારી માટે મોકલી છે.

૩. આપ સાહેબોએ આપના કાગળના પેરા ૩ અને ૪ માં જે વિચારો દર્શાવ્યા છે તે નેક છે અને તે વિચારો સાથે ટ્રસ્ટીઓ પણ મલતા છે.

૪. ખુલાસામાં વધુ અરજ કરવાની જે કોઇપણ રીતે હમેશને માટે એ નવી રૂઢી દાખલ કરી નથી. પણ મેરવાન બાગમાં હાલ

બાંધકામ ચાલે છે અને ત્યાં જમણ તે સબબે થઈ શકે એમ નહિં હોવાથી અને બહારકોટમાં પાણી, મજુરી તથા બીજા કેટલાક વધુ ખરચો થાય અને અડચણો હોવાથી ગહમ્બાર સ્થાપનારના વારસોની સલાહ અને વિચારથી આ અગવડ મટાડવાના હેતુથી ન્યાતમાં રાંધેલું જમણ નહિં પીરસતાં તેના તમામ નાણાંનું કાચું સીધું તેજ દિવસે જશન ક્રિયાકામ કાયમ રાખીને આપણા હમકોમના આશરે બે ડઝન ગરીબ કુટુંબોમાં વહેંચી આપવામાં આવ્યું હતું. જો કે ન્યાતનું રાંધેલું ખાણું કરવું એવો મુળ ઠરાવ છે છતાં આવા સંજોગોને લીધે જમણને બદલે કાચું સીધું, બાજરોજગાર જશનો કરીને ટ્રસ્ટીઓએ ફક્ત ગરીબોમાં વહેંચ્યું તે માટે આપ જેવા અનુભવી અને ઠરેલ સાહેબો વાંધો ઉઠાવશો નહિં, કારણ કે જે મુળ નિયમ માટે તમો સાહેબોએ વાંધો ઉઠાવ્યો છે તે વાંધાનો સ્વીકાર ટ્રસ્ટીઓ કરે છે. વળી એજ ગહમ્બાર સંબંધી કેટલીક આગલી તવારીખ તપાસતાં મરહુમ ગહમ્બાર ના સ્થાપકે પોતાની હૈયાતીમાં પણ ઘણા ફેરફાર કીધા હતા.

૫. આપ સાહેબોના કાગળના છેલ્લા પેરામાં જે ઇશારો સેવક માટે લખ્યો છે તેમાં પણ કેટલીક ગેરસમજુતી થયલી લાગે છે. સેવકને એક બે મીનીટ એ કાગળ સંબંધી ઉપરટપકે હકીકત મોંઢેથી જણાવવામાં આવી હતી તે સંબંધી સેવકે એવો જવાબ આપ્યો હતોકે જે કામ અંજુમનની બહેતરીનું હશે તેજ પ્રમાણે કરીશું અને સેવક ખા. બા. શેઠ સોરાબશાહને એ સંબંધી મળશે. પણ રોકાણોને લીધે તેમ સેવકથી તુરતાતુરત મુલાકાત લઈ ખુલાસો થયો નહિં તે માટે સેવક દલગીર છે. પણ આ બાબત લખાણપર આવી છે તેપણ યોગ્ય છે અને તેમાં કોઇપણ રીતની અડચણ નથી, ઓર એ બાબત પુરે પુરો ખુલાસો થઇ શક્યો છે. હાલ એજ અરજ.

લી૦ સેવક,

**આદરજી મંચેરજી દલાલ,**

મેનેજીંગ ટ્રસ્ટી "ભરૂચ પારસી પંચાયત."

# અંજુમનના ૩૩ ગ્રહસ્થોએ વાળેલો પ્રતિઉત્તર.

ભરૂચ, તા. ૨૧ મી જાનેવારી ૧૯૧૬.

મહેરબાન ખા. બા. શેઠ આદરજી મંચેરજી દલાલ
ભરૂચની પારસી અંજુમનના મેનેજીંગ ત્રસ્ટી સાહેબ,

ભરૂચ.

સાહેબ,

આપ સાહેબનો મેહેરબાની ભરેલો કાગળ નંબર ૨૦ તા. ૧૫ જાનેવારી ૧૯૧૬ નો પહોંચ્યો છે અને તેના જવાબમાં તસ્દી આપવાની નિચે મુજબ.

૨ સખાવત કરનાર શખસે જે નેક વીચારો બતાવેલા હોય તેજ મુજબ નાણાનો ઉપયોગ થવો જોઇએ અને તેથી જુદી રીતે ખરચ કરવાને બીજા કોઇનેબી અધિકાર નથી એ બાબતનાં અમારા લેખાણ સાથે અંજુમનના મેહેરબાન ત્રસ્ટી સાહેબોએ મળતા આવવાનો જે ડહાપણ અને દુરઅંદેશી ભરેલો ઠરાવ પસાર કરી અમને ખબર આપી છે તે માટે તેઓ સાહેબનો ઉપકાર માનવાની અમો પ્રથમ રજા લઇએ છીએ.

૩ બેહેસ્તનશીન શેઠ જીવાજી જસુભાઇના ગંબારનું જમણ ઓણ સાલ કેમ કરવામાં નહી આવેલું તે સંબંધી જે ખુલાસો કરવામાં આવેલો છે તે વાંચી વાકેફ થયા છીએ. પરંતુ એ ખુલાસામાં જે કારણો તથા હરકતો બતાવી છે તેને લીધે બીજા ગંબારનાં અને યાદીનાં જમણો અટકયાં ન હતાં એ વાત જાણીતી છે.

૪ કદી જમણ કરવામાં જો ખરેખરી હરકત નડી હોય તો પણ તેના બચેલા નાણાંનો ઉપયોગ ભરૂચની પારસી કોમની આખી

અંજુમનની બહાલી મેળવી કોર્ટની પરવાનગી લીધા સીવાય બીજી રીતે થઈ શકતો નથી એ વાત દેખીતી છે અને જોકે આપ સાહેબે પંચાયતના હીસાબની ચોપડી સંવત ૧૯૩૭ થી સંવત ૧૯૪૦ની સાલ સુધીની મોકલી આપી છે તેનાં પાના ૧૬૬-૧૬૭ ઉપર મુલ માલીકનો કાગલ છપાયલો છે તેમાં એ બાબતની સફાઈ થઈ ગયલી છે. તે એવી રીતે કે "ફાજલ પડેલાં નાણાં મુળ ફંડ ખાતે જમે રાખતા જઇ તેમાં વધારો કરતાં જવું," તે છતાં પણ શા આધારે એ દજન ગરીબ જરથોસ્તીમાં કાચું સીધું વહેંચીને ફાજલ નાણાં વાપરી નાંખવામાં આવ્યાં તે અમો સમજી શકતા નથી.

૫. ભાર દઇને એમ કહેવામાં આવે છે કે તે દીવસે જશન ક્રીયાનું કામ કાયમ રાખી કાચું સીધું વહેંચવામાં આવ્યું હતું. જશનનું નામ એટલું ગંભીર અને ભારે છે કે જાણે એક દબદબા ભરેલી મીજલસમાં એ ક્રીયા થઇ હશે. પરંતુ તપાસમાં જણાય છે કે માત્ર બે મોબેદ સાહેબ તથા બે ગૃહસ્થો તે વખતે હાજર હતા. અને આસોદાદ ફરૂટ દરૂન ફુલ વગેરેનો તમામ કુલ ખરચ માત્ર રૂ. ૮-૭-૦ થયો હતો.

૬. અમો સમજીને ખુશી થયેલા છીએ કે આપણા બુજર્ગ ટ્રસ્ટી શેઠ રતનજી જીવણજીએ પ્રથમથીજ પોતાના વિચારો હિમતથી બતાવ્યા હતા કે આપ સાહેબથી જે દરખાસ્ત ફેરવવામાં આવી હતી તે ગેરમુનાસેબ હતી. એટલુંજ નહિ પણ ભરૂચના પારસીઓની હાલત તરફ નજર કરતાં તેઓને માટે અંજુમન તરફથી હાલમાં જે સંભાળ લેવાય છે તેમાં વધારો કરવાથી આળસાઇને ઉત્તેજન આપવા સિવાય બીજી રીતે કહી શકાય નહિ.

૭. આપ સાહેબની દરગુજર ચાહી દીલગીરી સાથે લખવાની જરૂર પડે છે કે ઓણ સાલ જમણ બંધ રહ્યું તે માત્ર આપે લખી જણાવેલી અકસમાતીક હરકતોને આભારી છે એવું માની લેવાને

અમોને આંચકો ખાવાને કારણ એમ મળે છે કે અનેક વખતે મોઢેથી તેમજ લખીને આપના વિચારો બહાર જણાયલા છે, તે એ છે કે "ધંબારનું જમણ બંધ કરો"–"જમણમાં દારૂ બંધ કરો" ને વળી તે બાબતો ઉપર વિવેચન પંચાયતના હિસાબ સંવત ૧૯૬૨થી સંવત ૧૯૬૬ સુધીના સાલના છપાયલા છે તેના રીપોર્ટના પાના ૧૧ તથા બાર ઉપર આપ સાહેબ તરફથી કરવામાં આવેલું છે અને તે એવી રીતે કરવામાં આવેલું છે કે જો કોઈ પરદેશી અગર બીન વાકેફગાર માણસના વાંચવામાં આવે તો તેના મગજ ઉપર બેશક એવી અસર થાય કે ભરૂચના પારસીઓ શું એવા ખાવામાં નીચા છે તથા દારૂ પીવામાં એવા છાકટા છે કે વારે ઘડીએ ટ્રસ્ટી સાહેબો ચાબુકો લગાવ્યા કરે છે તોપણ તેમને કશી શાન આવતી નથી અને પોતાની ખરાબ અને નાપસંદ કરવાજોગ ટેવ છોડતાજ નથી! અમો નથી ધારતા કે ભરૂચના પારસીઓનો સખ્ત નુકતેચીન યાને ટીકકાર પણ આથી વધારે નામોશીમાં પારસીઓને ઉતારી શકે! અને આવા વિચારો આપસાહેબ તરફથી ખુલ્લા છપાયલા જોઇને લોકોની લાગણી કેટલી બધી દુખાતી હશે તેનો ખ્યાલ કરવાનું આપ સાહેબનેજ સોંપવામાં આવે છે. અમો હિંમતથી કહીએ છીએ અને ખરી વાત તો તેજ છે કે ભરૂચ શહેરના કરતાં વધારે રાંક તથા સાલેસ અને કુટેવ વિનાના પારસીઓ બીજે કોઇ ઠેકાણે ભાગ્યેજ જોવામાં આવશે, અને અમને લખવાને મગરૂરી આવે છે કે ભરૂચના પારસીઓ પોતે જમવા જવા સારૂ કદીપણ આતુરમંદ જણાયા નથી, પણ એથી ઉલટુંજ એમની પરોણાગત તો આખા દેશમાં મશહુર છે કે "ભરૂચના પારસીઓ જેવા પરોણાની ચાકરી કરનાર કોઇ નહિં." અને દારૂ પીવાની બાબતમાં ખુદ પંચાયતના દફતરેજ જોઇએ તેટલા પુરાવા નીકળશે કે ત્રીસ વરસ ઉપર ન્યાતના જમણોમાં જે દારૂ ખપતો હતો તેનો અરધો ભાગ પણ હવે ખપતો નથી. જ્યારે આવી રીતે ખુલ્લી હકીકત છે તો વગર કારણે બીચારા હાલના જુવાનીઆઓને

આવી રીતે બદનામ કરવામાં આવે છે તે બરોબર નથી એવું અમારૂં માનવું છે.

૮. આ કાગળ બધા ટ્રસ્ટીઓને વંચાવ્યા બાદ દફતરે રાખવાની મહેરબાની કરશો. હાલ એજ અરજ.

અમો છીએ આપ સાહેબના નમનતાઈ ભરેલા સેવકો,

સોરાબશા હોરમસજી.
નશરવાનજી શેરીઆદજી જીનવાળા.
બમનશાહ જામાસ્પજી જંબુસરવાળા
મેરવાનજી ફરેદુનજી આલમશાહ.
શાપુરજી મનચેરજી ફુંગાજી.
મેરવાનજી મન્ચેરજી પોસ્ટવાળા.
જહાંગીર જમશેદજી ફુંગાજી.
નવરોજી દીનશાજી દસ્તુર.
અરદેસર એદલજી કંટ્રાકટર.
દારાશાહ મન્ચેરજી કાપડીઆ.
આદરજી એદલજી માર્શલ.
પીરોજશાહ અરદેશર.
પીરોજશાહ પેસ્તનજી કાપડીઆ.
પીરોજશાહ અરદેશરજી.
બમનજી એદલજી. વિગેરે-વિગેરે.



# ગંભાર ઉપરબી વિલાયતી પોલીશ!

## એ પુરાણા પવિત્ર રીવાજ ઉપર "સુધારા"નું રોગાન મારવાની નિષ્ફળ ગયેલી કોશેશ.



જરથોસ્તીઓના એક પુરાણા પવિત્ર રિવાજના સંબંધમાં ભરૂ-
ચની જરથોસ્તી અંજુમનના ૩૩ ગ્રહસ્થો અને ત્યાંની પારસી પંચા-
યતના મેનેજીંગ ત્રસ્ટી ખાનબહાદુર આદરજી મંચેરજી દલાલ વચ્ચે
ચાલેલો પત્રવહેવાર અમે ગયા બુધવારના અંકમાં પ્રગટ કરી ગયા
છીયે. અમો જાણીયે છીયે કે તે પારસી કોમે બહુ ધ્યાનથી વાંચ્યો છે.
એ પત્રવહેવારમાં ભરૂચના દીનદાર વગવાળા પારસી ગ્રહસ્થોએ જે
સાચો જરથોસ્તી 'સ્પીરીટ' બતાવ્યો છે, એક પુરાણા તથા અતિ ઉપ-
યોગી ધાર્મિક રિવાજ ઉપર પશ્ચિમનું "પાલીસ" ચઢતું અટકાવવા માટે
જાહેર રીતે બાથ ભીડવાની જે હિંમત દેખાડી છે, તે માટે બેશક તેમને
સાબાશી ઘટે છે. ઇંગ્રેજીમાં જેને "Thin edge of the wedge"
નો પ્રયોગ કહે છે, તેનો મુળમાં જ અટકાવ કરવામાં, યાને "ફરસીની
તીણી ધાર" વચ્ચે ઘુસાડવાના અખતરાને સુરતમાં જ ડાહમી દેવામાં
તેઓએ જે ફત્તેહ મેળવી છે તે માટે કોમનો યકીનદાર વર્ગ એ
ભાઇઓનો હેસાનમંદ થયો છે. પણ તે સાથે કહ્યા વગર ચાલતું
નથી કે ભરૂચા જરથોસ્તીઓની એ યકીનદાર લાગણી તુરત સમજી
જઇને, એ સવાલનું મહત્વ કાયદાની નજરે શું છે તેનો ગંભીરપણે
શાંતિથી દરીયાફ્ત કરીને, ભરૂચી પારસી પંચાયતનાં ત્રસ્ટીઓએ
અરજદાર રેકવીઝીશનીસટોને જે સાલેસાઈ ભર્યો સંતોષકારક જવાબ
આપ્યો છે તેની સારી સમજ બતાવવા માટે તેઓને મુબારકબાદી
આપવાની અમારી ફરજ છે. અલબતાં આ દેશાવરની એક નાની

અંજુમનને લગતો એક નાનકડો સવાલ હતો, અને તે સ્થાનિક નજીવી બાબત બાબે જાહેરમાં મેનચેરા કરવાની અમોને જરૂર નહીં પડતે. પણ જ્યારે એ બનાવનું ઓઠું પકડીને વળી કેટલેક ઠેકાણેથી વિલાયતી સુધારાનો ધુમો જ્યારે પાછો કહાડવામાં આવે છે, અને બાપડા ઘણા વગોવાયલા તથા હજુબી વગોવાતા પવિત્ર ગંભારની સામે વળી પાછા કંપારી છૂટે તેવા બખાલા નીકળવા માંડ્યા છે ત્યારે એ બાબત ઉપર પાછું બોલાવાની અમોને કાંઈક અગત્ય દીસે છે.

વિચાર કરો કે ગંભારની અસલ નેમ શું છે? વિલાયતી પાલીસ-વાળાઓ પોતે કબુલ કરેછે કે ગંભારની અસલ મોતેબર નેમ "અદના તથા આલાએ સાથે એક સુફરે બેસવા, પોતાને સરખા ભાઇ સમાન ગણવા, અને આખી કોમના લાભોને લગતા સવાલો વિષે ચર્ચા કરીને તે બાબતમાં કોઈ ઠરાવ ઉપર આવવાની છે." પણ તેઓ તરફથી તકરાર ઉઠાવવામાં આવે છે કે "ગંભારના જમણ જે રીતે આજ ને કાલ થાય છે તેથી આ મોતેબર નેમ હાલ પાર પડતી નથી." અને તેથી તેઓ એવી બેહુદી દલીલ લાવે છે કે "ગંભારના જમણ બંધ પાડવાં." કહેવાની જરૂર નથી કે આવી રીતની તકરાર અક્કલથી બીલકુલ વેગળી છે. ગંભારના જમણ બરાબર થતાં નથી, તેથી જમણ બંધ પાડવા"ની દલીલ જો કદિ ટકી શકતી હોય તો એમબી કહેવાય કે "હમણાંની કેળવણી જેવી જોઇયે તેવી રીતે આપવામાં આવતી નથી માટે કેળવણી આપવાનુંબી સદાબરૂ બંધ કરો!" આપણી સાદી સમજ શું કહે છે? એજ કે એક યોજના તેની અસલ નેમ અને મતલબ મુજબ જો અમલમાં મેલાતી નહીં હોય તો તેને રાહ ઉપર લાવો, તેમાં ઘટતા ફેરફાર કરો, નહીં કે તેને એકદમ નાબુદ કરો! ગંભારના જમણમાં કેવી રીતના ઘટતા ફેરફાર થવા જોઇએ તે બાબે "જામે" એ પોતેજ અનેકવાર સુચના કરી છે. પીરસવામાં આવતાં પકવાનના બાબમાં, તે પીરસવાની રીતિના

સંબંધમાં, જમીન ઉપર પાંત માંડવાને બદલે ટેબલ ખુરસી સાથ ભોજન લેવાની જોગવાઈ કરી આપવાના સંબંધમાં તથા શેઠીયાઓ અને આમલોક વચ્ચે એવા જમણ ટાંકણે જે અંતર રાખવામાં આવે છે, તે દુર કરવા સારૂ હાલની રીતિમાં શું શું વાસ્તવિક ફેરફારોની જરૂર છે તે અમોએ પોતે, તેમ જ અમારા સંખ્યાબંધ લખનારાઓએ અનેકવાર બતાવી આપ્યું છે. અને અમોએ બહુજ સંતોષ વચ્ચે જોયું છે કે ગંભારના જમણ કરનારા મુંબઈના કેટલાક દુરઅંદેશ જરથોસ્તીઓએ અમે સુચવેલા ફેરફાર કરીને લોકપસંદગી મેળવી છે. જેઓ એ ચીજ ઉપર આંખ આડા કાન કરીને ગંભારના રૂડા ઉપયોગી રીવાજને બસ ખાઈ પીને નાબુદજ કરાવવા માગે છે તેઓ અમો કહીયે છીયે કે વિલાયતી ધખારાઓના દયાજનક હડખાંથી પીડાય છે, તે શિવાય બીજું કાંઈ નથી.

અમો જ્યાં સુધી જોઇયે છીયે ત્યાં સુધી ગંભારની ઉપલી રૂડી નેમો ઉપરાંત એક બીજી ખરેખરી ઉત્તમ, મોતેબર, આફ્રીન કરવા જોગ નેમ કોમના હાજતમંદ ગરીબોને એક અમુક દિવસે પેટપૂરતું ભોજન આપવાની છે. કબુલ કીધું કે તે ગંભારની અસલ મુળ નેમ નહીં હશે, પણ આજના કડાકડીના જમાનામાં એ મતલબ જે આજે ગંભાર સારે છે તે બેશક સાથી શ્રેષ્ટ છે. એકાદ મોટા જાહેર ગંભાર પ્રસંગે જ્યારે ગરીબ હાજતમંદ જરથોસ્તીઓનાં ટોળેટોળાં, જવાન્યાઓ, બુઢ્ઢાઓ તથા બચ્ચાંઓ સુદ્ધાં, ભરેલે પેટે ખુશાલ ચહેરે વાડીમાંથી બહાર નીકળે છે ત્યારે તેમનાં મોઢાં ઉપરનો હર્ષ, ખુશાલી, તથા સંતોષ આભારનો છાપ જોઇને જે હમદીન જરથોસ્તી પોતાના જીગરમાં ખુશી નહીં થાય તે ખરેખર દળદર હૈડાંનો હોવો જોઇએ. અમો કહીયે છીયે કે જરથોસ્તીઓનાં જે બહેસ્તનશીન ન્યાયાગાનોએ ગંભારના જશન જમણ ઉપરના પોતાના પુર એતેકાદને આધારે જે ગંભાર ફંડ સ્થાપ્યાં હોય. તેઓની તે વખતની ખાહેશ અનુસારજ તે ત્રસ્ટ

ફંડનાં નાણું ખરચાવાં જોઇએ છે, અને તેમ કરીને તેમનાં રૂહને શાંત કરવાં ઘટે છે. તેઓએ ઠરાવેલાં કામથી ભલતાંજ કાર્યમાં એ ગંભાર ફંડનાં નાણાં ખરચાવાં જોઇતાં નથી. જેઓને ગરીબોની દાઝ હૈડે ચઢી આવતી હોય અને તેઓને કાચો સીધો પુરો પાડવાનો વિલાયતી અભખરો હોય તેઓએ પોતાનાં ખીસ્સામાંથી, અથવા તો પોતાના જેવાજ વિચાર ધરાવનારાઓની પાકીટમાંથી તેના ખરચની જોગવાઈ કરી આપવી જોઇયે છે, નહી કે ગુજર પામેલા ન્યાયાગાનોએ કરવા ઠરાવેલા ગંભારોનાં ત્રસ્ટ ફંડો ઉપર તરાપ મારીને વિલાયતી પાલીસ તેની ઉપર પણ લગાડવાની વેતરણ કરવી.

ગંભારના વિરોધીઓ તેની સાકી બાકી કહાડીને પોતાનો કેસ મજબુત કરવા જતાં ગંભારમાં દારૂ પીરસવાની રૂઢી ઉપર તાણી તોડીને મદાર બાંધવા જાય છે. અલબતાં મુંબઈના ગંભારોમાં દારૂ પીરસવામાં આવતો નથી. એ રૂઢી મોફસીલના થોડાંક શહેરોમાં (જાયજ છે) પણ કોણ કહે છે કે ગંભારમાં દારૂ પીરસવોજ જોઇયે? ગમે તે હો પણ ભરૂચની પારસી અંજુમનના ૩૩ ભાઇઓએ ત્યાંની પંચાયતના હદથી જયાદા ઉત્સાહી સુધારક ત્રસ્ટીને સજજડ ચીમકી લગાવીને ખરેજ આડકતરી રીતે કોમી સેવા બજાવી છે. એક ધાર્મિક સખાવતની મૂળ મતલબ ઉલટાઈ જાય એવું કોઇબી પગલું ભરવાની જોખમદારી ઉપર ભરૂચના દાનેશમંદ ત્રસ્ટી સાહેબોનું ધ્યાન ખેંચનારી વખતસર આંગળી ઉંચકીને એ ગ્રહસ્થોએ ચોક્કસ ગંભાર-અટકાઉ વિલાયતીઓને ચેતવણી આપીછે, અને તેમ કરીને ગંભાર ફંડો ઉપર આજ કાલ ડોળો ખોભાવી રહેલા કેટલાક કહેવાતા સુધારકોની શુદ્ધ ઠેકાણે આણી છે. કેળવણીનો ફેલાવો કરવા પાછળની સખાવત ઉમદા છે તે કોઈ ના પાડતું નથી. પણ સાચા દીનદાર જરથોરતીઓને મનથી વરસો કાળથી ચાલતો આવેલો ઉપલા તથા ઉતરતા વર્ગોને એકત્ર કરનારો તથા ભુખ્યાં આતરડાંઓને અન્ન દેવાનો રૂડો ગંભાર

રિવાજ દશ હઝાર દરજ્જે બેહતર સખાવતનું સાધન રજુ કરે છે. આજે કાયમના ગંભાર ત્રસ્ટ ફંડ જો નહી હતે તો તેના નાણુંનો, સખાવત કરનારા ન્યાયાગાનોના બેશીઓ અને વંશજો (અને તેઓમાં કોણ જાણે કેટલા વિલાયતી પાલીસવાળાઓ હશે તેઓએ) કયે દહાડાનો દાળવાટલો કરી નાંખ્યો હતે. પણ શુક્ર તે ખોદાના કે આપણા ન્યાયાગાનોનાં રૂડાં નસીબે તે વેળાએ વિલાયતી પાલીસવાળાઓની હસ્તીજ હતી નહીં, અગર હસ્તી હતી તો તેઓ પોતાના દીનદાર વડીલોની મરજી સામે ડોકું ઉંચકવાની હિંમત નહીં કરતા હતા. તેથીજ ગંભારનાં ત્રસ્ટ ફંડો આજની ઘડી સુધી જશન ક્રીયા કામની જાળવણી કરવા સાથ જરથોસ્તી ગરીબ હાજતમંદ ભુખ્યાંઓ માટે અનામત રહી શક્યાં છે. અને ઉમેદ છે કે ભરૂચના જરથોસ્તીઓએ ચલાવેલી સવખતની હિંમતવાન લડતનું જે પરિણામ આવ્યું છે તે લાગતેવળગતે ઠેકાણે કાર્યસાધક અસર કરશે.



# A Storm in the Tea-Pot.

*Wednesday, 9th February 1916.*



The Parsi community of Broach is to be congratulated upon the explanation it has succeeded in obtaining from the Punchayat Trustees of the place, with regard to the innovation they had taken upon themselves to make with reference to a particular Ghambar Dinner. It has to be said in justice to the Trustees that the reason given by them, by way of explanation of their conduct in this case, was rational enough; though we are not quite sure if its apparent plausibility has not been somewhat rudely shaken by the rejoinder given by the gentlemen who had protested against their action. Of course, it cannot be ignored that the departure from the condition of the Trust Deed in this case was acquiseed in by the representatives of the family of the gentleman who had made the endowment. But it would be a dangerous precedent, all the same, to make such departures without the consent of the beneficiaries, the community or the *anjuman* of the place in whose interest the en-

dowment was made. The gentlemen, who thus publicly called the Trustees to account for their action, did a distinct service to their co-religionists thereby; for such departures, even when tentative in themselves, are calculated to do endless mischief; and, as a rule, there is no knowing when one arbitrary step—seemingly the most innocent in itself—might not lead to another, positively objectionable and obnoxions and calculated to be absolutely subversive of the pious intentions of the founders of such charities. The Punchayat Sethias of Broach, themselves, have heartily concurred in the contention that departures, from the intentions of the founders of such Trust, are calculated to undermine public confidence; and to discourage the charitably inclined to make endowments in the public interest, lest those, in whom the administration of these endowments is entrusted, should, of their own accord or with the concurrence of the less charitable and religious-minded of their descendents, depart from the original object with which they gave the moneys, and fritter them away for purposes which, howsoever commendable they might be in themselves, would not command their sympathy. Departures from the original objects of such

endowments, even when temporary and tentative, should be preceded by the consent of the beneficiaries and of some competent judicial tribunal; and it is a pity that such consent was not obtained in the present case. It would have obviated all this storm in the tea-pot. Anyway we are glad that the matter has ended here, and we hope that, in the future, the relations between the Trustees of the Parsi Punchayat of Broach and the Community at large would be more cordial and harmonious.

From the correspondence published in our columns the other day, it would appear that a bitter complaint has been made about certain uncharitable reflections and aspersions cast by a leading Trustee of the Punchayat on the motives and actions of a section of the Broach Anjuman who have had the misfortune of not being able to look eye to eye upon reforms and changes he would fain recommend and introduce. It would be silly to quarrel with any man for his opinions and it would be an impertinence on the part of any man to challenge the right of the Managing Trustee of the Broach Punchayat to hold and give currency to any view he likes. But one might well ques-

tion if the section of the Broach Anjuman, concerned, who have had the misfortune of falling into the ill-graces of that Sethia, have not an equal right to hold what opinions they like. Also to characterise as an impertinence the high-handed action of those who stigmatise their motives and intentions as they please, and, not content with that, even proceed to put their offensive and opprobrious remarks and observations on the records of the Parsi Punchayat. The vigorous way, in which the Broach Parsis have protested against this particular Ghambar innovation, indicates that the Broach Anjuman is well able to take care of itself and its interests; and it is not for us to take part in the local wrangles and squabbles of the Parsi Anjumans of various places. But we shall say this. Such a use of the Duftars of the Parsi Punchayat would have been deemed intolerable by a vast majority of the Bombay Parsis, if it had been attempted by any of the Trustees, no matter how influential or exalted his or their position might be. In this matter it is impossible not to sympathise with those who have protested against this procedure; and it is to be hoped that tolerance and fair-mindedness would yet prevail to obtain for the offend-

ed section the reparation they deserve. Differences of opinion are bound to prevail. Public controversies will oftener than not create bad blood. Rose water treatment of public ailments is not always possible. Still dignity and fair-mindedness might be always expected; especially of those who affect to give the lead to what are called the backward and the benighted. Possiblly the Sethia against whom this bitter complaint has been made thought it to be no unkindness to those from whom he felt to be conscientiously differing. The worst about these acts of "charity that thinketh no evil," however, is that they give prompt reprisals; and experience would seem to indicate that those who begin the process of giving. forget the essentially sports menlike nature of the game,do not like to take back as they give, an l fret and fume ferociously when they are hit in return, protesting angrily that their eminent respectability is not taken into account by those of whose feelings and sentiments they took very small account themselves.



# અંજુમનનાં ગંભારોની ભરૂચી ચરચા.

મી૦ એડીટર,

કોઇ સખાવત કરનાર શખસે જે ઇરાદે અને જે સરતોએ સખાવત કરી હોય-તે નેક નેમ ઉપર પાણી ફેરવી તથા કુલ અંજુમનને બાજુપર ફેંકી દઇને, તેમજ તે બાબતમાં કાયદાસર પ્રથમથી સીવીલ કોરટની મંજુરી મેલવ્યા વગર, ભરૂચની પારસી પંચાતના જોડયા મેનેજીંગ ત્રસ્ટી સાહેબો એ નાણાંનો ઉપયોગ, પોતાનીજ મરજી મુજબ, નવાઈ જેવી રીતે ઓણુસાલ કરેલો, તેને લીધે તેમને પાછા પોતાની હદમાં રાખવાના હેતુથી , કેટલાક ગૃહસ્થોને મુશીબતમાં ઉતરીને પોતાની અદના ફરજ બજાવવી પડેલી, ને તે બાબતમાં પત્ર વહેવાર ચલાવવો પડેલો, તેની નકલો તથા મારા ખુલાસાનો કાગળ, આપના બહોળો ફેલાવો પામેલા "જામે" પેપરમાં તા૦ ૨ જી ફેબ્રુઆરી ૧૯૧૬ ને રોજ છાપીને તથા પાછલથી તે સંબંધમાં આપની તેજ કલમને તસ્દી આપીને ગુજરાતી તેમજ અંગ્રેજીમાં ચમકદાર "લીડરો" આપે લખેલા, તે માટે મારે આપનો પ્રથમ ઉપકાર માનવાનો છે. વલી જરા પણ સરાગત વગર એટલું લખવાની રજા લઉં છું કે ભરૂચની પારસી અંજુમનને આપે બેશક હેશાનમંદ કીધી છે. આપનું પેપર ઘેરઘેર અહીં વંચાયું છે. જઇફ અગર જુવાન, તવંગર અગર ગરીબ તેની તારીફ કરે છે, એટલુંજ નહી પણ પંચાયતનાં દફતરે દાખલો રાખવા સારૂ તેની એક નકલ ત્રસ્ટી સાહેબો ઉપર મોકલવામાં પણ આવી છે.

સમજદાર માણસ તેને કહેવો કે જે જાણી બુજીને ભુલ કરતો નથી અને કદી જો તેમ ભૂલ થઈ ને તે પકડાઇ ગઇ તો તુરત તે સુધારી લઈ સુધારનારનો ઉપકાર માને. આ સહેલો અને સુતરો રસ્તો છે. પણ લોકો ઘણી રીતે વીચીત્ર રસ્તે ચાલે છે, અને પોતાને

કફોડી હાલતમાં લાવી મુકે છે, તે એવી રીતે કે પોતે જવાબ આપે છે કે ભુલ થઈ નથી, અને જે કાંઈ થયલું છે તે સબળ કારણસર કરેલું છે એવી દલીલો કરી પોતાને ખરા બતાવવા જતાં વધારે દોશીત જણાય છે. વળી કેટલીક વખતે તો સામાવાળાને એવો રોકડો જવાબ આપે છે કે "અમે કીધું છે તે વ્યાજબી છે, અને તમારામાં જાહેર હીંમત હોય તો અમારી સામે થાઓ, ને નકામી ખટપટ નહી કરો." આ ચાલ તો વળી દુઃખ ઉપર ડામ દેવા સરખી કહેવાય.

મેનેજીંગ ત્રસ્ટી સાહેબો, ફંડ સ્થાપનારના ખુલ્લાં ફરમાન વીરૂદ્ધ ગંભારના રૂપીઆ વાપરી નાખનાર છે એ વાતની ખબર લોકોમાં પડી અને લોકોમાં અણગમો ફેલાતો ગયો તેવારે તેને ગોયા એકદમ દાબી દેવાના હેતુથી તેઓના લાભમાં, આ વાત ન્યુસપેપરોમાં ચરચાવામાં આવી અને ભારે ઘોંઘાટ મચાવી દેવામાં આવ્યો, અને એવી રીતે લોકોને હલકા પાડવાની કોશેશ થઈ.

અત્રે તકરાર જે મુદ્દા ઉપર ચાલે છે તે મુદ્દો તદન બાજુ મુકીને, લોકોને આડા રસ્તા ઉપર દોરવાની ચોક્કસ ઠેકાણેથી તજવીજો થાય છે. માટે ખરી હકીકત બહાર પાડવા સારૂ લાઈલાજે મેં આપના પેપરમાં એક પત્ર લખ્યો, તે વખતે હું ઉમેદ રાખતો હતો કે હવે આ નાટક ઉપર છેવટનો પડદો પ શે. પણ જોઇને ઘણી તાજુબી તથા દીલગીરી લાગે છે કે હજી પણ એ વાતનો છેડો આવ્યો નથી ને નવા નવા ફણગાઓ ઉગ્યા કરે છે, અને "હારેલો જુગારી બમણો રમે" તેવી રીતે થાય છે. તે કારણને લીધે એકવાર ફરીથી આપને તસ્દી આપવાની મને જરૂર જણાય છે અને આશા રાખું છું કે હવે છેવટનો પડદો પડશે અને "કોઠી ધોઇને કાદવ કાઢવામાં" આવશે નહી.

આ કામમાં પ્રથમ મુદ્દાનો સવાલ એ છે કે ત્રસ્ટી સાહેબોને કોરટની પરવાનગી મેળવ્યા વગર, પોતાની મરજીમાં આવે તેવી રીતે

અમુક ફરમાન સાથે આપવામાં આવેલાં નાણાંનો ઉપયોગ કરવાની સત્તા છે કે? તેનો જવાબ નકારમાંજ આવે છે. ત્યારે હવે અંજુમને શું કરવું જોઇએ? ત્રસ્ટીઓના બચાવ કરનારાઓ શું એવી સલાહ આપે છે કે અંજુમને આખોમીંચીને બેસી રહેવું ને જોયા કરવું? અને આ કામમાં પ્રોટેસ્ટ મોકલવામાં જાણે અંજુમને ગુનોહ કર્યો હોય તેમ "જુના જમાનાના વીચારના" માણસો વીગેરેની ઉપમા આપવામાં આવે છે, અને ત્રસ્ટી સાહેબોએ, કે જેણે કાયદો-રૂલ-રીવાજ વગેરે વગેરેને બાજુપર મુકી દઇને આપખુદીનો જે દાખલો બેસાડેલો છે તેને મોટી મોટી ઉપમા વગેરે આવીને "સુધારાવાળામાં" ખપાવી તેમને માટે વાહવાહ કરી મુકી છે. ખરૂં જોતાં તો જે કામથી ભુલ થયલી તે સુધારવાની તજવીજ કરવી જોઇએ તેને બદલે તેમાં મગરૂરી લેવાની કોશીશ ચાલુ રાખવામાં આવે છે એ અફસોસકારક છે.

વળી એવો બચાવ કરવામાં આવે છે કે "ચોક્કસ સબબો" ને લીધે ઓણ જમણ કરવાનું બન્યું ન હતું એ બાબત Man on the spot અહીંના રહીશો બરાબર જાણે કે બસો માઇલ દુર રહેનારા જાણે તે વીચારવાનું છે અને અંજુમને ખુલ્લે ખુલ્લું લખેલું છે કે ત્રસ્ટીઓએ બતાવેલા સબબો તદન વજુદ વગરના છે.

પંચાયતના વારસીક રીપોર્ટ વગેરેમાં ત્રસ્ટી સાહેબો અંજુમનને શીખામણો ઉપર શીખામણો આપે છે કે "નાતમાં જમણ ખવડાવવાં બંધ કરો" "નાતમાં દારૂ પીવાનો બંધ કરો" અને એટલાથી નહી અટકતાં તા૦ ૨ જી ડીસેમ્બર ૧૯૧૫ ના "ટાઇમ્સ ઓફ ઇંડીયા" પેપરમાં પોતાનાં નામે એક કાગલ લખીને અમારા મેનેજીંગ ત્રસ્ટી સાહેબે આખી બ્રીટીશ પ્રજાને શીખામણ દીધી કે જયાં સુધી હાલની લડાઈ ચાલે છે ત્યાં સુધી બધી વાતે કરકસર કરવી ને લગનપર જમણ વીગેરેના તમામ ખરચ બંધ કરવાં, અને બચાવેલાં નાણાં લડાઈમાં મદદ કરવામાં વાપરવાં. બોલવું

સહેલું છે અને કરવું મુશ્કેલ છે. એ કાગળ લખ્યા બાદ માત્ર ત્રણ અઠવાડીયાંની મુદતમાં તેમને ત્યાં લગન તા૦ ૨૮ મી ડીસેમ્બર ૧૯૧૫ ને રોજ થયાં તેની ખુશાલીમાં એકને બદલે બે જમણો— રાગ તાન સાથે—પોતેજ ખવડાવ્યાં, એટલુંજ નહી પણ બડેખાંઓને બ્રાંડી-વીસ્કી, અને બીજાઓને દેશી દારૂ પાઇને વાહવાહ બોલાવી. ત્યારે હવે ત્રસ્ટી સાહેબોને પુછવાનું કે આપની વાએજ મુજબ આપ કેમ ચાલ્યા નહી અને "ખાનીપીનીનો ખરચ બચાવી" લડાઈ ફંડમાં મદદ કેમ નહી કીધી અને આપે અવલ સુચવેલા કન્યા કેલવણી વીગેરેના સુધારા કેમ ભુલાઇ ગયા? વળી વધારામાં હીંદુ ભાઇઓને ખુશી કરવાના ઇરાદાથી એ પ્રસંગે રૂ. ૩૦૦ ભરૂચના પાંજરાપોળના ફંડમાં લગનની ખુશાલીમાં આપ્યા.

વળી એક દલીલ એવી બતાવવામાં આવે છે ગંભારનાં જમણો જુના જમાનાની સખાવતો છે, અને જો તે સખાવત કરનારાઓ આજે હયાત હોત તો પોતેજ તે રકમ બીજા કામમાં નાખતે. આ દલીલમાં કેટલી વજુદ છે તે એક દાખલાથી સાબીત થઇ જશે. નેક નામદાર શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાનું નામ સખાવતમાં મશહુર છે, તેવીજ રીતે અક્કલ અને ઇલમમાં પણ પોતે બાહોશ છે. તેઓ તરફથી દર વરસે ભરૂચ શહેરમાં મરદ તથા બાનુઓનો ભેગો ગંભાર થાય છે. એ નામદાર શેઠ કાંઈ જુના જમાનાના માણસ નથી. તે છતાં તેઓ સાહેબ તરફથી હાલના જમાનામાં ગંભારો ઘણે ઠેકાણે થાય છે. એમને પણ કોઇ ગ્રહસ્થ શીખામણ દેવા નીકળ્યું હતું કે જમણોમાં પૈસા બરબાદ થાય છે માટે સ્ત્રી કેળવણી વગેરે બીજા કામમાં વાપરવામાં આવે તો ઘણું સારૂં થાય. પણ એ સખી નરે એકદમ એ વાતને હસી કાઢી ને ઇંડકથી જવાબ દીધો કે જ્યારે હું નાની ઉમરનો હતો તે વારે હું તથા મારા બાળદોસ્તદારો ગંભારના જમણની ખરી મજાહ સમજતા હતા અને તેની રાહ જોઇને બેસતા

હતા, અને હજુર તે મુજબ સેંકડો બચ્ચાંઓ સમજતાં હશે. માત્ર પૈસાદાર માણસો અને ઓજરાં આંતરડાના દુઃખથી પીડાતાં કમનસીબ માણસો કે જેને કુદરતનીજ મનાઈ થાય છે, તેજ લોકો નાતના જમણ તરફ અભાવ બતાવે છે, અને હાલમાં એ ગંભારના જમણની તકરાર ઉભી થઈ તેનું એક પરિણામ એ આવેલું છે કે ચાલતા માસમાં દર સાલના એઓ સાહેબના ગંભારના જમણમાં ગોશનાં ખાણાં સાથે મીઠાઇ જમાડવાનો પણ હુકમ તેઓ નામદાર તરફથી આવી ચુકયો છે. ગઇ સાલ કરતાં ઓણ સાલ મીઠાઇ વધારામાં થશે. હવે વધારે લખવાની જરૂર રહેતી નથી. વાંચનારી આલમે સહજમાં જોઈ લીધું હશે કે જે અધિકાર પોતાને નથી તે લેવા સારૂ અમારા ત્રસ્ટી સાહેબોએ હીંમત કાધી. આ બતાવવાની મને જરૂર પડી છે, બાકી બીજી તો કોઈ તકરાર નથી. અમારૂં કહેવું એટલું જ છે કે જે બાબતમાં તમને સત્તા નથી તે બાબતમાં કાયદાસર સત્તા અન્જુમનની સંમતિથી મેળવી તમે વાપરો તેમાં કોઇ તમારો દોષ કાઢવાનું નથી. પણ કાયદો હાથમાં લઈ એક વખત સત્તા ગેરકાયદે વાપરી કોઇ રીતસર તે બાબતમાં વાંધો લે તો તે માટે તેમને હલકા પાડવાની આડકતરી તજવીજ કરવાથી બાઝ રહો, એટલુંજ અમારૂં કહેવું છે. આશા છે કે હજુર પણ નેક વિચાર લાવી આયંદે એવા કૃત્યથી અંજુમનની લાગણી નહિ દુખાય એવાં પગલાં ભરવામાં આવશે, જેમાં ત્રસ્ટી સાહેબોની શોભા છે અને તેથીજ કરીને તેમની તરફ અંજુમનની માનની લાગણી મંદ નહી થતાં વધુ પ્રફુલીત થશે.

ભરૂચ, તા. ૧ માર્ચ ૧૯૧૬.

લી૦ હું છું આપનો દુવાગો સેવક

**મે. ફ. આલમશાહ.**

હાઇકોર્ટ વકીલ, ભરૂચ,

તા. ૨૬-૧૧-૧૯ના જામે જમસેદમાં છપાયલું.

# ગરીબોને પેલા કદરદાનો લાવી લાવીને ગંભાર ઉપરજ કાં ધાડ લાવતા હશે ?

મી. એડીટર,

ગયા અકટોબર માસમાં પુનાના દસ્તુરજી સરદાર કેકોબાદ આદરબાદ એક નવજોત કરવા સારૂ કરાંચી પધારેના હતા તે વખતે ત્યાંની પારસી અંજુમનની મીજલસમાં ભાશણ આપતાં પારસીઓનાં ગંભારની બાબતમાં પોતે સુચના તથા ભલામણ કીધી કે "ગંભારનાં થતાં જમણો જે નેમથી ઉત્પન થયલાં છે તે નેમ જળવાતી નથી, કેમકે હાલમાં તેના જશનમાં સામેલગીરી નહી આપવી અને ખાલી ધાંઇખોરાની માફક ખાવાની વેળા ઉલટી પડવું એ ગંભારની મુળ નેમ નથી, ને આ રીતે ખરચેલો પૈસો બરબાદ જાય છે, તેને બદલે ગરીબો તથા નાચારને કાચો અનાજ આપવામાં આવે તો તે બરહક છે. રાંધેલો અનાજ આ રીતે ખવડાવવાને બદલે કાચો અનાજ ગરીબોને વેહેચી આપવા હાલના કરતાં દશગણા સવાબ હાંસેલ થશે."

દસ્તુરજી સાહેબની આ શીખામણ ઘણી કીમતી લાગે છે, કેમકે તે મુજબ અમલ કરવામાં ઘણા ફાયદા સમાયલા છે. નેકી, નીતી, તથા કરકસર કરવા ખાતર આ એક ઉમદા વાયજ છે. પણ સવાલ એમ ઉભો થાય છે કે કરકસરની વાત ગંભારના જમણથીજ શરૂ થઇને ત્યાંજ શા માટે આવો અંકુશ યા કાપ અટકવો જોઇએ ? વળી દરેક માણસના ખાનગી ખરચ ઉપર કાપકુપ કેમ નહી થવી જોઇએ ?

વિલાયતી બુટ અને બબ્બે ઘોડાની ગાડીઓ તથા ઉંચા કીમતી કપડાંની શી જરૂર છે? બ્રાંડી, વીસકી, વિગેરે મોઘા દારૂ વગર શું નહી ચાલે? અને ટેબલ ઉપર મરઘી, મલાઈ, મસકાનાં ફોકટનાં ખરચ કરીએ છીએ તેને બદલે સાધારણ ખાણી પીણીનો રીવાજ રાખી, પૈસો બચાવીને ગરીબોને મદદ આપવામાં શું હરકત નડે છે? પણ લોકો શા માટે તેમ કરતા માલમ પડતા નથી?

આવી આવીને ધાડ ગંભારના જમણો ઉપર પડે છે! કેમકે તે કોઇ અમુક સખ્સના તરફથી નહી, પણ અંજુમન તરફનાં ખાણાં તરીકે ગણાવવા લાગ્યાં છે! આશરે છ વરસની વાત ઉપર ભરૂચ શાહેરમાં પણ એવોજ ઝઘડો ઉભો થયો હતો. પંચાયતના મેનેજીંગ ટ્રસ્ટી ખાન બહાદુર આદરજી મંચેરજી દલાલે અંજુમનને પુછયા વગર કેટલાક ગંભારનાં ખાણાં બંધ કીધાં હતાં, તે બાબતમાં તમારા સેવકે તથા બીજાઓએ અંજુમન તરફથી વાંધો ઉભો કરેલો હતો અને "જામે જમશેદે" તે ફરીઆદને મજબુત ટેકો આપેલો એટલે ખા. બા. આદરજીને પોતાની ભુલ કબુલ કરવાની ફરજ પડી હતી. દુનિયા ખરેખર તરેહવાર છે. લોકોને બોલવું સહેલું પડે છે પરંતુ ચાલવું મુસ્કેલ લાગે છે. દાખલા તરીકે તા. ૪ થી ડીસેમ્બર ૧૯૧૫ના "ટાઇમ્સ ઓફ ઈંડીઆ" પેપરમાં એજ ખા. બા. આદરજીએ એક કાગળ લખીને સખ્ત ભલામણ કરી હતી કે મરણ તથા લગ્ન સંબંધી તમામ જમણો બંધ કરીને નાણાં બચાવીને તેની સરકાર પાસેથી લોન વેચાતી લઇને સરકારને લડાઇના કામમાં મદદ કરવી જોઇએ. આ કાગળ પ્રસિદ્ધ થયાને બે માસ નહી થયા એટલામાં એમના દીકરાના લગ્નની ખુશાલીમાં પોતે એકને બદલે બે મોટાં જમણો કીધાં, અને તે પણ ગાયન સાથેના હતા! વળી બીજી ગુજરાતી કેળવણીની પરીષદમાં એમને તક મળવાથી એકવાર ફરીથી ગંભારોના જમણો ઉપર પાછો ધુજારો કરી મુકેલો હતો. તેમાં એમને "જામે

જમસેદ ” તરફથી તા. ૨૪-૧૦-૧૯૧૭ના રોજે પુરતો જવાબ મળી ચુક્યો હતો. આટલાથી પોતે નહી ધરાતાં, વળી ફરીથી ગઇ સાલ મુંબઇના પારસી કોન્ફરન્સના પ્રેસીડંટ તરીકે પણ એવીજ સલાહ આપવા બેઠા હતા, અને ચોથેજ દીવસે એમના માનમાં તાજમહાલ હોટેલમાં ટીપાર્ટીના ભારે ખરચના મેળાવડામાં પોતાની હાજરી આપીને સાબેત કરી આપ્યું હતું કે બોલવું અને ચાલવું એ બે બાબતો જુદીજ રીતથી થતી આવેલી છે; અને જાવેદાન સુધી ચાલતી રહેશે. અત્રે ઇન્સાફ ખાતર કબુલ કરવું જોઇયે કે ગંભારના જમણોની વિરૂદ્ધ પોતાના વિચારો હોવા છતાં ખા. બા. આદરજી અવારનવાર એ જમણોમાં ખુશીથી પોતાની હાજરી આપે છે.

દરેક ધર્મમાં કેટલીક રીત રીવાજો ખુદ ધરમને નામે દાખલ થયલી છે ને તે શરીરની સુખશાંતીને માટે ખાસ જરૂરની હોય છે. ગંભારના જમણો પણ તેવીજ રીતના કેમ નહી ગણી શકાય? ભેગા મળીને એક શુફરે ખાવામાં જેવી મજાહ પડે છે તેવી ઘરમાં એકલા જમતાં પડતી નથી. લોકો “પીકનીક” વિગેરેમાં મોટા મોટા ખરચો શા માટે કરતા હશે? મુંબઇમાં અને બીજા શહેરોમાં બાનુઓ માટે ગંભારનાં બે જમણો થાય છે. ને તેમાં ગોયા આખા શહેરની બાનુઓ હાજરી આપે છે. વળી છ વરસ થયાં ખુદ મુંબઇ શહેરમાં બાનુઓનેજ માટે ગંભારનું એક જમણ થાય છે તેમાં લક્ષાપતિઓનાં ઘરનાં બાનુઓ ભાગ લે છે અને તેઓ જેમ દસ્તુરજી કેકોબાદ કહે છે તેમ કાંઈ ધાંઇખોરાં નવી! આવા જમણમાં દોડાદોડ ને રમતગમત ને ખુશાલી જોઇને દરેક માબાપ મલકાઇ જાય છે. ગરીબોને ઘેર કાચું અનાજ વહેંચવામાં આવે તે કેટલે ઘેર પહોંચવાનું છે? અને તે ઘેરનાં છોકરાંઓને કાચા અનાજને લીધે આવી ગમત કોઇ વખત જોવામાં પણ આવતી નહીં હશે, પૈસાદાર માણસોને તો અવારનવાર ખાણાં મળે છે, જેવાં કે લગ્ન નવજોતનાં તથા સાલગ્રેહનાં તથા

ફ્રેન્ડોની પાર્ટી વિગેરે. પરંતુ મધ્યમ તથા ગરીબ વર્ગના માણસોને માટે ખુશી ખુશાલીનાં જમણોની જરૂર શું દુનિયામાં નથી ?

પોતાના અનુભવથી સેવક લખે છે કે આજથી ૫૫ વરસ ઉપર જ્યારે દરેક બાબતની સોંઘવારી હતી ત્યારે પારસીઓ એક માસની મુદતમાં ઘણી મરતબે મીજબાનીની મજાહ લઈ આવતા હતા અને બચ્ચાંઓને ખુશી કરતા હતા અને તનદુરસ્ત રાખતા હતા, હવે તે દિવસો જતા રહ્યા છે ને બારમાસમાં એક દીવસ પણ એવી સહેલ કરતા તેઓ જોવામાં આવતા નથી. તેને બદલે દરરોજ દવાની શીશીઓ લઇને બચ્ચાંઓને ડાકટરોને ઘેર જતાં આવતાં જોવામાં આવે છે. આવી રીતની હકીકત હોવાને લીધે ફક્ત તબ એતનેજ ખાતર જમણોની ખાસ જરૂર દીસે છે ને તે જમણો આજના વખતમાં તો માત્ર ગંભારોનાંજ નામથી રહેલાં છે, ને તે બંધ કરવામાં કેટલું ડહાપણ છે તે વિચારી લેવાનું છે.

આજકાલ પારસીઓમાં તરેહવાર નવી બદીઓ દાખલ થયા કરે છે. બીડી ફુંકીને ધુમાડા કહાડવામાં તો ખરેખર ઉપમાઈ ગણાય છે. આવી બદીની બાબતોમાં ખરચનો જો અડસટો કહાડવામાં આવે તો તે ગંભારનાં જમણો પાછળ થતા ખર્ચ કરતાં બેશક ઘણોજ ભારે નીકળશે. ધરમગુરૂઓએ તો પ્રથમ આવી બાબતોમાં લોકોની આંખ ઉઘાડવી જોઇએ, તેને બદલે વગર કારણે ગંભાર જેવા જરૂરી જમણોને વગોવાને પોતાનો વખત ગુમાવે છે. ખરા સુધારા કરવાના સેંકડો રસ્તા ખુલ્લા છે. ખુદાતાલાની મહેરબાનીથી પારસીઓની હાલની સ્થિતિ કાંઈ એવી નથી કે માત્ર ધાન દાળ ચાટવાને ખાતર ગંભારનાં જમણોમાં ધાઇખોરા બને. હસી ખુશીથી ભેગા મળીને ખાણું લેવું તેની બલિહારી ન્યારી છે. Laugh and grow fat એ કહેવત સોનાના મુલની છે.

જો કરકસર કરીને પૈસો બચાવી તે મદદ તરીકે ગરીબ લોકોમાં વહેંચવાની નેમ દરેક બાબતમાં રાખવી સજાવાર હોય તો સવાલ એમ ઉભો થાય છે કે છેક પુનેથી કરાંચી જઇને આવવાનો લાંબી મુસાફરીની તકલીફ લઇને સરદાર દસ્તુરજીને ભારે ખરચ કરવાનો ખાસ સબબ શો હતો? શું કરાંચી જેવા શહેરમાં નવજોત કરનારા અથોરનાન સાહેબોની કાંઇ કોતાહ છે કે? એ ખરચ કેમ બરબાદ કરેલો છે? આવી આવીને ધાડ ગંભારનાં જમણો ઉપર ખાલી નાંખવામાં શો ફાયદો છે?

ભરૂચ, તા. ૧૯ મી નવેમ્બર ૧૯૧૯.

સેવક તમારો

**સોરાબશા હોરમસજી.**



નાં. ૪૩૦]

શ્રી ભરૂચની પારસી પંચાએત.

**ભરૂચ** તા. ૧૫ માહે ડીસેમ્બર સને ૧૯૦૫ રોજ ૩ મહા ૪–
સને ૧૨૭૫ ઈ. જ.

**નેકનામ ભાઇ રતનજી ફરદુનજી જીનવાલાની સેવામાં:—**
મુ૦ **મુંબઇ.**

જત લખવા અરજ એ છે જે ગઈ સાલની તારીખનો તમારો મેહેરબાનીની ભરેલો કાગળ મળ્યો છે. વાંચી બીના જાણી છે.

વળી તમારા લખવા મુજબ તમારીવતી તમારી અત્રેની પેઢીએ આજ રોજ રૂ. ૫૦૦] અંકે પાંચસો ભર્યાછે તે તમારા લખવા મુજબ પંચાતના ચોપડામાં "મરહુમ બાઈ પીરોજબાઈ માણેકજી કેમેસરી-એટવાળાની નઇઅતે એક અતલગના ખેસી તરફથી" એ નામે જમા કર્યાં છે અને એ રૂપીઆની ધારાસરની રસીદ તમારી અત્રેની પેઢીને આપી છે તેઓ તમને મોકલી આપશે, તે જાણશોજી.

એ રૂપીઆનો ઉપયોગ બાઈ શીરીનબાઇને સંતોષ મળે તેવી રીતે અત્રે જ્યાં જરૂર હશે ત્યાં કુવાનાં કામમાં કરીશું તે વીશે બે-ફીકર રહેશોજી.

આશા છે કે તમો ભાઈ ખુશી તંદરોસ્તીમાં હશો. હાલ એજ અરજ.

લી. સેવક,
**આદરજી મંચેરજી દલાલ**
મેનેજીંગ ટ્રસ્ટી "ભરૂચ પારસી પંચાએત."

## મેહેરબાન શેઠજી ખા. બા. આદરજી મંચેરજી દલાલ
### મેનેજીંગ ટ્રસ્ટી પારસી પંચાએત—ભરૂચ.

તા. ૧૫-૧૨-૧૯૦૫ ની તારીખે તમો તરફથી મારા ભરેલા રૂપીઆ ૫૦૦) ની પોહોંચ મેસર્સ દીનશાહ ફરદુનજીને બાઇઓની કું. જોગ ૧) કાગજથી મળી છે, તેમાં એ રૂ. ૫૦૦) ભરૂચની સગડીના કુવાની મરામત કરાવવામાં ખરચવા માટે મોકલવામાં આવ્યા હતા અને તે તૈયાર થયેથી "મર્હુમ બાઈ પીરોજબાઈ માણેકજી કેમેસરીએટવાળાની નઇઅતે એક અતલગના ખેસી તરફથી" એવી તખતી મારવાનું જણાવ્યું હતું. આ બાબતને લગભગ ૧૭) વરસ પુરાં થવા આવ્યાં, પણ એવી કશાબી હીલચાલ થયલી લાગતી નથી, કેમકે જે મારા મરહુમ ભાઇજી તેહમતન બમનસા વકીલના ભરૂચ ખાતે નીપજેલાં અકાળ મરણ વેળા એવી કોઈ તખતી ન હોવાની ખબર મને પેહેલી મળી, અને તેની પરપુછ મારા બનેવી ભાઈ રતનજી મારફતે મેળવતાં એ વાત ખરી માલમ પડી. હવે આજે આ કાગજ લખવાનું કારણ એ કે મરહુમ બાઈ પીરોજબાઇના છેલા વારાદાર ગુજર્યા છે, અને તેવણના વીલ મુજબ વ્યવસ્થા સર્વ થઇ ચુકીછે. તેવા સંજોગમાં આ નાની રકમ ૧૭) વરસ સુધી તેના કરવા ધારેલા ઉપયોગ વિના પડી રહી, એ મને ઘણું નબોજું લાગે છે. માટે એ વિશેનો ખુલાસો જણાવવા તસ્દી લેશોજી.

આજે એ રકમ વ્યાજે એવડી થઇ હશે, અને તમો જો તેની વ્યવસ્થા ઉપલાં કામમાં ન કરી શકતા હોવો તો મારી પર પાછા મોકલવે એવાજ કોઈ ધર્માદા કામમાં તુરત વાપડવાથી મરનારની ખાયસ મારી જીંદગીમાં બર લાવવાનો મને સંતોષ મળશેજી.

તા. લી. દુવાગો

**બેન સીરીનબાઇ બમનસા વકીલ.**

**ભરૂચ**, તા. ૩૦-૯-૧૯.

## ખા. બા. આદરજી મંચેરજી દલાલ.

ભરૂચની પારસી પંચાત ફંડના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ,

મુ. ભરૂચ.

ગર્લ્સ સ્કુલની અંદર મારા મુરબ્બીજી બાવાજીએ મારા મરનાર બાઇ સોરાબસા નવરોજી કાલા ગાંધીનાં પુનને માટે રૂ. ૫૦૦) આપીને ખાતું ખોલાવ્યું છે અને તેની સરત એવી કરી છે કે તેનાં વ્યાજની જે રકમ આવે તે રકમમાંથી ચાંદીનું કપ એક, દર વરસે જે છોકરી ગાયણ ગાવા વગાડવામાં પેહેલે નંબરે આવે તેને ઇનામ આપવું.

આ સંબંધી આપણા વચ્ચે એક વરસ થયું કાગજ પત્ર ચાલે છે, પણ હજુ મને સંતોષકારક જવાબ મળ્યો નથી.

હવે મારે ખાસ તમારૂં ધ્યાન ખેંચવાનું કે દર વરસને બદલે સાત સાત વરસ થઇ ગયાં છતાં તમે તે ઇનામો હજુ આપેલાં નથી, અને ઉડાઉ જવાબો આપો છો (કે મેળાવડો મળશે ત્યારે ઇનામો વહેંચાશે.)

સાત વરસમાં તો ઘણા મેળાવડા થઇ ગયા છતાં પણ ઉપલી ગુંચવણ શા માટે રાખી છે તે સમજાતું નથી. વળી મેળાવડા અને આ ઇનામોને કાંઇપણ લાગતું વળગતું નથી અને વળી મારા બાવાજીએ કાંઇ એવી શરત કરી નથી કે મેળાવડા મળે તોજ ઇનામો આપવાં, અને નહિં તો ઇનામ નહિં આપવું.

તમામ સરકારી તેમ ખાનગી નિશાળોમાં કાંઈ એવો ખાસ રીવાજ નથી કે મેળાવડો થાય તોજ ઇનામ આપવાં, અને વગર મેળાવડે ઇનામો નહિં આપવાં. છતાં જ્યારે એવી રીતે સાત સાત વરસ સુધી આપણી નિશાળમાં, તમારા લખ્યા મુજબ, ઇનામો જ્યારે

અપાયાંજ નથી તો તે વાત કેવી દલગીરી ભરેલી છે, અને નિશાળના વહીવટદારોને કેટલી શોભા આપનારી છે, તે નક્કી કરવાનું હું ખુદ તમોનેજ સોંપું છું.

હવે સાત વરસ ઉપર ચાંદીનો ભાવ આજના કરતાં લગભગ અડધો હતો અને આજે તો તેના કરતાં લગભગ દોઢો બમણો છે. તો હવે અમારા રૂપીઆના વ્યાજનું કપ તે વખત કરતાં આજે લગભગ અરધી સાઇઝનું નાહનું આવશે, અને લગભગ અરધાભાગની ચાંદી જતી રહે છે. તો તેના જવાબદાર મારે કયા ટ્રસ્ટી સાહેબને ગણવા તેનો ખુલાસો કરી મને આભારી કરશોજી.

લી. દુવાગો,

**એરચશા નવરોજી ગાંધીના સલામ.**

ઉપલા કાગળનો જવાબ મળેલો નહી, તેથી તા૦ ૧૯-૧૦-૧૯૧૯ ને રોજ રીમાઇન્ડર મોકલવો પડ્યો હતો.



ભરૂચ. તા. ૧-૧૧-૧૯૧૯.

ખા. બા. આદરજી મંચેરજી દલાલ

મુા. ભરૂચ.

જત તમારૂં કાગળ તા. ૨૮ મીનું નંબર ૪૨૪ નું મલ્યું છેજી. તેના પેરા બીજાના તદન ઉડાઉ જવાબમાં મારે જણાવવાનું કે દેખરેખ રાખનારની બેદરકારીથી મારા ખાતાનું સાત સાત વર્ષ સુધી ઇનામ વેહચાયું નહિ, અને હવે ખુદરતના નીયમને શા માટે ગળે પડાય છે. શું ખુદરત એમ કહેવા આવેલી કે સાત સાત વરસ સુધી પાડી રાખજો, અને તેની ઉપર દેખરેખ રાખશો નહિ, અને તદન તકલીદી જવાબો આપીને તેનાં વારસોને હંફાવજો, તે જાણશો.

પેરા ત્રીજાના જવાબમાં ઘણીજ દીલગીરી સાથે લખવું પડે છે કે તમે શું જોઇને "વગર અર્થનો પત્ર વહેવાર ગણો છો"? એક માણસ ધર્મ કરે, તેનાં ફંડનો વહીવટ બરાબર તેની મરજી માફક થતો નથી, અને ગમે તેમ ગાયકવાડી ચલાવવી, અને જો કાગળો લખવામાં આવે છે તો તેના જવાબો બરાબર અપાતા નથી, અને વળી પાછા ઉપરથી દબાંણ કરો છો એ ઘણુંજ દીલગીરી ભરેલું છેજી. સાત સાત વરસ સુધી ઇનામો વહેંચતા નથી, હકદારોના હક આપી દેતા નથી, મરજી મુજબ ગાયકવાડી ચાલે છે અને એને શું તમે નજીવી બાબતો ગણો છો? આવા દીલગીરી ભરેલા જવાબથી માહરે ના ઇલાજે ખબર આપવાની ફરજ પડે છે કે મારા ઇનામમાં જેટલી નુકશાની આવશે તેટલી નુકશાની માટે હું જુદાંજ પગલાં ભરીશ. અને તેનાં પરીણામના જોખમદાર તેના વહીવટદારને ગણીશ, માટે માસ ૧) એકમાં એની ખોટનો નીવેડો લાવી સલાહ શાંતીથી, સંતોષકારક નીકાલ કરશોજી, કે જેથી કરીને કોર્ટમાં ફેશતાં ફજેતી થાય નહિ, અને આબરૂ અને ટેક જળવાય.

લી. દુવાગો,

એરચસા નવરોજીની સલામ.

શ્રી પાકદાદાર હોરમજદની મદદ.

# શ્રી ભરૂચની પારસી અંજુમનના ફંડના ટ્રસ્ટી સાહેબો જોગ—ભરૂચ.

મહેરબાન સાહેબો,

ભરૂચ શહેરમાં કોટમાં કાંઠાપરની નવસો વરસની જુની પૂરાણી ગણાતી અગીઆરીનું મકાન બીસમાર હાલતમાં આવી ગયાથી તેને નવેસરથી બાંધવા સારૂં તજવીજ ચાલી રહી છે ને તે નેક કામમાં લોકો તરફથી ઉઘરાણાંના થયલા આશરે રૂા. ૧૫ હજાર આવેલા છે ને તેમાં બેહસ્તનસીન નામદાર સાપુરજી બરજોરજી ભરૂચા તરફથી મકાન બાંધવાને માટે રૂ. ત્રીસ હજારની નાદર રકમ આપવામાં આવેલી છે. એટલુંજ નહિ પણ તે સખાવતે બહાદુર નરે વધારામાં જણાવ્યું હતું કે કબીજે આટલી રકમમાં મકાન બની નહિ શકશે તો પોતે તેમાં ખુટતાં નાણાં પૂરાં કરી જાદે મદદ કરવાની ખાયસ પણ બતાવી હતી.

આ રૂા. ત્રીસ હજારની રકમ પંચાતના દફતરે જમે થયાને લાંબી મુદત વીતી ગઇ છે પરંતુ અગીઆરીનું બાંધવાનું કામ ધારવા કરતાં પણ ઢીલું રહ્યું ને તે દરમ્યાનમાં કમનસીબે સર સાપુરજી આ ફાની દુનીઆમાંથી ચાલી ગયા છે. એ ઢીલનું પરીણામ એ આવ્યું છે કે એ નામદાર શેઠે જાદે નાણાંની મદદ કરવાની ખુશી બતાવી હતી, તે મદદ મળવાનો સંભવ આ વખતની સાથે વહી ગયો, કે જે વાત ખરેખર અફસોસકારક છે.

આટલી લાંબી મુદ્દતમાં ટ્રસ્ટી સાહેબો તરફથી માત્ર જુના મકાન તોડી પાડીને જગ્યા ખુલ્લી કર્યા સીવાય જાદે કાંઇ પણ કામ થયલું નથી. અંજુમનનાં લોકોમાં આ જુની અગીઆરીની જગ્યાને માટે કેટલો મોટો મોહ છે તે સૌ કોઇની જાણમાં છે એટલે

અત્રે એ વીશે જાદે લખવાની જરૂર દીસ્તી નથી હવે જગ્યા ખુલી કર્યાને પણ ઘણો વખત થઇ ગયો છે. લેકીન કામ હજુ સુધી કશુંએ ચાલેલું નથી. માટે આપ સાહેબોને તસ્દી આપવાની મકસદ નીચે મુજબ છે.

૧ મકાન બાંધવાનું કામ જેમ બને તેમ જલદીથી હાથમાં લઇને તાકીદે પૂરૂં કરવું.

૨ પ્રથમથીજ નવા મકાનના પ્લેન તથા એસ્ટીમેટ બે અગર ત્રણ ઇજનેરો ઇઆ આ કામના માહીતગાર માણસો પાસે તૈયાર કરાવીને અંજુમનની જાણ સારૂં ખુલ્લાં મૂકવાં, કારણ કે જેમ જાદે માણસોની સલાહ મળશે તેમ મકાન વધારે સોભાવતું, વધારે રોણકદાર, અને વધારે કુશાદે થવાનો, અને ખરચ કીફાયત બનવાનો સંભવ છે.

૩ મકાન પાછળ રૂા. ચાલીસ હજાર ખરચવા સારૂં કહાડવા ને જેમ બને તેમ કુશાદે મકાન બનાવવું, કે હરેક પ્રસંગે આવી હવાવાળી અને રળીઆમણી જગ્યાનો ઉપયોગ થાય અને આગળ ઉપર જગ્યાની તંગાસની ફરીઆદ થવા પામે નહિ. હાલમાં સીલીકમાં રૂા. ૪૫ હજાર છે અને દુનીઆનાં સખી ગૃહસ્થો તથા બાનુઓ તરફથી એના નીભાવ વગેરેના ફંડમાં જોઇતી મદદ સહેલાઇથી મળી આવશે એવી દરેક ઉમેદ છે.

૪ આવાં મોટી રકમનાં કામ કરાવવા માટે અને પૂરતી દેખરેખ રાખવા સારૂ એક કમીટી નીમવી અને તેની સાથે ટ્રસ્ટી સાહેબોએ એકદીલથી કામ કરવું કે જેથી ટ્રસ્ટી સાહેબોને તે કમીટી એક મદદગાર થઇ પડશે. આ ભલામણનો અર્થ એવો નહિ સમજશો કે ટ્રસ્ટીઓ તરફની કોઈ પણ બાબતની બેદરકારી વ્હેમ ઇઆ ઉડાઉપણું અગર બીન ભરોસાને લીધે તે થયલી છે.

૫ આ કાગળ ઉપર તાકીદે મીટીંગમાં વીચાર કરી જે ઠરાવ થાય તેની ખબર અમને વેલાસર આપવાની મહેરબાની કરશો.

તા. ૨૯ મે ૧૯૨૧

એમ. એચ. આલમશાહ.
એરચસા નવરોજી ગાંધી.
દારાસા મંચેરજી કાપડીઆ.
ધનજીશા દીનસાજી.
પેસ્તનજી મેવાનજી જાફરઆ.
કેખસરૂ જમસેદજી કાપડીઆ.
નસરવાનજી ખરસેદજી.
નવરોજી ખરશેદજી કાપડીઆ.
એરચશા પીરોજશા વખારીઆ.
બમનજી નવરોજજી ગાંધી.
બમનજી કેરબાદજી.
રૂસ્તમજી બેજનજી કાપડીઆ.
બમનજી દીનસાજી ઘડીઆળી.
રૂસ્તમજી ટેમુલજી.
નવરોજજી જમસેદજી ગાંધી.
ખરશેદજી રતનજી.
નરીમાન અરદેસર.
જમસેદજી ફરામજી હોમાવાલા.
બમનશા રૂસ્તમજી મહેતાજી.
ફરદુનજી બેજનજી.
દારાશા [illegible]જીસા મોબેદ.
સોરાબજી ફરામજી કાપડીઆ.
એદલજી અરદેસર મારસલ.
જહાંગીરજી કાવસજી.
અરદેસર બેજનજી કાપડીઆ.
ફકીરજી અરદેસર લાવરી.
ફરામજી દીનસાજી ખંબાતા.
ગુસ્તાદજી ફરદુનજી કાપડીઆ.
ફકીરજી અરદેસર.
દારાસા ભીમજીભાઈ.
હોરમસજી પીરોજસા ગાંધી.
સોરાબજી રતનજી ગાંધી.
હોરમસજી કાવસજી ગાંધી.
એમ. એસ. હોમાવાળા.
બમનસા મંચેરજી
શાપુરજી ફરામજી હોમાવાલા.
નસરવાનજી નવરોજી અંકલેશ્વરીઆ.
રૂસ્તમજી દારાસા જીવાજી.
હોરમસજી અરદેસર કાપડીઆ.
એદલજી દીનસાજી.
કેખશરૂ ધનજીસા કેમેસરીબેટવાલા.
બમનજી જીવાજી દારૂવાળા.

દારાશા શેરીઆરજી હોમાજી.
સાપુરજી જમશેદજી ડોકટર.
નસરવાનજી બેરામજી દેજવાલા.
મંચેરજી અરદેસર મહેતા.
પીરોજશા અરદેસર મહી.
મોબેદ જમસેદજી મેરવાનજી.
મોબેદ કેખસરૂ સોરાબજી.
હીરાજી અરદેસર ડોકટર.
નવરોજી ફરદુનજી ગાંધી.
જમસેદજી કાવસજી મતડાંવાલા
રૂસ્તમજી એદલજી ખંબાતા.
મંચેરજી અદરજી પોપટી.
બરસેદજી ધનજીભાઈ દારૂવાલા.
દારાસા નસરવાનજી મામલતદાર.
કાવસજી નસરવાનજી મસાલા-
વાલા.
કાવસજી મેરવાનજી શેઠના.
પેસ્તનજી દીનસાજી.
ફરેદુન જમસેદજી કાપડીઆ.
દાદાભાઈ અરદેસર કેળાવાલા.
નસરવાનજી દીનસાજી બેંકવાલા.
દીનસાજી માણેકસા સાહના.
એરચસા ધનજીસા સાહના.
અરદેસર સોરાબજી નાથા કેરાં-
વાલા.

કેખસરૂ નવરોજી.
જમસેદજી રતનજી સાહના.
બરજોરજી નવરોજી કેરાંવાલા.
હોરમસજી અરદેસર કાપડીઆ.
દોરાબજી ઉકરજી માસ્તર.
રૂસ્તમજી ધનજીસા મુનસફ.
જહાંગીરજી ફકીરજી પક્કા.
નવરોજી રૂસ્તમજી ગાંધી.
નસરવાનજી પીરોજસા કાપડીઆ
જામાસપજી મેરવાનજી મોબેદ.
સોરાબજી બેરામજી વકીલ.
પેસ્તનજી જમસેદજી નાખુદાર.
જમસેદજી દીનસાજી ગાંધી.
રૂસ્તમજી કાવસજી દસ્તુર.
રતનજી રૂસ્તમજી દસ્તુર.
જહાંગીરજી જમસેદજી.
રૂસ્તમજી બેજનજી દારૂવાલા.
બેજનજી ગુસ્તાદજી
ડોસાભાઈ હીરાજી ગમીર.
નવરોજી પીરોજસા મોબેદ.
મેરવાનજી હોરમસજી તાડીવાલા.
દીનસાજી કેરબાદજી ગાંધી.
મોબેદ માણેકજી નસરવાનજી
અંકલેસરીઆ.

કુવરજી દીનસાજી દુધમલ.
હોરમસજી માણેકજી કેરાંવાળા.
હોરમસા જીવાજી.
દીનસાજી અરદેસર.
નવરોજી ફકીરજી દારૂવાળા.

જહાંગીર અરદેસર ગાંધી.
આદરજી એદલજી મારસલ.
કેખસરૂ ફરદુનજી ઇજનેર.
નવરોજી ફરદુનજી કેરાવાલા.
રૂસતમજી જામાસજી દારૂવાળા.



ભરૂચ, તા. ૬ જુન ૧૯૨૧.

**ખા. બા. આદરજી મંચેરજી દલાલ.**

પારસી અંજુમનના મેનેજીંગ ટ્રસ્ટી સાહેબ,

**ભરૂચ.**

**સાહેબ,**

કોટની કાંઠાપરની જુની અગીઆરી નવેસરથી બાંધવાની બાબતમાં અંજુમન તરફના કાગળનો જવાબ આપના તરફથી નંબર ૨૯૧ તા. ૧૨ મે ૧૯૨૧ નો મળ્યો તેના જવાબમાં લખવા અરજ નીચે મુજબ છેઃ—

૧. અગીઆરીનું કામ સરૂ કરાવવામાં જે વખત નકામો કહાડી નાંખવામાં આવેલો છે તે ભારે નુકસાનકારક નીવડેલો છે. આ કામમાં જે રીતસરની ચાલાકી તથા તજવીજની જરૂર હતી તે થઇ હોય એમ જણાતું નથી. નામદાર સર સાપુરજી ભરૂચાએ પોતાની સખાવત જાહેર કીધી, તે વખતે તેઓ સાહેબની તબીયત નાદુરસ્ત ચાલતી હતી તે કારણને લીધે ખાસ જરૂર હતી કે આ કામ તાકીદે પાર પાડી તેમનાં દીલ ખુશ કરીને જે જાદે મદદ આપવાની પાતે ખાયેસ દેખાડી હતી તેનો લાભ લેવો જોઇતો હતો. અને તેમાંનું કશુએ થયલું નથી એ બેશક ઘણુંજ દીલગીરીની વાત છે.

૨. આપ સાહેબ કબુલ કરશો કે દરેક મકાન બંધાય છે તે વાપરનારની હાજત તથા સગવડને બંધબેસ્તું હોવું જોઇએ. અને તેમ નહિ બને તો તે ઉપર ખરચેલાં નાણું ફોકટનાં ઉડાવી નાખવા સરખું છે. આપ લખોછો કે આ નવું મકાન દેવલાલીના અગીઆરીના પ્લાન ઉપર છે. હવે દેવલાલી તો એક નાનો સરખો કસ્બો છે ને ત્યાં પારસીની વસ્તી ઘણી ઓછી છે, ને ભરૂચ શહેરમાં પારસીની વસ્તી ભારે છે. વળી દેવલાલીનો પ્લાન અત્રે અંજુમનનાં જાણુવામાં

નથી. વળી આપ જાદે બતાવોછો કે સર સાપુરજીના વારસોએ દેવલાલીના પ્લાનનો વિચાર પસંદ કીધો છે, પરંતુ તે વારસોનો વિચાર તો એક તરફી હકીકત રજુ થઈ તે ઉપરથી બંધાયલો હશે. દાખલા તરીકે નામદાર સર શાપુરજી પાસે મદદ માંગનાર ગૃહસ્થોએ સાચી ને જરૂરી હકીકત રજુ કરી ત્યારે તેઓ સાહેબે જવાબ દીધો કે "મને "તો આજ સૂધી તદ્દન એથી ઉલટી વાત ફલાણા ભાઈ સમજાવી જતા "હતા, ને વળી બતાવતા હતા કે એથી કજીઓ કંકાસ વધશે. એવી "ગેરરીત દેખાડતા હતા. પણ તમારી હકીગત જાણીને હું ખુશી થયો "છું ને રૂ. ત્રીસ હજાર હાલમાં આપું છું ને બીજી જોઇતી મદદ "પાછળથી જરૂર આપીશ." એવીજ રીતે ફરીથી એમનાં વારસોએ પણ એકતરફી વાતને આધારે પસંદગી બતાવેલી છે, પરંતુ ખરી હકીગત તેઓ સાહેબના આગળ રજુ કરી અમો તેમની નવી પસંદગી લાવવાને તૈયાર છીએ. એક વખતે મકાન બંધાઈ ગયા પછી ઇંટો, ચુનો કંઈ રબરની માફક વધવાનો નથી અને નીભાવ ફંડ વગેરેની બાબત અમારા ધ્યાન બહાર નથી. આવા નેક કામમાં મદદ કરનારા ઘણા સખી મરદો તથા બાનુઓ સેજ નીકળી આવશે એવી અમારી ખાત્રી છે, અને કદાચ જો તેમાં વિલંબ થશે તો પંચાતનું જનરલ ફન્ડ જે ભારે છે ને જેની ઉપજમાંથી આપ સાહેબ પોતાની પસંદગીના કેટલાંક ઓછા દરજ્જાનાં કામમાં વરસો થયાં ખરચ કરતા જાઓ છો તેમાંથી હાલ તુરત ખરચ કરવાને અંજુમન કદીપણ પાછળ પડનાર નથી. પણ એવો વખત આવવોજ મુશ્કેલ છે—માટે રીતસર પ્લાન એસ્ટીમેટ તૈયાર થવાની આજ સુધી શી તજવીજ થયલી છે તેની અમને તરદી લઇ ખબર આપશો.

આપનો વિચાર આ કામ કંટ્રાક્ટથી કરવાનો દેખાય છે ને તેમાં આપે કારણો બતાવેલાં છે. પરંતુ કોઇપણ ઇજનેર અગર કંટ્રાકટર પોતાના નફા વગર કાંઇપણ કામ કરે નહિ, અને કેટલાક

હજારો રૂપીઆ આવી રીતે ઇજનેર તથાં કંટ્રાકટરના ગજવામાં જવા દેવાને કરતાં ડીપાર્ટમેન્ટથી કામ કરવાથી કામ મજબુત અને સારૂં થશે. આવા ધર્મના કામમાં દરેક દીનદાર જરથોસ્તીની ફરજ છે કે મદદ કરવી જોઇએ ને કીફાયતથી કામ કરવા સારૂ ખંત લેવી જોઇએ. આવી વખતે ટ્રસ્ટીઓની તો આઇંન ફરજ છે કે પોતે આગેવાન ભાગ લઇને અંજુમનને બતાવવું જોઇએ કે તેમનાં દીલ માટે આટલી બધી કાળજી છે. માટે ત્રસ્ટી સાહેબો પેકી એક કમિટિ નીમી તેમનાં નામ સુચવવામાં આવશે એટલે અંજુમન તરફથી પણ ઘણી ખુશી સાથે મદદગારો બહાર નીકળશે. તેઓ બધા ઇંટો ચુનો લાકડાં વીગેરે કીફાયતથી અને સવલ પડતી રીતે ખરીદ કરશે અને કડીઆ વિગેરેને વ્યાજબી દરથી રાખી શકશે. કંટ્રાકટ થયલાં સઘળાં કામો ઘણી વખતે તકલીદી અને ભારે ખરચથી થાય છે.

આપ જાદે લખો છો કે અગીઆરીનો લાભ ઘણા જણાઓ લેય તેમ નથી અને થોડાક મકાનોને ખાતર આટલી મોટી રકમ ખરચી નાખવી અમને દુરસ્ત લાગતું નથી ને તેનો લાભ ઝાઝા લોકો લેશે એમ સમજવાનું નથી. આ લખાણ વાંચીને અમને ઘણીજ અજાયબી તથા દીલગીરી લાગે છે. સર સાપુરજી આગળ પણ એવીજ દલીલ રજુ થઈ હતી ને તે બેહસ્તનસીન મુરબ્બીની પાછળથી ખાતરી કરવામાં આવી હતી કે હકીકત તદ્દન ઉલટી સમજાવવામાં આવી છે ને ત્યારબાદ પોતે ખુશીથી પોતાની સખાવત જાહેર કીધી હતી. આપ સાહેબ આવી વિચિત્ર દલીલ શા કારણથી રજુ કરતા હશો તે અમને સમજણ પડતી નથી. કોટ તથા ખલાસવાડામાં જે હાલમાં અગીઆરીઓ તથા અંજુમન મળવાની જગાઓ છે તે આ કાંઠાપરની જગા કરતાં ઘણી ઉતરતી છે. હવા પવન તથા સામે પાક આવાં અરદવીસુર વીગેરેની સવડને લીધે આ જગ્યા જેટલી ઉપયોગી થઈ પડશે તેટલી હાલમાં વપરાતી જગ્યાઓ ઉપયોગી નહી થશે. અને

અમારા પ્રથમના કાગળ ઉપર એકસોને પાંચ મહરથોની સહી થયલી છે, તે કોટ કાજમ બહાર તથા ખલાસવાડ તેમજ બહારકોટનાં પણ રહીશો છે ને કબી ચાહીએ તો આવી ચાર ગણી બીજી સહી તે ઉપર આવી શકતે. અને એજ બાબતથી ખાતરી થશે કે અંજુમનને એની કેટલી જરૂર લાગે છે અને અંજુમનનો વિચાર આપના વિચારથી તદ્દન જુદોજ છે ને આપના વિચાર મુજબ જો સર શાપુરજી ચાલ્યા કરતે તો તેઓની સખાવત પણુ મળતે નહિ.

ટુંકામાં લખવાનું કે સર અવસરે અંજુમનને ભેગું મળવું થાય ત્યારે તેને માટે જોઈતી સવડવાળું મકાન રૂપીઆ હજાર ચાલીસ સુધીમાં બંધાવવાની અંજુમનની ખાયસ છે તે આપે જોઇ લીધું હશે. આટલી રકમમાં કામ થઇ શકશે એમ સૌ કોઇ ધારે છે. માટે ફરીથી લખવાનું કે મહેરબાની કરીને પ્રથમ પ્લેન એસ્ટીમેટ હુસીઆર માણસો પાસે તૈયાર કરાવી અંજુમનને બતાવશો. આટલી મોટી રકમનું કામ પાર પાડવા સારૂં અંજુમનને સાથે રાખીને ટ્રસ્ટી સાહેબોને ચાલવાનું નેક લાગશે.

છેવટમાં તસ્દી આપવાની કે તા. ૮-૫-૧૯૨૧ ની ટ્રસ્ટીઓની મીટીંગમાં આ બાબત જે ઠરાવ થયલો છે તેની નકલ અમને મોકલશો અને આયંદે દરેક ઠરાવ જે બાબતમાં થાય તેની નકલ પણુ મોકલવાની મહેરબાની કરતા રહેશો.

લી. દુવ.ગો સેવક

M. F. Alamshaw.

એરચશા નવરોજી ગાંધી.

નોટઃ—ઉપલા કાગળનો જવાબ આપેલો નથી. અંજુમનની ખાયશને કેટલું માન આપવામાં આવ છે તે આ દાખલો બતાવે છે.